# ગ્રંથ પરિચય

ગુજરાતી ભાષા વાંચનાર જનતાના તમામ વર્ગમાં લોકપ્રિય થ‍ે‌લી ' ગ્રંથ અને ગ્રંથકાર ' પુસ્તકમાલાનું ચોથું પ્રકાશન બહાર પાડ‌તાં આનંદ થાય છે. એ પુસ્તકમાં પ્રતિ વર્ષ ભાષા અને સાહિત્યને લગતાં ઉપયોગી અંગોની ચર્ચા કરવામાં આવે છે એ એની ખાસ વિશેષતા છે. પુસ્તક લખનારનાં ચરિત્ર તેમજ તેમની કૃતિઓની યાદી એ તો કાયમનું અંગ છે. તદુપરાંત reference માટે ઉપયોગી થાય તેવી બાબતોનો આમાં સમાવેશ કરવામાં આવે છે. વર્ષમાં પ્રકટ થએલા પુસ્તકોની વર્ગવાર યાદી, વર્ષ દરમિયાન સામયિક પત્રોમાં પ્રસિદ્ધ થએલા સારા લેખોની વિગતવાર સૂચી તથા ગુજરાતી ભાષાના અભ્યાસ માટેના પુસ્તકોની નામાવલિ એ સર્વ ગુજરાતી સાહિત્યના reference માટે બહુમૂલ્ય વસ્તુઓ છે. આખા વર્ષ દરમિયાન સામયિક પત્રો વાંચી તેમાંથી શિષ્ટ લેખોની નોંધણી કરવાનુ કામ ધારીએ તેટલું સહેલું નથી. આ વર્ષ આપેલી સામયિક પત્રો સંબંધી ચર્ચા વાચનારને જરૂર પ્રિય થઈ પડશે. વિશેષમા ભાઇ દેશળજી પરમાર જેવા અભ્યાસીએ ૧૯૩૨ ના વર્ષની સુંદર કાવ્યકૃતિઓનો વિભાગ તૈયાર કરી આપ્યો છે તે ખરેખર આ પુસ્તકની ઉપયોગિતામા વધારો કરે છે. ભાઇ બચુભાઇ રાવતનો પોતાનો માનીતો વિષય પણ આ પ્રકાશનમા માલુમ પડશે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી આ ભાઇઓની ઋણી છે.

ગુજરાતી કેળવણીકારોના ચરિત્ર અને તેને લગતી ઘણી મહત્ત્વની બાબતો આ ગ્રંથમાં જોવામાં આવશે. ટુંકામા આ પુસ્તકને reference ના પુસ્તક તરીકે જેમ બને તેમ વધારે ઉપયોગી તથા આકર્ષક બનાવવા માટે સંપાદકે સતત કાળજી રાખેલી છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

છેલ્લાં થોડાં વર્ષ દરમિયાન બન્યું છે તેમ ૧૯૩૨ની સાલમાં પણ બાલ સાહિત્યનો જબરો ફાલ આપણી ભાષાને પ્રાપ્ત થયો છે. એ સર્વના સંસ્કાર મેળવેલાં બાળકો જ્યારે ભવિષ્યમાં નાગરિકો બનશે ત્યારે જરૂર ગુજરાતનું નામ દીપાવશે.

ગુજરાતી સાહિત્ય બધી દિશામા ખેડાતું જાય છે એ આ પુસ્તકમાં આપેલી યાદી પરથી જણાઇ આવશે. વિજ્ઞાન અને અર્થશાસ્ત્ર જેવા ઓછા ખેડાયેલા વિષયોપર પણ પુસ્તકો વધારેને વધારે લખાય છે એ સમયનું શુભ ચિહ્ન છે. પ્રજા એકંદરે ગરીબ, અજ્ઞાનનું પ્રમાણ ઘણું જ

મોટું, વાચનના શોખના પુરતા વિકાસનો અભાવ : એ સર્વ વિરોધી બળો છતાં સંખ્યાબંધ પુસ્તકો લખાય છે અને પ્રકટ થાય છે એથી સાહિત્યાનુરાગીઓના ચિત્ત નિઃસંશય પ્રમન્ન થતા જ હશે.

તેમ છતાં આપણા સાહિત્યની ઘણી ન્યૂનતાઓ છે, તે પુરી પાડવા સહૃદય લેખક વર્ગને વિનતિ કરવી અસ્થાને નહિ ગણાય. આપણા આદર્શ ઉચ્ચ રાખી, સામાન્ય પરિણામોથી સંતોષ ના માનવો એ જ આગળ વધવાનો માર્ગ છે એમ મારો નમ્ર અભિપ્રાય છે, જે વારંવાર જણાવવામાં વાંધો નથી. વધારે ઉચ્ચગામી અને ઉંડા અભ્યાસવાળાં પુસ્તકો બીજા દેશોના સાહિત્યમાં છે તે પ્રકારનાં આપણી ભાષામાં રચાય એવી ઉચ્ચાભિલાષા સહુ કોઇ રાખશે જ.

આ સંબંધે ઉલ્લેખ કરતાં આપણી સમક્ષ આપણો આર્થિક પ્રશ્ન ખડો થયા વિના રહેતો નથી, સેંકડો ઉમેદ અને આશાભર્યા સાહિત્યના અભ્યાસીઓ પોતાના અભ્યાસ દરમિયાન કાંઇ કાંઇ સ્વપ્ના સેવતા, જીવનના કલહમાં પડે છે ત્યારે તેમના એ સ્વપ્ના ઉડી જાય છે. માટીની જમીનપર પગ મુકતાં તેમને જણાય છે કે જીવન ટકાવવું હોય, જીવનની ઓછામાં ઓછી જરૂરીઆતો પુરી પાડવી હોય તોપણ સવારથી સાંજ સુધી ચાલુ મહેનત કરવા તૈયાર હોય તે છતાં કામ મળતું નથી મળે તો જીવનને શોષીને નીચોવી નાખનારૂં હોય છે. ઉલ્લાસ અને આનંદ, જે વડે પ્રેરણાશક્તિને પોષણ મળે છે તે અંતર્ધાન થઇ ગયાં હોય છે. અભ્યાસ અને વાચન માટે શાન્તિ અને વખત જોઈએ તે ભાગ્યે જ મળે છે. એટલે કે સાહિત્યના સંવર્ધનને આનુકૂલ્ય થાય તેવી પરિસ્થિતિ ઘણા થોડાને હોય છે, કોઇ કોઇ વ્યક્તિ આ બધાં વિઘ્નો વટાવી સાહિત્યમાં કામ કરે છે તો તે બહાર પાડવા સાધન નથી હોતું. સાહિત્યનું કામ કરનારને ઉદરપોષણનું સાધન એનાથી મળતું નથી એ આપણા દેશની કમનસીબી છે.

ભવિષ્યમાં પણ 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પ્રત્યેક પુસ્તકમાં અભ્યાસીઓને ઉપયોગી અંગ દાખલ કરવામાં અવશ્ય આવશે. તેને લગતું આલ્બમ પણ ટુંક સમયમાં પ્રસિદ્ધ કરવાની ધારણા છે, પ્રજાના ઉત્તેજન અને ટેકાથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પોતાને કૃતકૃત્ય થએલી માને છે.

અમદાવાદ,
ભદ્ર, તા. ૨૯–૯–૩૩.

વિદ્યાબહેન ર. નીલકંઠ

# પ્રસ્તાવના

પ્રસ્તુત પ્રકાશનની પાછળ એક જ વિચાર કામ કરી રહ્યો છે અને તે એ કે "ગ્રંથ અને ગ્રંથકાર" નુ પુસ્તક આપણા ગુજરાતી લેખક અને વાચક બંધુને તેના વાચન, અભ્યાસ અને લેખનકાર્યમા બને તેટલું ઉપયોગી અને મદદગાર થઇ પડે:

એ આશયથી પ્રતિ વર્ષ તેમા કંઇને કંઈ નવું તત્ત્વ ઉમેરવા તજવીજ કરવામા આવે છે

આ વખતે બે નવા અંગો ઉમેર્યા છે· (૧) સન ૧૯૩૨ મા પ્રસિદ્ધ થયલી સુંદર કાવ્યકૃતિઓ; અને (૨) ગુજરાતી સામયિક પત્રોની સૂચી.

ગ્રંથકાર ચરિત્રાવળી વિભાગમા અર્વાચીન વિદેહીમાના થોડાકના —આરંભના કેળવણીકારોના—ચરિત્રો આપવાની શરૂઆત કરી છે, તે વિભાગ બને તેટલો વિશ્વસનીય અને આધારભૂત કરવા ખાસ કાળજી લેવામા આવેલી છે. ભાવિ ચરિત્રકોષના પાયારૂપ એ સાધન થઈ પડે, એવી ઉમેદ વધુપડતી નહિ જણાય.

ગુર્જર ગ્રંથકાર ચિત્રાવલિનુ પુસ્તક એક સ્વતંત્ર આલ્બમરૂપે આવતા વર્ષમા બહાર પડે એવી વકી છે, તે માટે તૈયારી થઇ રહી છે. પહેલુ પુસ્તક સોએક ચિત્રોનુ આપવાની યોજના કરી છે.

સન ૧૯૩૩ની કવિતાની પસંદગી શ્રીયુત દેશળજી પરમારે કરી આપી છે. એ માટે એમનો હુ ઋણી છુ. ઘણા બંધુઓને ખબર નહિ હોય કે અમદાવાદમા ગુજરાતી કવિતાનો એક અભ્યાસવર્ગ ચાલે છે. તેમા આપણા કેટલાક સાગ અને જાણીતા નવા કવિઓ જોડાયલા છે. કુમાર કાર્યાલય તેનું કેન્દ્ર સ્થાન છે, તેના પ્રેરક બળ શ્રીયુત બચુભાઇ રાવત છે.

શ્રીયુત બચુભાઇ રાવત, વાચક બંધુના લક્ષમા હશે જ કે 'ગ્રંથ અને ગ્રથકાર'ની શરૂઆતથી તેને એમનું પોતાનું એક કાર્ય સમજી તેના સંપાદન કાર્યમા મને હમેશ મદદ કરતા રહ્યા છે; અને હરેક વખત, એમના અનેક વ્યવસાયોમાથી સમય કાઢીને, જે કિંમતી લેખ લખી મોકલે છે તેની એકલા લેખકવર્ગે જ નહિ પણ મુદ્રણકળા સાથે નિસ્બત ધરાવનારા સૌએ

પ્રશંસા કરેલી છે અને તે આ પુસ્તકનું વિશેષ આકર્ષણ છે, એ અભિપ્રાય સાથે, મારી ખાત્રી છે કે, સૌ કોઈ સંમત થશે.

હરેક પુસ્તકમા લેડી વિદ્યાબ્હેનનો હું ઉપકાર માનું છુ તે કેવળ શિષ્ટાચાર નથી જ. મારા કાર્યમા તેઓ મરજીના કરી આપે છે, એટલુ જ નહિ પણ આ પ્રકાશનમા ખાસ રસ લે છે, એ મને થોડું પ્રોત્સાહક નથી.

અમદાવાદ.
તા. ૨૫-૯-૧૯૩૩

હીરાલાલ ત્રિ. પારેખ

# અનુક્રમણિકા

## અશુદ્ધિ

પુસ્તકોની વર્ગીકૃત યાદીની નીચે સન ૧૯૩૩ છપાયુ છે તેને બદલે સન ૧૯૩૨ મા વાચવુ

# ગુજરાતી સામયિક પત્રો

"ગ્રંથ અને ગ્રંથકાર"ના ઉપોદ્ઘાતમાં આ વર્ષે "ગુજરાતી સામયિક પત્રો" એ વિષય ચર્ચવાનું પસંદ કર્યું છે. એ પસંદગી કરવામાં ત્રણ ચાર કારણો મળી આવ્યાં.

૧

પત્રકારિત્વ આજકાલ સાહિત્યના પર્યાયરૂપ થઇ પડ્યું છે. એક સારું વર્તમાનપત્ર આજે જેટલી અને જેવા વિવિધ પ્રકારની વાચનસામગ્રી પૂરી પાડે છે, તે આપણાં પુસ્તકોમાંથી મળી શકતી નથી. પુસ્તકો કરતાં એક વર્તમાનપત્ર ઝાઝું વંચાય છે અને તેનો બહોળો પ્રચાર થાય છે. આધુનિક જીવન એટલું વ્યવસાયી બની ગયું છે અને તે એવું વ્યગ્ર રહે છે કે કોઇ વિષય પર સામાન્ય માહિતી મેળવવા જિજ્ઞાસા ઉદ્દભવે તોપણ તે પાછળ એટલો સમય આપવાને આપણને અવકાશ હોતો નથી. આધુનિક સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન વર્તમાનપત્ર છે એમ કહી શકીએ અને તેના વિકાસ અને અભ્યુદયમાં પ્રજાનો જીવનવિકાસ અને ઉન્નતિ બહુધા અવલંબી રહે છે. કોઈ શસ્ત્ર કરતાં કે કોઇ રાજસત્તા કરતાં તેની શક્તિ, લાગવગ અને કાબુ અદ્દભુત છે. સમાજમાં આજે તે અદ્વિતીય સ્થાન ધરાવે છે. તે ઇચ્છે એવા રંગવાળું મનુષ્ય જીવનને રંગી શકે છે; તે ધારે એવા વિચારોનો પ્રચાર કરી શકે છે. લોકશિક્ષણનું અને લોકમત કેળવવાનું તે એક સમર્થ અને પ્રચંડ સાધન છે.

આપણે અહિં અક્ષરજ્ઞાન હજુ વસ્તીની અલ્પ સંખ્યામાં છે પણ એ પ્રમાણ જેમ વધતું જશે તેમ વાચનનો શોખ જરૂર ખીલશે. આજે પણ જનતામાં વાચનનો શોખ વધ્યો છે, તે દરરોજ નવાં અઠવાડિકો નિકળ્યે જાય છે તે બતાવી આપે છે.

આપણા જીવનને આ પ્રમાણે સ્પર્શતું અને સાહિત્યને પોષક એવું એક અંગ અને બળ તેનો યથાવકાશ જરૂર વિચાર અને ચર્ચા થવાં ઘટે છે.

પત્રકારિત્વના અંગે અનેક જાતના પ્રશ્નો એક પત્રકારે તેમ આપણા સમાજના નેતાએ વિચારવાના ઉપસ્થિત થાય છે; આ લેખ લખવાનું શરૂ કર્યું એ અરસામાં જુદા જુદા પત્રોમા પત્રકારિત્વ પરત્વે ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ચર્ચાયલા મુદ્દાઓ મારા વાંચવામાં આવ્યા તે પ્રથમ રજુ કરીશ.

જેઠ માસનું "કુમાર" માસિક તા. ૪થી સપ્ટેમ્બરના રોજ મળ્યું તેમાં નીચે મુજબ એક નોંધ હતી:

"આપણે ત્યાં પત્રોમાં વૈવિધ્ય ખીલતું નથી તેનું કારણ જ એ છે કે વિવિધ પ્રકારના જીવન–અનુભવોવાળા અને ધંધાના માહિતગાર માણસો પોતાની દિશામા રચ્યાપચ્યા રહેલા હોવાથી માત્ર થોડાં નાણાંની ખાતર તેઓ લખવાની પ્રવૃત્તિ હાથ ધરે તેમ નથી, તેમ જ તેમના ધંધામાં મળતાં લવાજમની બરોબર લેખનથી પ્રાપ્તિ થઈ શકે એમ નથી; એટલે મૌલિક, અનુભવપૂર્ણ લેખો, હકીકતો, વાર્તાઓ વગેરે માટે આપણે તેમની દરકાર અને ઉદારતા ઉપર જ આશા બાંધવાની રહે છે."

ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણમાં એજ મુદ્દાને "સેનાની" નામધારી લેખકે જુદી જ દ્રષ્ટિએ અવલોક્યો છે. તે ભાઇ લખે છે,

"લેખકોએ પણ "પૈસા" મળે એ આશાએ લખવું જોઇએ નહીં. પરંતુ તેમણે "સાહિત્યની સેવા" તરીકે જ કાર્ય કરવું રહ્યું. ભલે, પછી એ સેવાનો બદલો ન મળે; પરંતુ નાણાંની અપેક્ષાએ જ "સેવા" કરવી એવો સિદ્ધાંત તો ન જ રાખવો જોઇએ. "સાહિત્ય" એ પણ એક કળા છે અને કળાનાં મૂલ્ય કદી "પૈસા"થી થયાં છે કે હવે થાય?"×

ઉપરનાથી જુદા પ્રકારનો પણ પત્રકારિત્વની રીતિનીતિ વિષે મહત્વનો પ્રશ્ન તેજ વખતે "જૈન" અઠવાડિકના વિદ્વાન તંત્રીએ "ક્ષમાપના" એ શિર્ષક હેઠળ, તેના તા. ૩ જી સપ્ટેમ્બરના અંકમાં ચર્ચેલો જોવામાં આવ્યો. તે પેરા આ પ્રમાણે હતોઃ—

"પત્રકારની જવાબદારી તેમજ જોખમદારી કોઈ પણ શિક્ષક, ઉપદેશક કે માર્ગદર્શક કરતાં જરાય ઉતરતા પ્રકારની નથી. પત્રકાર માત્ર દોષ દૃષ્ટિવાળો જ હોય એવી ભ્રમણા કેટલાક જાણી જોઇને ફેલાવે છે. સામયિક પત્રો સંક્ષોભ જ પેદા કરે છે એમ પણ કેટલાક માનતા હશેઃ પરન્તુ એ આખીય વિચારશ્રેણી સત્યથી વેગળી છે. જેમને પોતાનો જ કક્કો મનમાનતી રીતે ઘુંટાવવો હોય, ગાડરીઆ પ્રવાહને એકજ લાકડીએ હાંકવો હોય તેને સામયિક પત્રો અને પત્રોના સંચાલકો અકારા લાગે એ સમજાય એવી વાત છે."

આનાથી ઉલટું કેટલાંક ઈંગ્રેજી પત્રો અંગત સ્વાર્થ અને લાભ મેળવવાની ખાતર, તેમના પત્રોના બહોળા પ્રચાર અર્થે જે હલકી અને અધમ રીતિ અખત્યાર કરે છે તેની એ જ તારીખના ટાઇમ્સ ઑફ ઇન્ડિયા

× ગુજરાતમિત્ર અને દર્પણ, તા. ૩ જી સપ્ટેમ્બર.

(Times of India)ના અંકમાં તેના તંત્રીએ અગ્ર નોંધમાં કડક શબ્દોમાં ખબર લીધી હતી. એ નોંધનો લેખક જણાવે છે,

"*It* is by no means an exaggeration to say that the type of mind which has been permitted to control this section of the British Press during the last decade has been making drastic and heavily financed efforts to prostitute a great profession."

ગુજરાતી પત્રોમાં પણ આ બદી ધીમે ધીમે પગપેસારો કરતી જાય છે, એ વર્તમાનપત્રના અનુભવીઓની નજર બહાર નહિ હોય.

પરંતુ આ વિચારોથી ખિન્ન થયલા મનને "નેશ" નામના જાણીતા ઈંગ્રેજી માસિકનો સપ્ટેમ્બરનો તાજો જ અંક પ્રાપ્ત થતાં, તેમાં વર્તમાનપત્રનું મુખ્ય અંગ "સમાચાર" એ વિષયને મહત્વ આપી તે મુદ્દાને રમુજ ભર્યો ચર્ચેલો વાંચતાં કંઈક સાન્ત્વન મળ્યું અને આ સઘળા વિચારોએ મને ગુજરાતી સામયિક પત્રો વિષે વિવેચન કરવા પ્રેર્યો.

આ પ્રશ્ને બીજી રીતે પણ મારૂં ધ્યાન ખેંચ્યું હતું.

ચાલુ સાલમાં સોસાઇટીએ પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવાનો નિર્ણય કર્યો હતો, અને તેની સાથે ગુજરાતી સામયિક પત્રોનું પ્રદર્શન યોજવાની વ્યવસ્થા રાખી હતી. એ પ્રદર્શનનો એક આશય એ પણ હતો કે ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં સર્વ પત્રોની હકીકત બને તેટલી સંપૂર્ણ એકઠી કરી શકાય; અને એ ઉદ્દેશથી એક પત્રક, જે તે પત્રના તંત્રી વા સંચાલકને મુખ્ય અને મહત્વની માહિતી પૂરી પાડવા મોકલવામાં આવ્યું હતું.

સન ૧૯૨૪ માં પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ અમદાવાદમાં મળી હતી ત્યારે આ પ્રમાણે આપણા ગુજરાતી પત્રોની સૂચી તૈયાર કરવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તે વખતે પરિષદના અંગે વર્તમાનપત્રોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું અને તેના ઉદ્ઘાટનની ક્રિયા લેડી વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠના હસ્તે કરાવવામાં આવી હતી. પણ જે મિત્રોને તેમાં રજુ થયલાં વર્તમાનપત્રોની નોંધ લેવાનું સોંપ્યું હતું તે સંજોગવશાત્ તેઓ કરી શક્યા નહોતા. એટલે પ્રસ્તુત હેતુ બર લાવવા સૌ પત્રકાર બંધુઓને તેના પત્રની

નકલ પ્રદર્શન માટે મોકલી આપવાની સાથે જે છાપેલુ પત્રક તેમને રવાના કરવામા આવ્યુ હતુ તે ભરી મોકલવા વિનતિ કરી હતી.

વળી પ્રસ્તુત યાદીનુ કામ સુગમતાભર્યું થઈ પડે એ વિચારથી મુબાઈ ઇલાકાના ટપાલ ખાતાના ઉપરી અધિકારીને જે સામયિક પત્રો ટપાલ ખાતાના નિયમાનુસાર ટપાલના ઓછા અને ખાસ દરોનો લાભ મેળવે છે, તેના નામોની ટપાલખાતા પાસેની યાદી, વેચાતી મળી શકતી હોય તો તેની કિંમત લઈને અથવા તેની નકલ ઉતરાવવાનો ખર્ચ લઈને, આપવા સૂચવ્યુ હતુ પણ તેનો ઉત્તર ખાતા તરફથી નકારમા આવ્યો હતો મારૂ માનવુ છે કે એ યાદી આવા ખાસ કારણસર પૂરી પાડવામા સરકારે વાધો લેવો ન જોઇએ

સોસાઇટીના વિનતિપત્રથી સામયિક પત્રો જેની નકલો અમને સીધી મળી તે પરથી તેમ અન્ય રીતે તજવીજ કરીને મેળવી શકયા તેના આધારે ગુજરાતીમા પ્રસિદ્ધ થતા સામયિક પત્રોની સૂચી આ પુસ્તકના પૃષ્ઠ ૪૯ થી ૬૦ ઉપર છાપવામા આવી છે આ યાદી સપૂર્ણ છે એમ ન જ કહેવાય. પણ એની સખ્યા ૨૨૭ની નોધાયલી છે તેમા પાચ ટકા રહી જતા પત્રોના નામ ઉમેરીએ તો લગભગ તેનો ખરો આકડો મળી રહે, એમ ધારવુ છે.

હિન્દી વસ્તીપત્રકના રીપોર્ટમા સામાન્ય રીતે જુદી જુદી ભાષાઓ બોલનારના આકડાઓ આપવાનો શિરસ્તો છે, પણ દિલગીરીની વાત એ છે કે સન ૧૯૩૧ ના હિન્દી વસ્તીપત્રકના રીપોર્ટના કોષ્ટક ૧૦ મા જે ભાષાવાર કોલમ આપવામા આવ્યુ છે, તેમા આ વખતે ગુજરાતી ભાષા બોલનારાઓની સખ્યા નોધવામા આવી નથી. ગુજરાતી ભાષાને આ મોટો અન્યાય થયો છે, અને તેમ કરવાનું સેન્સસ કમિશનરે કાંઈ કારણ પણ દર્શાવ્યુ નથી. મોડર્ન રિવ્યુના બાહોશ તત્રી શ્રીયુત રામાનંદ ચેટરજીએ સરકારના આ મનસ્વી કાર્યને તે માસિકના ફેબ્રુઆરી અંકમા વખોડી કાઢયુ હતું તે સિવાય અન્ય કોઇ પત્રે એ વિષે ઉલ્લેખ કર્યો હોય એમ મારી જાણમા નથી.

તે પરથી મને લાગ્યુ કે પાછલા વસ્તીપત્રકોમાથી આ વિષય પર જરૂરી માહિતી મેળવી લેવી હિન્દી વસ્તીપત્રકના જુના રીપોર્ટો સુલભ નહોતા. પણ મુબાઈ ઇલાકાના રીપોર્ટ હું મેળવી શકયો, તે મારા કાર્ય માટે પુરતા હતા.

ગુજરાતી સામયિક પત્રો વિષે લખવામાં આ પણ એક પ્રેરક કારણ હતું.

તે સમયે મુંબાઈ ઇલાકાનો સન ૧૯૩૧ નો વસ્તીપત્રકનો રીપોર્ટ પ્રસિદ્ધ થયો નહોતો. પણ સન ૧૯૧૧ અને સન ૧૯૨૧ ના રીપોર્ટ ઉપલબ્ધ હતા. તેમાં પણ આપણા સામયિક પત્રો વિષે આપણે ઇચ્છીએ એવી પૂરેપૂરી હકીકત નોંધેલી નહોતી.

સન ૧૯૧૧ ના (મુંબાઈ ઇલાકાના) વસ્તીપત્રક રીપોર્ટમાં 'છાપાં' એ મથાળા હેઠળ ગુજરાતી વર્તમાનપત્રોની સંખ્યા ૪૫ ની બતાવેલી છે અને તે સંખ્યા સન ૧૮૯૧ અને સન ૧૯૦૧ માં ૩૧ અને ૩૧ અનુક્રમે હતી એમ વધુમાં નોંધ્યું છે. એ સંખ્યામાં ૬ છાપાં એવાં હતાં કે જેનો ફેલાવો ૨૫૦૦ થી વધુ નકલોનો હતો.

સન ૧૯૨૧ના વસ્તીપત્રક રીપોર્ટના સંપાદન કરનાર સેન્સસ કમિશનરને આ પ્રકારની માહિતી આપવાની અગત્ય જણાઈ નહોતી. તેઓ લખે છેઃ

"In 1911 figures were also given of newspapers and their circulation. This I have not done on the present occasion. The increase in the newspaper reading habit which is undoubted, takes the form of increase in the circulation of existing rather than the foundation of new papers and the circulation of any paper is probably a matter of some uncertainty."

ઉપરોક્ત કથન વજુદ વિનાનું છે એમ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. વાચનનો શોખ વધવા અને ખીલવાની સાથે વર્તમાનપત્રો નવાં નવાં નિકળતાં જાય છે, તે સન ૧૯૩૩ નાં સામયિક પત્રોની યાદી અન્યત્ર છાપી છે તેમાં એક વર્ષની અંદરના પત્રોની સંખ્યા જોવાથી ખાત્રી થશે.

ગુજરાતી ભાષા સાહિત્ય દિન પ્રતિદિન વિકસતું અને ખીલતું જાય છે અને તેની સાહિત્ય સમૃદ્ધિ અન્ય કોઈ દેશી ભાષાની હરીફાઇમાં ઉભી રહી શકે એવા ઉંચા પ્રકારની છે; અને તેનાં પુસ્તક પ્રકાશનના આંકડા અન્ય કોઇ દેશી ભાષામાં છપાતાં પુસ્તકોના પ્રમાણમાં ઓછા માલુમ નહિ પડે; એટલું જ નહિ પણ ગુજરાતી જનતા મુખ્યત્વે વેપારી વર્ગની હોઇને તેનામાં અક્ષરતાનું પ્રમાણ પણ મોટું જણાશે.

તેના સમર્થનમા પાછલા વસ્તીપત્રકોમાથી આંકડા આપીશું; અને સરખામણી સારૂ મરાઠી ભાષા બોલનાર જેની સંખ્યા ગુજરાતીથી જાદે છે અને મરાઠી સાહિત્ય પણ વધુ વિકસેલું છે, તેના આકડા રજુ કરીશું.

| પુસ્તકો | સન ૧૯૦૧ | ૧૯૧૦ | ૧૯૦૧ થી ૧૯૧૦ સુધી | ૧૮૯૧ થી ૧૯૦૦ સુધી |
|---|---|---|---|---|
| ગુજરાતી | ૨૧૩ | ૮૭૫ | ૨૯૩૭ | ૨૫૩૯ |
| મરાઠી | ૧૦૦ | ૩૫૯ | ૧૯૮૯ | ૧૮૦૨ |

| છાપાં | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧-૧૯૩૧ |
|---|---|---|---|---|
| ગુજરાતી | ૩૧ | ૩૧ | ૪૫ | * ૭૯ |
| મરાઠી | ૬૦ | ૬૮ | ૬૭ | * ૮૭ |

વધુ ચોક્કસ થવા સદરહુ રીપોર્ટમાથી જ એ બે ગુજરાતી અને મરાઠી ભાષા બોલતી પ્રજાના આકડાઓ ઉતારીશું.

| ભાષા | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ |
|---|---|---|---|---|

આપણે અહિં જે પ્રમાણમાં વસ્તીનો વધારો થાય છે, તેના જેટલો પણ પ્રજામાં અક્ષરજ્ઞાનમાં વધારો થતો નથી, એ શોચનીય છે. વળી એ વસ્તીનો વધારો પણ બીજા દેશોના વસ્તીના વધારાના પ્રમાણમાં ઓછો છેજ.

હવે બીજા પ્રાંતોમાં અને પાશ્ચાત્ય મુલકોમાં વસ્તીના પ્રમાણમાં વર્તમાનપત્રોનો પ્રચાર કેવો છે તે જોઇએ.

સન ૧૯૩૨ની સ્ટેટ્સમેન ઇયર બુકમાંથી મોડર્ન રિવ્યુના તંત્રીએ એ માહિતી નીચે પ્રમાણે તારવી કાઢી છે.*

**: સન ૧૯૨૯–૩૦માં સામયિકપત્રોની સંખ્યા :**

| | | | | | |
|---|---|---|---|---|---|
| મદ્રાસ. | ૩૦૯ | સંયુક્ત પ્રાંત. | ૬૨૬ | બિહાર અને ઓરિસ્સા. | ૧૩૬ |
| મુંબાઈ. | ૩૧૪ | પંજાબ. | ૪૨૫ | મધ્ય પ્રાંત અને બિહાર. | ૫૫ |
| બંગાલ. | ૬૬૩ | બર્મા. | ૧૬૧ | આસામ. | ૪૩ |
| | | દિલ્હી. | ૮૮ | વાયવ્ય પ્રાંત. | ૧૩ |

આ આંકડાઓ સાથે કેનેડા અને અમેરિકાના આંકડા સરખાવીશું તો હિન્દ અને એ દેશોની સ્થિતિ વચ્ચે આસમાન જમીનનો ફરક માલુમ પડશે.

| | વસ્તી. | પત્રો. | દૈનિક. | અઠવાડિયામાં ત્રણવાર. | પખવાડિકો | અઠવાડિકો | માસિકો | ત્રૈમાસિકો | પરચુરણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કેનેડા | કરોડથી વધુ | ૧૬૦૯ | ૧૧૬ | ૫ | ૨૧ | ૯૬૬ | ૩૮૮ | ૬૬ | ૫૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | બાર કરોડથી વધુ | ૨૦૭૨૪ | ૨૨૯૯ | ૬૫ | ૪૮૭ | ૧૨૮૨૫ | ૩૮૦૪ | ૨૮૫ | ૯૫૯ |

આ સઘળી વિગતોમાં ઉતરવાનું પ્રયોજન માત્ર એ છે કે વાચકબંધુ જોઇ શકે કે આધુનિક સમાજજીવનમાં આરંભમા જણાવ્યા પ્રમાણે સામયિક પત્રો કેવું મોટું અને મહત્વનું સ્થાન ભોગવે છે. બાબુ રામાનંદ ચેટરજીએ તો એક પત્રકારને જનતાના નેતૃત્વનું પદ બક્ષ્યું છે. તેઓ કહે છે,

"પત્રકારે તો જનતાના વિચારો જાણવા જોઈએ અને એ વિચારોને અનુસરતી દિશાઓમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. એ તો જનતાના વિચારનું પ્રતિનિધિત્વ લઇને બેઠા હોય છે. એ તો પ્રજાનો સાચો પ્રતિનિધિ હોય

* મોડર્ન રિવ્યુ, જાન્યુઆરી ૧૯૩૩, પૃ. ૧૨૪

છે એણે પોતાના વિચારો એટલી બધી ગભીરતાપૂર્વક ને સુ યવસ્થિત રીતે જાહેરમા મુકવા જોઇએ કે જેને લઇને જનતાનુ કલ્યાણ થાય ×

આ સબબથી ગુજરાતી સામયિક પત્રોનો પ્રશ્ન, તેની સખ્યા, તેનો પ્રચાર અને વિસ્તાર, તેની વિવિધતા અને ઉપયોગિતા, તેનો વિ ાસ અને ખિલવણી, તેની ઉણપતા અને મુશ્કેલીઓ વગેરે, એ દષ્ટિએ વિચારવાની અગત્ય મને જણાઇ

અક્ષરતા આજે નહિ જેવી છે, અને પત્રકારિત્વ તેની શક્તિ અને સાધનના પ્રમાણમા અનેક પ્રકારની અડચણોની સામે ટક્કર ઝીલીને, ઠીક ઠીક વિસ્તરે છે અને વિકસે છે, અને જતે દિવસે આપણા સમાજમા પૂર્વના આચાર્યો અને સ્મૃતિકારોના જેવુ તે મોભાદાર અને બહોળી લાગવગ ધરાવતુ જનતાના નેતૃત્વનું પદ પ્રાપ્ત કરે તો તેમા નવાઈ પામવા જેવુ કાઇ નથી

આ સજોગમા ગુજરાતી સામયિક પત્રોની ચર્ચા ઉપયુક્ત થઇ પડશે

આ આખોય પ્રશ્ન અવલોકવાનુ સુગમ થઇ પડે, એટલા માટે સામયિક પત્રોની જે યાદી આ ગ્રથમા અન્યત્ર છાપી છે તેને બે ખડકમા વહેચી નાખી છે (૧) તેના વિષયાનુસાર—બહુ વિસ્તૃત અર્થમા—અને (૨) તેના વર્ષાનુસાર

× દેશી મિત્ર-સુરત—તા ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૩૩

## ગુજરાતી સામયિક પત્રોનું પૃથક્કરણ વિષયાનુસાર.

| પ્રકાર | દૈનિક | અર્ધ-સાપ્તાહિક | અઠવાડિક | પાક્ષિક | માસિક | દ્વૈમાસિક | ત્રૈમાસિક | અર્ધ-વાર્ષિક | વાર્ષિક | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સામાન્ય | ૧૦ | ૧ | ૧૯ | ... | ૨૭ | ... | ૨ | ૧ | ... | ૬૦ |
| પારસી | ૧ | ૧ | ૩ | ... | ૮ | ... | ... | ... | ... | ૧૩ |
| જૈન | ... | ... | ૩ | ... | ૫ | ... | ... | ... | ... | ૮ |
| ઇસ્લામી | ... | ... | ૪ | ... | ૧ | ... | ... | ... | ... | ૫ |
| મજુરવર્ગ | ... | ... | ૨ | ૧ | ૧ | ... | ... | ... | ... | ૪ |
| અંત્યજ | ... | ... | ૧ | ... | ૧ | ... | ... | ... | ... | ૨ |
| સ્ત્રીઓ | ... | ... | ૨ | ... | ૩ | ... | ... | ... | ... | ૫ |
| બાળકો | ... | ... | ... | ... | ૮ | ... | ... | ... | ... | ૮ |
| જ્ઞાતિ | ... | ... | ૧ | ૨ | ૨૮ | ૨ | ૩ | ... | ... | ૩૬ |
| બૃહદ્-ગુજરાત | ૧ | ... | ૪ | ... | ૧ | ... | ... | ... | ... | ૬ |
| કેળવણી | ... | ... | ... | ... | ૩ | ૧ | ૩ | ૧ | ... | ૮ |
| આરોગ્ય, વૈદક, વ્યાયામ | ... | ... | ... | ... | ૪ | ... | ૨ | ... | ... | ૬ |
| સિનેમા | ... | ... | ૪ | ... | ૧ | ... | ... | ... | ... | ૫ |
| ખાદી | ... | ... | ૧ | ... | ૧ | ... | ... | ... | ... | ૨ |
| ખ્રિસ્તિ (હિંદી) | ... | ... | ... | ... | ૧ | ... | ... | ... | ... | ૧ |
| હળવું સાહિત્ય | ... | ... | ૨૫ | ... | ... | ... | ... | ... | ... | ૨૫ |
| વેપાર ઉદ્યોગ, હુન્નર | ... | ... | ... | ... | ૧ | ... | ૧ | ... | ... | ૨ |
| દેશી રાજ્ય | ... | ... | ૩ | ૧ | ૧ | ... | ... | ... | ... | ૫ |
| ધર્મ | ... | ... | ૬ | ... | ૯ | ... | ... | ... | ... | ૧૫ |
| ખેતીવાડી, સહકાર, જીવદયા | ... | ... | ... | ... | ૨ | ૩ | ૩ | ... | ૧ | ૯ |
| પુસ્તકાલય | ... | ... | ... | ... | ૧ | ... | ... | ... | ... | ૧ |
| પ્રકીર્ણ | ... | ... | ... | ... | ૧ | ... | ... | ... | ... | ૧ |
| | ૧૨ | ૨ | ૭૮ | ૪ | ૧૦૮ | ૬ | ૧૪ | ૨ | ૧ | ૨૨૭ |

## ગુજરાતી સામયિક પત્રોનું પૃથક્કરણ વર્ષાનુસાર.

| | ૧ વર્ષની અંદરનાં | ૫ વર્ષની અંદર | ૧૦ વર્ષની અંદર | ૧૫ વર્ષની અંદર | ૨૫ વર્ષની અંદર | ૫૦ વર્ષની અંદર | ૭૫ વર્ષની અંદર | ૧૦૦ વર્ષની અંદર | ૧૨૫ વર્ષની અંદર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દૈનિક | ૨ | ૫ | ૧ | ... | ૧ | ૧ | ... | ... | ૨ | ૧૨ |
| અર્ધ–સાપ્તાહિક | ... | ... | ... | ... | ૧ | ૧ | ... | ... | ... | ૨ |
| અઠવાડિક | ૨૪ | ૧૬ | ૧૬ | ૪ | ૫ | ૬ | ૬ | ... | ૧ | ૭૮ |
| પાક્ષિક | ૧ | ૨ | ૧ | ... | ... | ... | ... | ... | ... | ૪ |
| માસિક | ૩૦ | ૨૩ | ૨૪ | ૧૨ | ૯ | ૬ | ૨ | ૧ | ... | ૧૦૮ |
| દ્વૈમાસિક | ૩ | ૧ | ૧ | ૧ | ... | ... | ... | ... | ... | ૬ |
| ત્રૈમાસિક | ૧ | ૩ | ૪ | ૧ | ૩ | ૧ | ... | ૧ | ... | ૧૪ |
| ૭ માસિક | ... | ૨ | ... | ... | ... | ... | ... | ... | ... | ૨ |
| વાર્ષિક* | ... | ... | ... | ... | ૧ | ... | ... | ... | ... | ૧ |
| | ૬૧ | ૫૨ | ૪૭ | ૧૮ | ૨૦ | ૧૬ | ૮ | ૨ | ૩ | ૨૨૭ |

* આમાં દિવાળીના અંકોનો સમાવેશ કર્યો નથી

ઉપલા બે પત્રકો વિગતવાર તપાસતા માલુમ પડે છે કે વર્ષ દોઢ વર્ષ દરમિયાન ૬૧ નવા સામયિકપત્રો નિકળ્યા હતા, અને સામયિક પત્રોની એક દર સખ્યાની સરખામણીમા તેનુ પ્રમાણ પચીસ ટકાથી વધુ થવા જાય છે.

સામયિકપત્રો વેચનારની દુકાનપર થોડોક સમય આપણે થોભીશુ તો ચોકઅધ પત્રો સચિત્ર તેમ રગબેરગી પુઠાવાળા, તેના વિવિધ પ્રકારના નામાભિધાનથી ધ્યાન ખેચશે તેમજ સામાન્ય જનસમૂહ તેની નવી ઉપરાચાપરી ઉપાડતો જોવામા આવશે

તે બતાવી આપે છે કે જનતાને નવા વાચનનો શોખ લાગ્યો છે, અને તે શોખ કેળવાય અને ખીલે એવી તજવીજ કરવી, એ પત્રકારોનુ કર્તવ્ય છે

આ સવળુ વાચનસાહિત્ય મુખ્યત્વે જેને સામાન્ય રીતે હલકુ સાહિત્ય કહેવાય એ પ્રકારનુ છે, તે ઘણુખરૂ દર અઠવાડિયે બહાર પડે છે અને તે પત્રોની સખ્યા આશરે ૨૫ની છે વળી નવાઈ જેવુ એ છે કે એમાનો મોટો ભાગ વર્ષ દોઢવર્ષમા અસ્તિત્વમા આવેલો છે, પણ તે પરથી આપણે એક અનુમાનપર આવી શકીએ કે જનસમૂહ હલકુ સાહિત્ય માગી રહ્યો છે

આ પ્રકારના બે ત્રણ અઠવાડિકો સારી સફળતા પામતા, તેની સ્પર્ધામા ત્યારપછી પુષ્કળ અઠવાડિક પ્રસિદ્ધ થવા લાગ્યા, તેમ છતા 'બે ઘડી મોજ' અને 'વીસમી સદી' એ બે જાણીતા અઠવાડિક તેનુ મુખ્ય સ્થાન અદ્યાપિ સાચવી રહ્યા છે તે બને પત્રોનો ફેલાવો બહોળો અને મોટો છે, અને તેમની, વાચકને આકર્ષવાની અને તેમને મનપસદ અને રમુજ આપે એવુ વાચનસાહિત્ય પૂરૂ પાડવાની, કાબેલિયત અને કુનેહ તારીફ કરવા લાયક છે સામાન્ય વાચકને તેમ સાહિત્યરસિકને તે સતોષી શકે છે એજ તેની ખૂબી છે.

એ કોટિનુ પણ કઇક ગભીર વાચનસાહિત્ય આપતુ, સામયિક જીવન પ્રશ્નોને, સ્વતત્ર રીતે, વિચારાત્મક શૈલીમા ચર્ચતુ, લુપ્ત 'સૌરાષ્ટ્ર'ની ગરજ સારતુ પણ તેનુ સ્થાન પુરતુ નહિ, એવુ 'ફુલછાબ' ટુક મુદતમા સારી નામના પામ્યુ છે તેની કલમ જેવી સચોટ છાપ પાડી શકે છે, તેવી બીજી અસર બહુ થોડા અઠવાડિક ઉપજાવી શકતા હશે તેનુ લખાણ પણ પ્રગતિમાન વિચારોથી ને રાષ્ટ્રીય ભાવનાથી રગાયલુ, જોરદાર હોય છે. ફક્ત તેમા

અવારનવાર આવતુ વ્યક્તિગત આક્ષેપનુ વલણ ઓછુ થવા પામે તો તેનો પ્રભાવ કંઈ જુદોજ જોવામા આવે તેના નામ પ્રમાણે 'ફુલછાબ'ની ફોરમ ચોતરફ પ્રસરી રહી, વાચકના મનને તેના મઘમઘાટથી જરૂર રંજન કરે, એવુ તેનામા સામર્થ્ય છે

ભાવનગરમા ઉજવાયલી નર્મદ શતાબ્દી ઉત્સવ વિષે, વિષભરી પીળી નજરે લખાયલો વૃત્તાંત એ પત્રમા વાચીને મારી પેઠે ઘણાને ક્ષોભ થયો હશે મારૂ નમ્ર માનવુ છે કે આગળ પ્રતિષ્ઠિત છાપાઓએ આવા પ્રકારના એકપક્ષી અને અઘટિત આક્ષેપભર્યા લેખને ઉત્તેજન આપવુ ન જ ઘટે

હળવુ સાહિત્ય રજુ કરનાર કેટલાક અઠવાડિકો માહોમાહે હરીફાઇમા ઉતરી એક બીજા પર અંગત અને હલકા આક્ષેપો કરે છે, તે વાચીને ઘૃણાજ ઉપજે છે

પત્રકારિત્વની અમુક મર્યાદા આપણા પત્રકારો નજ ઉલ્લંઘે એમ આપણે જરૂર ઇચ્છીશુ

અત્યારે આ પત્રોની સખ્યા મોટી માલુમ પડે છે પણ ચાર પાચ સારા અઠવાડિક બાદ કરતા તે સઘળા ઝાઝો સમય ટકશે કે કેમ એજ મને સંદેહ પડતું લાગે છે આ લેખ લખાઇ રહ્યો છે તે પહેલાંજ ચાર પાચ અઠવાડિકો તો બધ પડયા છે, અને જે ચાલુ છે તેમા પણ દૈવતવાળુ તત્ત્વ થોડુંજ નજરે પડશે કેટલાક તો દેખાદેખી, ખોટી હરીફાઇ ખાતર નિકળ્યાનુ મારા જાણવામા આવ્યુ છે

પણ એમા એક તત્ત્વ વિશેષ ધ્યાન ખેચે છે અને તે સિનેમા વિષેનુ આ પત્રોમાના કેટલાકને જુદી જુદી સિનેમા કંપનીઓ તરફથી ઉત્તેજન મળે છે, અને તેના સપાદકો, ટુકી વાર્તા, હાસ્યરસના ટુચકા અને એકાદ લાબી વાર્તા રજુ કરે છે, પણ તે વાચન કુતુહલના સંતોષ પુરતુ હોય છે, તેનો આનદ પણ ક્ષણિક હોય છે, ખાસ સત્ત્વવાળુ અને રસભર્યું લખાણ ક્વચિત્ જોવામા આવે છે

અહિ સિનેમા વિષે બે શબ્દ લખવા પ્રાપ્ત થાય છે સિનેમા અને રગભૂમિને લગતા ત્રણ અઠવાડિક અને બે માસિકો પ્રગટ થાય છે, એ ખુશી થવા જેવુ છે સિનેમાએ આધુનિક સમાજ જીવનમા વર્તમાનપત્રથી બીજે નબરે મહત્વનુ સ્થાન પ્રાપ્ત કર્યું છે, અને એ ધધો સારી રીતે ખીલે અને જામે, તે પ્રજાને બધી રીતે લાભદાયી છે

ઉપરોક્ત સિનેમા પત્રો ચાલુ ચિત્રપટો વિષે તેમ નવા તૈયાર થતા ચિત્રપટો અને બોલપટો વિષેની જાણવા જેવી અને ઉપયુક્ત માહિતી રજુ કરે છે અને તેમાં ભાગ લેનારા જુદા જુદા પાત્રોનો, તેમનો મુખ્ય પાર્ટ અને અભિનય વિષે રસિક વિગતો આપી, પરિચય કરાવે છે તે એક પ્રકારનું તેને સાનુકૂળ અને ઉત્તેજક વાતાવરણ ઉભું કરવામાં મદદગાર થઇ પડે છે. આ દૃષ્ટિએ આ પત્રો જરૂરનાં છે.

તેનો ઉપયોગ બીજી રીતે પણ થઈ શકે એમ છે. આપણા દેશમાં નિરક્ષરતાનું પ્રમાણ બહુ મોટું છે. અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના પ્રજાને વર્તમાનપત્રોનો સંદેશો પહોંચવાનો નથી. એ સત્કાર્યમા સિનેમા આપણને બહુ ઉપયોગી થઈ પડે એમ છે. અક્ષરજ્ઞાનના અભાવે પ્રજાનું જીવન એળે જાય છે; તેમને આપણે ચિત્રપટ દ્વારા કંઈક રાહત આપી શકીશું; તેમના જીવનમાં રસ રેડી શકીશું. એ રીતે સિનેમાની શક્તિ અને સામર્થ્ય અતુલ છે.

આપણા પત્રોમાં ચિત્રપટ અને બોલપટ વિષે પ્રમાણમાં વધુ અને વધુ માહિતી અપાતી રહે છે, તે આશાજનક છે; પરન્તુ હિન્દી સિનેમા કંપનીઓ જે ચિત્રપટો અને બોલપટો તૈયાર કરે છે, તેમાં સુધારા માટે મોટો અવકાશ છે. ધાર્મિક ફિલ્મોની વિરુદ્ધ મારે કાંઈ કહેવાનુ નથી; પણ અત્યારની જરૂર પ્રજાને નવીન વિચાર અને ભાવનાથી પારચિત કરવાની છે; ખાસ કરીને સાંસારિક અને સામાજિક જીવનમાં પરિવર્તન આણવાની છે. તે કાર્ય આ પુરાણી ધાર્મિક ફિલ્મોથી પાર પડવું શક્ય નથી.

આપણને ઈંગ્રેજી ફિલ્મો–ચિત્રપટ અને બોલપટ–બંને સારી સંખ્યામાં જોવા સરખાવવાને મળે છે. કોઈ પણ તટસ્થ નિરીક્ષક તે અને આપણી ફિલ્મો જોઈને કહી શકશે કે એ ક્ષેત્રમાં આપણે હજુ શિખાઉ છીએ. આપણા પત્રોમાં એ પ્રશ્ન ઠીક ઠીક ચર્ચાય છે. તા. ૧૭ મી સપ્ટેમ્બરના 'વીસમી સદી' ના અંકમાં એ વિષે નોંધ માલુમ પડશે. સપ્ટેમ્બર માસના 'નવયુગ' ના અંકમાં " મીસ ૧૯૩૩ " નું અવલોકન લખતાં તેના વિવેચકે કેટલીક વિચારણીય સૂચનાઓ રજુ કરેલી છે. એ વિષય ચર્ચવાનું આ સ્થાન નથી; પણ એટલું સૂચવી શકાય કે એમાં શિક્ષિત વર્ગે મોટી સંખ્યામા જોડાઈ, સિનેમાને એક ધંધા તરીકે તેમ શિક્ષણના સાધન તરીકે ખીલવવાની અને વિસ્તારવાની અગત્ય છે. થોડા દિવસ પર

'Saturday Review of Literature' મા સિનેમા જોનારાની સખ્યા યુનાઇટેડ સ્ટેટ્સમા દર અઠવાડિયે સાત કરોડથી વધુની નોંધી હતી આપણે અહિ પણ સિનેમા લોકપ્રિય નિવડતા જાય છે અને તેનો લાભ લેનારા પણ વધતા જાય છે. આ વિષે અગ્રલેખ લખતા 'Evening News'' પત્રના તંત્રીએ જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે ઉતારવો વાજબી થઇ પડશે —

"The Cinema has a mission in India second to that of the Press As an instrument for the education of the rural population it has an important part to play It is therefore necessary that film producers should work with this end in view, determined to increase the significance of their contribution to national life "*

હળવુ સાહિત્ય કરતા પણ વધુ સખ્યામા જ્ઞાતિપત્રો છપાય છે તેની કુલ સખ્યા ૩૬ છે તેમા એક અઠવાડિક, બે પખવાડિક, બે દ્વિમાસિક, ત્રણ ત્રૈમાસિક અને અઠ્ઠાવીશ માસિકો છે

જ્યા જ્ઞાતિની ભાવના નિર્મૂળ કરવાને પ્રયત્ન થાય છે, ત્યા આ પ્રકારની જ્ઞાતિની સકુચિત પ્રવૃત્તિ આદરણીય નજ થાય જ્યા સમાનતા અને સ્વાતત્ર્ય મેળવવા માટે તજવીજ થતી હોય ત્યા વાડા, એકડા અને અને ઘોળને તિલાજલિ જ આપવી વાસ્તવિક થઈ પડે ચાર વર્ણની યોજના સરલ અને સમજાય એવી છે, તે પછી જે કૃત્રિમ બધનો ઉભા કરવામા આવ્યા છે તે છેક જ છૂટવા છે

જે જ્ઞાતિપત્રો પ્રસિદ્ધ થાય છે તે બધા જ્ઞાનબોધક હોય છે, અને જે કોઇ જ્ઞાતિપત્ર તેના જ્ઞાતિ સુધારણાના અને જ્ઞાતિહિતના પ્રશ્નો ચર્ચે છે સમગ્ર એક વર્ણના સગઠન અને ઐક્ય માટે જો કાઇ પ્રયાસ થતા હોય તો તેનું પરિણામ નહિ જેવુ જ જણાયુ છે આ જ્ઞાતિપત્રો તેમના જ્ઞાતિ કુટુંબોમા કેવી અસર પેદા કરે છે, તે જાણવાને કોઇ સાધન નથી એ તો જ્ઞાતિપત્રોના તંત્રીઓ તેમના સ્વાનુભવ જાહેર કરે ત્યારે ખરી હકીકત બહાર આવે હું એક જ્ઞાતિપત્ર નિરખી રહ્યુ એમ કહુ, અને

* Evening News of India —Page 8

તે આપણા જાણીતા કવિ અને સમર્થ લેખક શ્રીયુત કેશવલાલ હ. શેઠના તંત્રીપદ હેઠળ નિકળતું "ખડાયતામિત્ર". એ જ્ઞાતિએ જ્ઞાતિમાં કેળવણીના પ્રચારાર્થે એક લાખથી વધુ રૂપિયાનું કેળવણી ફંડ એકઠું કર્યું છે અને હમણાંજ સ્ત્રી કેળવણીના પ્રચાર માટે ઝુંબેશ ઉઠાવી છે. એ વિષયમાં શ્રીયુત કેશવલાલ શેઠની કલમ કમાલ કામ કરે છે; અને એ ક્રમે જ્ઞાતિ ઉત્કર્ષનું જે નિદાન શોધી કાઢયું છે તે સાચું છે. જ્ઞાતિ વા પ્રજાનો ઉત્કર્ષ તેની કેળવણીમાં રહ્યા છે અને એ માર્ગે જે કોઇ વ્યકિત વા સમૂહ વિચરશે તેનું શ્રેય થશે, એ નિર્વિવાદ વાત છે.

વાસ્તે જ્ઞાતિપત્રો જ્ઞાતિમાં કેળવણી પ્રચાર અને વિસ્તાર અર્થે, કેળવણીનાં ફંડો સ્થાપવા પ્રયત્ન કરે, એજ હિતાવહ થશે.

તેના પુરાવામાં વા સમર્થનમાં જૈન અને પારસી કોમોના દાખલા આપી શકાય. એ કોમોનું બંધારણ એવા પ્રકારનું ઘડાયલું છે કે સમસ્ત કોમના હિત અને અભ્યુદય અર્થે સામાન્ય સાર્વજનિક ફંડોની યોજના અને વ્યવસ્થા હોય છે. પારસી પંચાયત ફંડ માતબર છે, એવું આણંદજી કલ્યાણજીની પેઢીનું ફંડ જૈન સમસ્ત માટે ખુલ્લું છે. કોમની ઉન્નતિ અર્થે ઇચ્છે એવા કાર્ય ઉપાડી લઇ શકે એવા તેઓ શક્તિશાળી અને સાધન સંપન્ન છે.

પણ આપણે જુદે માર્ગે જઇ ચઢયા.

જૈન કોમ અને જૈન ધર્મને લગતાં ચાર અઠવાડિક અને ચાર માસિકો નીકળે છે; તેમાં જૈન ધર્મ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનાં પ્રશ્નોને મુખ્યત્વે સ્થાન અપાય છે; પણ તેની સાથે સાંસારિક પ્રશ્નોને વિસરવામાં આવતા નથી. તે કોમ જેવી સંપત્તિવાળી તેવી પ્રગતિમાન છે.

ગુજરાતની બધી કોમોમાં પારસી જાતિ આગળ પડતી અને આગળ વધેલી જીવનના સર્વ ક્ષેત્રોમાં માલુમ પડશે.ગુજરાતી પત્રોનો આરંભ એમનાથી જ થયો હતો; અને ઘણાં વર્ષો સુધી મુંબાઇનાં દૈનિક પત્રોનો સર્વ વહિવટ અને કબજો એમના હસ્તક હતો. આજે એ સ્થિતિ સહેજ બદલાઇ ગઇ છે; પણ જીવનના ગમે તે ક્ષેત્રમાં જુઓ, એમનું સાહસ, એમનું બુદ્ધિકૌશલ્ય, એમની વિદ્વત્તા અને કાર્યદક્ષતા, એમની ગૃહસ્થાઇ અને ઉદાર દિલની સખાવત સૌ કોઇનું ધ્યાન ખેંચશે અને એમના માટે માન પેદા કરશે.

કોમની દૃષ્ટિએ જોતુ હોય એવુ એમનુ એકજ પત્ર છે, જેની શતાબ્દી ગયે વર્ષે ઉજવાઇ હતી, તે "જામે જમશેદ", નહિ તો બીજા બધા પત્રો સર્વસામાન્ય હોય છે અને તેમા કોમી ભેદ ક્વચિત્ જોવામા આવે છે. હળવુ સાહિત્ય પૂરૂ પાડવામા એમનો હિસ્સો ન્હાનોસુનો નથી. હિન્દી પંચે વર્ષો સુધી રમુજી ચિત્રો અને કટાક્ષ ચિત્રો રજુ કરીને પ્રજાને આનદ આપ્યો હતો. "ગપસપ" પણ આજે જ્ઞાન સાથે થોડી ગમ્મત આપતું નથી, અને એમના "ફુરસદ" અને "નવરાસ" માસિકો તો વાર્તા રસિકોના માનીતા પત્રો હતા, જેની ફાઇલો મેળવવા શોખીનો મ્હો માગ્યા દામ આપતા હતા. એવું બહુ થોડા ગુજરાતી માસિકો માટે કહી શકાશે

સન ૧૯૨૦ પહેલા બાલ સાહિત્ય સમૂળગુ નહોતુ; તો પછી માસિકોની વાત જ શી ? આજે બાળકો માટે આઠ માસિકો નિકળે છે; તે સિવાય ત્રણે સ્ત્રીમાસિકો તેના અંકમા બાળ વિભાગ જૂદો આપે છે.

"સ્ત્રીબોધ" બહુ જુનુ અને જામેલુ સ્ત્રી માસિક છે, અને તેના નામ પ્રમાણે તે જ્ઞાનબોધક છે. "ગુણસુદરી" નવીન સ્ત્રીજીવનને બંધ બેસતુ અને સ્ત્રીજીવનના ગુણોને વ્યક્ત કરે છે, જ્યારે "સ્ત્રી શક્તિ" અઠવાડિક આજની નવયુવતિઓની શક્તિનુ માપ કાઢે છે, અને તે સર્વ સાધન અને સંજોગાનુસાર ગુજરાતી સમાજની સુદર સેવા કરે છે, એમ જણાવતા આનદ થાય છે.

મજુર વર્ગનુ હિત સાચવના ત્રણ પત્રો જોવામા આવે છે, તેમા જાણીતું અને સાધનસંપન્ન અમદાવાદ મજુર ઓફીસ તરફથી પ્રગટ થતુ "મજુર સદેશ" છે અને તે સંસ્થાની સઘળી પ્રવૃત્તિઓ પેઠે મજુરના સગઠન, ઐક્ય અને હિત સાધવામા એ પત્રનો ફાળો મ્હોટો છે. "લાલ ભીલ" અને "બેકાર" એ નામના પત્રો હમણા જ બહાર પડવા માડયા છે, એટલે તેનુ પરિણામ ચોક્કસ રીતે જાણવાને સમય જોઇએ.

હરિજનનો પ્રશ્ન આજે હિન્દુ જનતાને મુઝવી રહ્યો છે. હરિજનો ન્યાય માગી રહ્યા છે. મનુષ્ય તરીકેના તેઓ હક્ક મેળવવા ઇચ્છે છે. સમાનતા અને સ્વાતંત્ર્ય માટે આપણે હિન્દી જનો લડી રહ્યા છીએ તો પછી એમને કેવી રીતે એ હક્કની ના પાડી શકીએ એ સમજાતનું નથી.

મહાત્માજીના "હરિજન" અઠવાડિકની એમાના લેખોને લીધે આતુ-

રતાપૂર્વક રાહ જોવાય છે. ગાંધીજીના, મહાદેવભાઈના અને કાકાસાહેબ કાલેલકરના એ વિષય પરના તેમ એમના અન્ય લેખો વાંચવાનો લાભ મળવો એ પણ એક જીવનની સિદ્ધિ છે. એવું ઉંચી કોટિનું, જીવનને સ્પર્શતું અને જીવનને પ્રબોધતું ને પ્રેરક ને લખાણ સામાન્યતઃ હોય છે.

જુના હરિજનોના આર્થિક, કેળવણી વિષયક અને સામાજિક પ્રશ્નો ચર્ચવા અને તેમના માટે રચનાત્મક કાર્યો ઉપાડી લેવા અને તે વિષે પ્રચાર કાર્ય થવા વધુ પત્રોની આવશ્યકતા લાગે છે.

આ પ્રશ્નને અંગે આપણો હિન્દુ ધર્મનો પ્રશ્ન આપણી આંખ સમીપ આવી ઉભો રહે છે. હરિજનના ઉદ્ધારથી હિન્દુ ધર્મને કશી હાનિ પહોચવાની નથી; ઉલટું હરિજનો જેઓ પોતાને હિન્દુ કહેવડાવવાને માન અને ધર્મ સમજે છે, તેમની ગણના હિન્દુ સમાજમા કાયમ રહેતા, આપણા હિન્દુઓનું સંગઠન મજબુત થશે, એ નિઃસંદેહ છે

હિન્દુ તરીકે આપણે આપણા ધર્મ વિષે ભાગ્યેજ સ્વતંત્રપણે અને તટસ્થતાથી વિચાર કરતા હોઇશુ.આ વિષયને ચર્ચતા પત્રોની સંખ્યા ૧૫ની નોધાયલી છે પરંતુ તેમાના ઘણાખરા પત્રો સાંપ્રદાયિક છે, અને તેમા મૌલિક વિચાર, વિવેચન કે ચિંતન જેવુ જવલ્લેજ જોવામા આવશે ખરે, તેનો અભાવજ છે એમ કહેવું ખોટું નથી. તેની સરખામણીમા ઈંગ્રેજીમા પ્રસિદ્ધ થતા ધર્મચિંતન, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ધર્મગ્રંથોના ઐતિહાસિક તુલનાત્મક પદ્ધતિએ થતા નિરુપણ અને અન્વેષણના લેખો, ત્યાના અગ્રગણ્ય ત્રૈમાસિકો—હિબર્ટ જર્નલ, ફિલોસોફિકલ રિવ્યુ વગેરેમા વાચવામા આવે છે ત્યારે મનને ખેદ થાય છે કે એમાનો શતાંશ જેટલા વાચનનો લાભ પણ ગુજરાતી વાચનારી જનતાને મળતો નથી; એટલે અંશે તેના આત્મવિકાસમા બહારના સાધન અને મદદની તેને ઉણપ રહે છે, એમ મનને ખેદ થયા કરે છે.

પ્રિન્સિપાલ આનન્દશંકર ધ્રુવ કે દી. બા. નર્મદાશંકર મહેતાનો, શ્રીયુત નરસિંહરાવ કે મહાત્મા ગાંધીજી કે કાલેલકરનો ધર્મવિષયક એકાદ લેખ વાચતા, કેટલો આનંદ થાય છે, આત્માને કેટલી બધી સ્ફૂર્તિ મળે છે, એવી પ્રેરણા ઉપજાવતા ઇગ્રેજી લેખો વાચતા થાય છે, તેમાનુ ગુજરાતી ધર્મમાસિકોમા કાઇ પ્રસિદ્ધ થતુ નથી એમ સખેદ કહેવુ જોઇએ

અન્ય પ્રાંતોમા એવી ઉદાસિનતા નજરે પડતી નથી. વેદ, ઉપનિષદ્, પુરાણો વિષે બોલતા આપણે તેના ભાગેભાગ વખાણ કરીએ પણ તે ગ્રંથો ભાગ્યેજ જોવામા આવ્યા હોય ! તો પછી વાચવાની તો વાત ક્યા રહી ? તેનો પરિચય ગુજરાતી વાચકોને કરાવવામા આવે તો એ પણ થોડો લાભ ન કહેવાય.

થોડા સમય પર મરાઠીમાં મુખ્ય દશ ઉપનિષદોનો અનુવાદ ભીડે-શાસ્ત્રીએ માસિકરૂપે બહાર પાડ્યો હતો અને તે પ્રયોગ સફળ નિવડ્યો હતો હમણા ઔંધના જાણીતા કાર્યકર્તા પંડિત સાતવળેકરે ભગવદ્‌ગીતાનુ પ્રકાશન માસિકરૂપે શરૂ કર્યું છે, અને તેમના હસ્તે સંપાદન થતુ "પુરૂષાર્થ" માસિક એવુજ બીજુ ઉપયોગી કાર્ય કરે છે

હિન્દીમા "કલ્યાણ" માસિકની સેવા સર્વત્ર પ્રશંસા પામી છે, અને તેના વિશેષાંક આપણા ધર્મવિચારના નિધિરૂપ જણાયા છે

આવુ ઉત્તમ ધાર્મિક વાચન ગુજરાતી પ્રજાને મળતુ રહે એવો પ્રબંધ તાકીદે થવો જોઇએ એમ મને લાગે છે

સામાન્ય સામયિક પત્રોમા આપણે હવે ગુજરાતી દૈનિકો અને અઠવાડિકોનો વિચાર કરીએ.

મુંબાઇમા પ્રસિદ્ધ થતા દૈનિકો પુષ્કળ અને ઉપયોગી વાચનસામગ્રી પૂરી પાડે છે અને તે માહિતી વિધવિધ પ્રકારની તેમ મનને રંજન કરનારી પણ હોય છે, તેની સાથે દરેક પત્રનું વ્યક્તિત્વ તેના સંપાદનમા જુદુ તરી આવતુ જોવામા આવે છે.

પરંતુ તગ ગુજરાતમાથી નિકળતા દૈનિકો માટે એવુ કહી શકાય એમ નથી, પણ તેમની લોકપ્રિયતા જોતા, તેના સંચાલકો તેની સુધારણાનુ કાર્ય ઉપાડી લે તો તેનો પ્રચાર વધવાની સાથે તેની ઉપયોગિતા વધે અને તે વધારે અસરકારક નિવડે.

થોડાક દિવસોપર મુસાફરી કરવાનુ પ્રાપ્ત થતાં, મે જોયુ કે ન્હાના ન્હાના સ્ટેશનો પર અમદાવાદના દૈનિકપત્રો માટે ચાલુ માગણી થતી હતી, જેને તેનો ન્યુઝ એજન્ટ પહોચી શકતો ન હતો.

લોકોને નવુ અને તાજુ વાચવાની અભિરુચિ ખીલી છે તે અને પત્રોનુ સસ્તાપણુ–એક પૈસાની કિમ્મત–આ બે તેની ફતેહના કારણો છે

વર્તમાનપત્રોના બીજા લાભોની સાથે લોક શિક્ષણમા તેનો ફાળો થોડો નથી, અને આ દૈનિક પત્રોના સંચાલકો જ્ઞાનપ્રચારના ઉદ્દેશથી, યોજનાપૂર્વક અને વ્યવસ્થિત રીતે જનતાના હિતને ઉપયોગી થાય એવી માહિતી અને વાચન આપવાની તજવીજ કરે તો તેની અસર બહોળી થવા પામે અને દેશની સુધારાની પ્રગતિમા પણ ફેર પડે.

પત્રોનુ આવશ્યક અંગ ન્યુઝ–સમાચાર–છે; તેમ છતા આપણી હિન્દી–ગુજરાતી ન્યુઝ એજન્સી નહિ હોવાથી આપણા દૈનિક પત્રોમા સ્થાનિક–આપણા પ્રાતની ખબરો દેશપરદેશોની ખબરોના પ્રમાણમા ઓછી

આવવા પામે છે. ગુજરાતના મોટા મોટા શહેરોની ખબરો સર્વ પ્રકારની નિયમિત રીતે પ્રગટ થતી રહે તો એની અસર કંઇક જુદી જ થવા પામે.

કેટલાક વર્ષો પર એસોસિએટ પ્રેસના અમદાવાદના ખબરપત્રી મી. ચીમનલાલ મોદીએ ગુજરાત ન્યુઝ સર્વિસ સ્થાપવાનું કાર્ય શરૂ કર્યું હતું, પણ પુરતી નાણાની મદદના અભાવે એ કાર્ય અધવચે છોડી દેવુ પડયુ હતુ. તે અખતરો ફરી અહિંના દૈનિકપત્રોએ અજમાવવા જેવો મને લાગે છે.

આપણા પત્રોનુ રીપોર્ટીંગ સુધરતું જાય છે. તે અહેવાલ જેમ મુદ્દાસર તેમ ચોક્કસાઈભર્યો હોય છે, પણ કેટલીક વખત એ વૃત્તાંત એકતરફી આપવાનુ, તેને મચરડી નાખવાનુ વલણ જોવામા આવે છે, એ દોષથી આપણા પત્રો દૂર રહે એમ સૌ કોઇ પત્રકારિત્વમા રસ લેનાર ઇચ્છશે. રીપોર્ટ શુદ્ધ, સાચો અને વિશ્વસનીય હોય, એજ આવશ્યક છે. તેમા તેની મહત્તા રહેલી છે એટલુ જ નહિ પણ પત્રકારનુ તે એક કર્તવ્ય અને આગ્રહ હોવા જોઇએ

અઠવાડિક પત્રોમા પણ સારો સુધારો થયલો જોવામા આવે છે, તેમા મુંબાઇ જ આગેવાની લેછે.

દૈનિક પત્રોનો બહોળો પ્રચાર નહોતો ત્યારે આ અઠવાડિક પત્રો સાત દિવસની ખબર એકત્રિત કરીને છાપતા હતા, એ રીતિ વાસ્તવિક હતી

પણ અત્યારે દૈનિક પત્રો મ્હોટી સખ્યામા બહાર પડે છે અને તેનો ખપ-ઉપાડ પણ ભારે છે દરરોજના બનાવની તાજી બાતમી પ્રજાને મળી શકે તે માટે ખાસ ધ્યાન રાખવામા આવે છે

આ પરિસ્થિતિમા આપણા અઠવાડિકોએ તેના સપાદન વિભાગમા કેટલાક ફેરફાર કરવો ઘટે છે

તે બે રીતે કરી શકાય એક તો મદ્રાસનુ અઠવાડિકોને ઈંગ્રેજી અઠવાડિકો-ઇન્ડિયન સોશિયલ રીફોર્મર, સ્પેક્ટેટર, ન્યુ સ્ટેટ્સમેન અને નેશન વગેરેની ધોરીએ અથવા તો ઈંગ્લાંડના સન્ડે ટાઇમ્સ, ઓબ્ઝર્વર, માન્ચેસ્ટર ગાર્ડિયનની પદ્ધતિએ, જેમા માત્ર છેલ્લા દિવસના તાજા સમાચાર જ આપેલા હોય

તદુપરાંત તેની ઉપયોગિતા અને આકર્ષણ વધારવા સારૂ આપણા અઠવાડિકોમા જુદા જુદા અભ્યાસીઓ અને નિષ્ણાતોના હસ્તે લખાયલા લેખો, અમુક અમુક વિષયપર નિયમિત રીતે છપાતા રહેવા જોઇએ

"સાહિત્ય પ્રિય" ની સંજ્ઞા નીચે પ્રજાબંધુમા સાહિત્ય અવલોકનનુ કોલમ આવવા માંડયુ ત્યારથી સર્વ પત્રોએ તેનુ અનુકરણ કર્યુ છે, અને અઠવાડિકોનું તે અંગ આકર્ષક નિવડયુ છે.

સિનેમા વિ. પણ એવુ એક . નગ મ્હના દૈનિકપત્રો અને અઠવા ડિમામા જોવામા આવે છે

આમા ભાર મૂકવાનો એ મુદ્દો પર છે કે એ ગેલમ જે લખાય તે જાણકાર અને અનુભવીથી લખાયલુ હોય, જેનુ વ્યક્તિત્વ માલુમ પડી આવે, અને તે એ વિષયમા રસ લેનારાઓને મદદગાર થાય

આપણે ઈંગ્રેજી નિમમા જોઈશુ તો રમતગમત અને રેસીસ—ઘોડ દોડની સરતો પર ખાસ ધ્યાન અપાય છે, તેવુ વ્યાયામ વિષયપર લક્ષ જવુ જોઈએ છીએ

એ વિષયને ચર્ચતુ એકજ "વ્યાયામ નામનુ માસિક બહાર પડે છે, અને તે પણ મરાઠીનુ રૂપાન્તર છે

પ્રજાજીવનની અને ગર્ટની દ્રષ્ટિએ આપણા પત્રકારો આ વિષયને, તેના જુદા જુદા સ્વરુપમા પ્રજા સમક્ષ દરરોજ રજુ કરે, એજ ઈષ્ટ છે

અક્ષરજ્ઞાન પ્રચારમા પુસ્તકાલય પ્રવૃત્તિ ઘણી મદદગાર થઇ શકે

વડોદરા રાજ્યે એ પ્રશ્નને ઉકેલ્યો છે, અને એ પ્રવૃત્તિના કાર્યકર્તાઓને, તેની ખીલવણી અર્થે એક મુખપત્રની અગત્ય જણાતા "પુસ્તકાલય" નામનુ માસિક કાઢયુ

હમણાજ કલકત્તામા મળેલી અખીલ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદે દેશમા પુસ્તકાલય પ્રવૃત્તિ સ્થાપવા, પુસ્તકાલયોનુ સંગઠન કરવા, અને તે પુસ્તકાલયો લોકોપકારક થઈ પડે એવી વ્યવસ્થા કરવા બાગ પોકારી હતી, આ વિષયમા આપણને ઉદાસીન રહેવુ નજ પરવડે

આપણા પત્રોને પણ એ પ્રવૃત્તિ પોષક થઇ પડશે

આપણો દેશ ખેતીપ્રધાન છે વસ્તીનો ૭૫ ટકાનો આધાર ખેતીની આબાદી પર છે, તેમ છતા ખેતીવિષયક એકજ માસિક જોવામા આવે છે અન્ય દેશોની સરખામણીમા આપણે એ વિષયને અવગણ્યો છે એ ખરેખર શોચનીય છે

આપણા પત્રો આ વિષયોને ચર્ચતા નથી એમ કહેવાનો મ્હારો આશય નથી મારું કહેવુ એ છે કે આપણા પ્રજાજીવનના જુદા જુદા અંગોની માહિતી આપતા, એ વિષયોનેજ વિશેષે કરીને ચર્ચતા, તેની ખીલવણી અને વિસ્તાર અર્થે પ્રયાસ કરતા વિશિષ્ટ પ્રકારના માસિકો હોવા જરૂરના છે

એ દૃષ્ટિએ ઉપર જે આપણા સામયિક પત્રોનુ વર્ગીકરણ આપ્યુ છે તે ઉપયોગી થશે

તે પરથી સ્પષ્ટ થશે કે આપણે અહિં પત્રકારિત્વને ખીલવાનો

પુરતો અવકાશ છે, અને જે પત્રો ચાલુ છે તેમા પણ સુધારાવધારો દાખલ કર્યાથી, તેનો ઉપાડ અને પ્રચાર જરૂર વધશે

આપણે હવે એ ધધાના અગે ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નો તપાસીએ

પ્રથમ તો આપણા છાપાઓનુ મુદ્રણ કાર્ય સારૂ અને સસ્તાઈથી તેમ ઝડપથી કરી શકાય તે માટે ઉંચી સુધરેલી ઢબના, તેના ઉપકારક સાધનો સહિત, મોટા મુદ્રણયત્રો ખરીદ કરવા જોઈએ

અગાઉ એક છાપખાનુ ટુકા ભડોળથી અને એકલે હાથે ચાલી શકતુ, પણ અત્યારે હરીફાઈ એટલી બધી વધી પડી છે કે મોટા પાયાપર છાપખાનાનુ કામ ઉપાડયા વિના નવી પરિસ્થિતિને પહોચી ન શકાય

આ પરિસ્થિતિનુ પરિણામ એ ઉદ્ભવ્યુ છે કે એ આખોય ધધો મૂડીવાળાના હાથમા જઇ પડ્યો છે. જરૂરજોગ યંત્રો ખરીદવામા પુષ્કળ નાણુ જોઇએ છે તેમ પત્રના ચાલુ ખર્ચ માટે હાથ પર સારી રકમ હાજર રાખવી પડે છે, જે સામાન્ય સ્થિતિના મનુષ્યોથી બની ન શકે

ધનિકો એકલા વા બે પાચ જોડાઇને આ પત્રો ખરીદી લે છે અને તેનો એકહથ્થુ કબજો કરે છે, અને પછી પત્રની તેઓ જે નીતિ નિર્ણિત કરે તદનુસાર એ પત્રો ચલાવાય છે

નવી ગોઠવણથી પત્રકારિત્વની ખીલવણી સારી થવા પામી છે એ ખરૂ, પણ પત્રકારિત્વના સ્વાતત્ર્ય પર તેથી તરાપ પડી છે, એની ના પાડી શકાશે નહિ

તેથી મૂડી એક રીતે એ મૂડીવાળી સિન્ડીકેટનુ વાજિત્ર થઈ પડે છે, એમ કહેવામા કાઇ ખોટુ નથી, અને એ સ્થિતિ હાલતુરત અનિવાર્ય છે

આપણા પત્રકારિત્વને સ્પર્શતો બીજો પ્રશ્ન લેખકના પારિતોષિકનો છે

અંગ્રેજી છાપાઓ તેના લેખકોને સારી રીતે પૈસા આપે છે, તેનુ જોઈને આપણા લેખકો પણ તેમના લખાણના પૈસા મળવા માગણી કરે છે અને તે માગણી વાસ્તવિક અને વાજબી છે.

ગુજરાતી પત્રોને આપણે ખીલવવા ઇચ્છતા હોઇએ તો લેખકોને જેમ પત્રમા કામ કરનાર અન્યને પૈસા અપાય છે, તેમ યોગ્ય પારિતોષિક આપવુ જ જોઇએ અને એક સિદ્ધાંત તરીકે તે સ્વીકારવુ જોઇએ

એ વાત ખરી છે કે આપણે અહિં જ્ઞાનને પવિત્ર માનવામા આવ્યુ છે, અને તેનુ નાણામા કદી મૂલ્ય થયુ નથી, એવી માન્યતાથી મહાત્માજી એમના લેખો છાપવાને સર્વને છૂટ બક્ષે છે.

વળી આપણા પત્રોની આર્થિક સ્થિતિ સારી નથી એવી દલીલ

કરવામા આવે છે, પણ તે કલીનો અત્યારના બદલાઇ ગયના સજોગોમા વાજબી નથી હાલ તો દરેકે દરેક વસ્તુનુ મૂલ્ય અકાય છે મેલિસિટર એક પત્રના વાચન માટે ફી ચાર્જ કરે છે, ડૉક્ટર સલાહ આપવાની ફી લે છે—જ્યા ત્યા નાણુ, નાણુ એજ શબ્દ સાભળવામા આવે છે, તો પછી લેખક, ઘરના કાગળ અને શાહી વાપરી, તે પાછળ તેનો કિંમતી સમય આપી અને માનસિક શ્રમ ઉઠાવી લેખ લખી મોકલે, તેનો કોઇ પ્રકારે બદલો મળવો જોઈએ તે બદલો પછી નાણામા હોય, પુસ્તકરૂપે હોય, ભેટરૂપે હોય કે પત્રની નકલમા હોય તેની સમજુતિ લેખક અને પત્રકાર ઉભય કરી લે

મને લાગે છે કે આવુ કોઇ ધોરણ આપણા પત્રકારોએ આજે નહિ તો નજદિકમા અવશ્ય ગ્રહણ કરવુ પડશે

વકીલ અને ડૉક્ટરના ધધામા બુદ્ધિશાળી અને બાહોશ મનુષ્યો મોટી સખ્યામા એઆર્કને પડે છે તેમ પત્રકારના ધધામા જોવામા આવતુ નથી, તેનુ કારણ એ છે કે એમા ધનપ્રાપ્તિ બહુ થોડી હોય છે અને મળતરના પ્રમાણમા કામનુ દબાણ પુષ્કળ રહે છે

પત્રકારનો ધધો દેખીતો જેટલો ઉજ્જ્વળ છે તેટલો તેમા કામ કરનારાઓને અન્ય રીતે નિચોવનારો છે એક પત્રકારને ઘડીનો જપ હોતો નથી તેનુ સપાદન કામ કરનારને અને તેના મુદ્રકને ચોવીસે કલાક સાવધ રહેવુ પડે છે તેના તત્રીને એક દિવસની વિશ્રાન્તિ મળતી નથી કામ, કામ અને કામ, રાતને દિવસ માનસિક શ્રમનુ કામ એ લોકને હોય છે, તેથી ઘણાનુ આરોગ્ય કથળી જાય છે અને તેઓ અકાળે વૃદ્ધતને પામે છે

એ ધધાની જવાબદારી અને શિક્ષ બહુ સખ્ત હોય છે, તેમાય કાયદાની ચુગાલ તેમને સદા ચિંતાગ્રસ્ત રાખે છે

પત્રના સ્વાતત્ર્યને એ છાપખાનાનો કાયદો નડતરરૂપ છે તેના વિકાસમા તે અતરાયરૂપ થાય છે હુ તે વિષે કશુ કહુ તેના કરતા હમણાજ પત્રકારિત્વના સ્વાતત્ર્ય વિષે વ્યાખ્યાન આપતા, ઇંગ્લાડના જાણીતા અને અગ્રગણ્ય દૈનિક માન્ચેસ્ટર ગાર્ડિયનના તત્રીએ હિન્દમા પ્રગટ થતા દેશી પત્રોપરના અકુશ વિષે જે ઉદ્ગાર કાઢયા હતા તે ઉતારના પ્રસગોચિત થશે —

"In India at this day the Vernacular Press was subject to restrictions and prosecutions comparable with those of over a hundred years ago" §

§ Manchester Guardian Weekly, 25th August 1933

આપણા પત્રકારોની આવી વિષમ અને મુશ્કેલીભરી સ્થિતિ હોવા છતા શરમની વાત તો એ છે કે આ પત્રકારોમા સહકાર જેવુ સંગઠન નથી જો એમનુ સંગઠન જામે તો એમના વિકાસમા તેમ આર્થિક અભ્યુદયમા ઘણો ફેર પડે

આ યુગ મંડળયુગનો છે પાશ્ચાત્ય દેશોમા પત્રકારિત્વ ખૂબ ખીલેલુ છે તોપણ ત્યા પત્રકારોના મંડળો અને સંઘો છે તેમના હક્કનુ અને હિતનુ એ સંસ્થાઓ રક્ષણ કરે છે, એટલુજ નહિ પરન્તુ એમાનો કોઈ સભ્ય માંદગીને લઈને કોઈ અકસ્માતથી યા વ્યાધિથી મુશ્કેલીમા આવી પડે તો તેને મદદ કરવા માટે એક ફંડ પણ સ્થાપવામા આવેલુ છે એ ફંડ વધતુ રહે તે માટે પ્રતિ વર્ષ જાણીતા એવા મુખ્ય લેખકોનો સાથ અને મદદ પ્રાપ્ત કરી, એક પ્રકાશન બહાર પાડવામા આવે છે, જેનો નફો મદદફંડના લાભાર્થે જાય છે*

સન ૧૯૨૪–૨૫ મા ગુજરાત પત્રકાર મંડળે આ પ્રકારે આપણા પત્રકારોને આર્થિક સહાયતા આપવાનુ અનુકૂળ થઇ પડે એ આશયથી 'લેખક મિત્ર' નામનુ એક પુસ્તક દર વર્ષ કાઢવાનો નિર્ણય કર્યો હતો અને તે દિશામા પ્રયત્ન થતામા આવે એવામા અમદાવાદની સાહિત્યોત્તેજક સભા તરફથી "વિદ્યા" નામે વાર્ષિક પુસ્તક પ્રસિદ્ધ થતા, એ વિચાર પડતો મૂક્યો હતો

આપણે જોયુ કે પત્રકારિત્વમા નડતી મુશ્કેલીઓ, તેના વિકાસમા આવતા

---

* સરખાવો

'There was in England an institution called the Newspaper Fund Grants for the relief of distress arising from sickness unemployment and other causes for the maintainance of widows and orphans and for education amounted to £ 21233 during the 1932 . In India, there was greater need for the recognition of the dire want that prevailed among those connected with the Press and their dependents

[The Press in India Address at Mysore journalists' meeting by Dr C V Raman
— The Hindu 18th September' 33 ]

અંતરાયો, તેની અપૂર્ણતાઓ, તેના વહિવટની ખામીઓ, એ બધું ઉપલક રીતે જોઈ ગયા. આપણે જાણીએ છીએ કે વિદ્યુત્ વેગથી આજે પત્રકારિત્વ ગતિ કરી રહ્યું છે, અને જનસમુદાયના માનસપર તે પ્રબળ છાપ પાડે છે; એટલુ જ નહિ પણ તે છાપ વિચારની એકરૂપતા લાવે છે. (Mass Production) એક સામટો અને બહોળો જથાની ઉત્પત્તિના જે લાભ ગેરલાભ હોય છે તે એમા રહેલા છે. પણ એ પ્રશ્નની ચર્ચામા આપણે નહિ જઇએ.

પણ આપણા છાપાએ, જે સ્થાન પૂર્વે આપણો શાસ્ત્રોનુ, સંસ્કૃત ગ્રંથોનુ હતુ તે પ્રાપ્ત કર્યું છે પત્રમા આવેલી ખબર પ્રમાણભૂત મનાય છે. તેના સત્યાસત્યની પરીક્ષા કરનારા થોડા હોય છે.

આવા જબરજસ્ત શસ્ત્ર-સાધનનો ઉપયોગ અને વહિવટ પ્રામાણિક, સત્યપ્રિય, બુદ્ધિશાળી અને સમર્થ દુરંદેશીવાળી, દુનિયાના અનુભવી અને કસાયલા કલમબાજના હાથમા હોય એમ સૌ કોઈ ઇચ્છશે.

લેખનવાચનના શોખથી અને સેવાભાવી નવયુવકો એ ધધા પ્રતિ ખેંચાય છે; નામ અને કીર્તિના પ્રલોભનો પણ થોડા નથી.

આમ તેની જનસેવા કરવાની શક્તિ અમાપ છે તેમ તેનો દુરુપયોગ પણ સહેલાઈથી થઈ શકે છે.

વાસ્તે તેનુ તંત્ર યોગ્ય, સંસ્કારી અને સુશિક્ષિત વર્ગના હાથમા જાય એ આવશ્યક છે; અને એવા મનુષ્યો, પૈસા ખાતર નહિ તો પત્રકારિત્વની પ્રીતિ અને તેની પ્રતિષ્ઠા ખાતર, તે દ્વારા થતી જનસેવા ખાતર એ ધધામા જોડાય એમ આપણે વાછીશુ

તે પૂર્વે પત્રકારોનુ સંગઠન થાય, તેમનુ સંઘબળ જામે અને તેમના હક્ક ને હિતના સંરક્ષણ અને સંવર્ધન અર્થે એક ગુજરાતી પત્રમંડળ સ્થપાય એવી શુભેચ્છા સાથે હુ વિરમુ છુ. એ મંડળ દ્વારા પત્રકારિત્વને લગતા અનેક પ્રશ્નો વિચારી તેમ ચર્ચી શકાશે, અને એક વ્યક્તિ, પછી તે ગમે તેટલી મ્હોટી અને પ્રતિષ્ઠાવલ્બ્ધ અને સાધનસંપન્ન હશે તે એક સંસ્થાની પ્રતિષ્ઠા, લાગવગ અને માનની તોલે આવી નહિ શકે. યંત્ર કરતા મનુષ્ય મહોટો છે, અને એક વ્યક્તિ કરતા એક સસ્થા સમાજ મહોટો છે. એવુ એકાદ ગુજરાતી પત્રકાર મંડળ અસ્તિત્વમા આવશે તો આ મારા લેખ પાછળ લીધેલો શ્રમ સફળ થયેલો હુ સમજીશ.

અમદાવાદ,
તા. ૨૩-૯-૧૯૩૩

હીરાલાલ ત્રિ. પારેખ

# પુસ્તકોની વર્ગીકૃત યાદી

( સન ૧૯૩૩ )

## ઈતિહાસ

| પુસ્તકનું નામ. | લેખક વા પ્રકાશક. | કિંમત. |
|---|---|---|
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ચિમનલાલ મગનલાલ ડૉકટર | ૧—૮—૦ |
| કનકાબિયકનો ઇતિહાસ | લલ્લુભાઇ છગનલાલ દેસાઈ | ૦—૪—૦ |
| તપોધન તત્વપ્રકાશ | ગીરજાશંકર નરભેરામ | ૦—૧૨—૦ |
| પ્રાચીન જગત | મૂળશંકર સોમનાથ ભટ્ટ | ૦—૧૨—૦ |
| હિંદુસ્તાનનો પ્રાચીન ઈતિહાસ | છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી | ૧—૦—૦ |

## રાજકારણ

| | | |
|---|---|---|
| આખરી ફેંસલો, ભા. ૩ જો | નટવરલાલ માણેકલાલ દવે | ૩—૦—૦ |
| કાઠિયાવાડની કાળરાત્રિ | સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી | ૦—૬—૦ |
| કાઠિયાવાડ પ્રજામંગલ | | |
| ક્રાન્તિને પંથે સ્પેન | મહાશંકર ઈન્દ્રજી દવે | ૦—૫—૦ |
| ગોળમેજીમાં ગાંધીજી | નટવરલાલ માણેકલાલ દવે | ૦—૧૨—૦ |
| જગતની રાજનીતિ અને હિંદ | વિઠ્ઠલદાસ કાનજી ભૂતા | ૦—૮—૦ |
| તરુણ ભારત | જગજીવન કપૂરચંદ ધોળકિયા | ૧—૧૨—૦ |
| મધ્ય એશિયામાં બોલ્શેવિક | મહાશંકર ઈંદ્રજી દવે | ૦—૬—૦ |
| હિંદ સ્વરાજનો દાવો | એસ. વી. પેરૂલકર | ૧—૮—૦ |
| હિંદનો હુંકાર | ભદ્રશંકર મંછારામ ભટ્ટ | ૦—૧૪—૦ |

# જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| આઇન્સ્ટાઈન | કાન્તિલાલ છગનલાલ પંડયા | ૦—૬—૦ |
| અમર મહાજનો (આ. બીજી) | ફકલભાઇ કોઠારી | ૦—૧૨—૦ |
| એડીસનનું જીવનચરિત્ર | ગુરુનાથ પ્રભાકર ઑગલે | ૨—૦—૦ |
| કેસરકૃતિ ભા. ૧ | કેસરબાઈ વલ્લભ ઠક્કર | ૦—૮—૦ |
| ,, ભા. ૨ | ,, | ૦—૧૦—૦ |
| શ્રી ચંદ્રકુમાર ચરિત્ર–ભા. ૧ લો | જૈન સસ્તી વાંચનમાળા–પાલીતાણા | ૧—૪—૦ |
| ,, ,, –ભા. ૨ જો | ,, ,, | ૧—૮—૦ |
| જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય | નર્મદાશંકર ત્ર્યમ્બકરામ ભટ્ટ– | ... |
| જૈન સતી રત્નો–સચિત્ર | જૈન સસ્તી વાંચનમાળા–ભાવનગર | ૧—૪—૦ |
| ડી વેલેરા | શ્રી "ભારદ્વાજ" | ૦—૬—૦ |
| દાનેશ્વરી કર્ણ | મહાશંકર પાઠક | ૦—૮—૦ |
| શેઠ દ્વારકાદાસ ત્રિભોવનદાસની જીવનરેખા | કેશવલાલ શિવાભાઈ | ... |
| નરસિંહ મહેતા | જયસુખરાય વિ. પુરુષોત્તમરાય જોષીપુરા | ૦—૧૧—૦ |
| મહાત્મા ગાંધી | કેશવ સદાશિવ કૂળકર | ૦—૫— |
| વિજયધર્મસૂરિ–સ્વર્ગવાસ પછી | મુનિરાજશ્રી વિદ્યાવિજયજી | ૨—૮— |
| સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી | કલ્યાણરાય નથુભાઈ જોષી | ... |
| સંત જોઅન | અનંતપ્રસાદ પ્ર. પટ્ટણી | ૨—૮— |
| હજરત મુહમ્મદ | ઈમામ અબદુલકાદર બાવઝીર | ૦—૬— |



# કવિતા

| | | |
|---|---|---|
| અનુભવબિંદુ | દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ૦—૫—૦ |
| અધ્યાત્મ રામાયણ (પ્રીતમકૃત) | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા | ૨—૦—૦ |
| અખાકૃત કાવ્યો, ભા. ૨જો | 'સાગર' | ૧—૦—૦ |
| અમરવચન સુધા | ગિરિધર શર્માજી | ૦—૪—૦ |
| આનંદ મહોદધિ | વૈદ્ય રાઘવજી શર્મા | ... |
| કબીર સુધા | | |
| કબીરનાં આધ્યાત્મિક પદો. (આ. ૩જી) | વાડીલાલ મોતીલાલ શાહ | ૧—૪—૦ |
| કાવ્યસરણીઃ પ્રથમ પગથિયું | ઉમેદભાઇ ૨. પટેલ | ૦—૩—૦ |
| કાવ્ય કુંજ, પુષ્પ ૧ | મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળ—રાંદેર | ... |
| ,, પુષ્પ ૨, ૩ | ,, ,, | ૦—૨—૬ |
| કીર્તન સંગ્રહ | મંગળદાસ ચતુર્ભુજજી કવિરાજ | ... |
| કીર્તન મંજરી | શ્રેયઃ સાધક અધિકારી મંડળ | ૦—૬—૦ |
| કૃષ્ણાશ્રય | દ્વિવેદી નટવરપ્રસાદ મણિશંકર | ... |
| ગજરો | ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા | ૦—૭—૦ |
| ગ્રામ જીવન | મનુ હ. દવે (કાવ્યતીર્થ) | ૦—૩—૦ |
| ગીત પ્રભાકર | ... ... | ... |
| ગુલબાનું કાવ્યમાળા | ગુલબાનુ ખરશેદજી | ૦—૧૪—૦ |
| જાલંધર આખ્યાન | રામલાલ ચુનીલાલ મોદી | ૦—૧૨—૦ |
| તુલસીદાસનું આખ્યાન | માધવલાલ ત્રિભુવન રાવળ | ૦—૪—૦ |
| દીવ્ય સંદેશ | જમિયતરામ વજેશંકર આચાર્ય | ૦—૪—૦ |
| નલિની પરાગ | નલિન મણિશંકર ભટ્ટ | ૨—૦—૦ |
| પરાગપુષ્પો | ... ... | ... |
| પનુ કાવ્ય | પનુભાઇ જશવંતરાય દેસાઈ | ૨—૦—૦ |
| પ્રણય કાવ્યો | રમણલાલ નરહરિલાલ વકીલ | ૧—૮—૦ |
| પ્રાયશ્ચિત્ત | વાડીલાલ મોતીલાલ શાહ | ૦—૨—૦ |
| પૃથુરાજ રાસા | ભીમરાવ ભોળાનાથ | ૨—૦—૦ |
| બહુચરા ભક્તિભાવ | 'શોખીન'—ઉંઝા | ૦—૧—૬ |
| ભજન ભાવાર્થ પ્રકાશ | ફાજલ પ્રધાન વકીલ | ૦—૨—૦ |
| ભક્તિભોમ, ભા. ૧—૨ | ભોમારામ હેમારામ | ૦—૬—૦ |
| ભક્તિદાસ કૃત કીર્તનમાળા | ... ... | ... |
| મધુ બંસી | રમણીક કીશનલાલ મહેતા | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| મુકુલ કાવ્ય સંગ્રહ | જેઠાલાલ દેવનાથ પંડયા | ૦—૪—૦ |
| મંદાકિની | જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર | ૦—૮—૦ |
| રણછોડની વાણી | ... ... | ... |
| રાસરસિકા | જગુભાઈ મોહનલાલ રાવળ | ૦—૧૦—૦ |
| લલિતના બીજા કાવ્યો | જન્મશંકર મહાશંકર બુચ | ૦—૧૨—૦ |
| વીરપસલી | કેશવ હ શેઠ | ૦—૮—૦ |
| શિવમહિમ્ન સ્તોત્રનો ગુજરાતી અનુવાદ | લાલજી વીરેશ્વર જાની | ૦—૧—૦ |
| સતી મહાદેવી ગરબાવલી | હરેરામ બ્રહ્મર્ષિ | ૦—૨—૦ |
| સંયુક્તાખ્યાન | ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા | ૦—૮—૦ |
| હરિગીત અને બીજા કાવ્યો | હીરાલાલ દ મહેતા | ૦—૮—૦ |
| જ્ઞાનગંગા દર્શન | હરેરામ બ્રહ્મર્ષિ | ૦—૩—૦ |
| જ્ઞાનપ્રકાશ (ગોપાલકૃત) | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા | ૧—૦—૦ |



# નવલકથા

| | | |
|---|---|---|
| અરક્ષણીયા | કિસનસિંહ ચાવડા | ૦—:—૦ |
| અપરાધીની | નીતમકાન્ત જે. સાહિત્યવિલાસી | ૧—૮—૦ |
| અર્ધાંગના અને બીજી વાતો | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૪—૦ |
| અવશેષ | 'ધૂમકેતુ' | ૧—૪—૦ |
| આફલાતુન આશક | 'નઝમી' | ૨—૦—૦ |
| ઇન્દિરા | કિસનસિંહ ચાવડા | ૧—૪—૦ |
| ઇસ્લામ અને તરવાર | ... ... | ... |
| આપણા ઉંબરમાં | ઝવેરચંદ મેઘાણી | ૦—૪—૦ |
| એક | વાડીલાલ મોતીલાલ શાહ | ૧—૦—૦ |
| એક લાખનું ઇનામ અને બીજી વાતો | નર્મદાશંકર વ. દ્વિવેદી | ૦—૮—૦ |
| એક ચિત્રકારની આત્મકથા | શિવપ્રસાદ પંડિત | ૦—૧—૬ |
| ઐતિહાસિક કથામંજરી | અંબેલાલ નારણજી જોશી | ૨—૮—૦ |
| ઓલીયા જોશીનો અખાડો, ભા. ૨ જો | જગજીવનદાસ ત્રિકમજી કોઠારી | ૨—૮—૦ |
| કથાવલિ | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧—૮—૦ |
| કલ્પનાના પ્રતિબિંબ | ચીનુ શુકલ | ૦—૮—૦ |
| કાચાં ફળ | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૦—૮—૦ |
| કાકી અને બીજી વાતો | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૩—૦ |
| કામદારોનું બલિદાન અને કુસુમનો ત્યાગ | શિવપ્રસાદ લીલાધર પંડિત | ૦—૧—૬ |
| કેટલીક વાતો અને સંસારચિત્રો | પ્રાણલાલ કીરપારામ દેસાઇ | ૧—૮—૦ |
| ગરીબની ગૃહલક્ષ્મી | પીયુષ | ૧—૮—૦ |
| ચમત્કારિક યોગ અને પ્રત્યેક બુદ્ધ ચરિત્ર | ચોકશી મોહનલાલ દીપચંદ | ૧—૪—૦ |
| ગરીબની દુન્યા | ... ... | ... |
| ચિતાના અંગારા, ખંડ ૨ જો | ઝવેરચંદ મેઘાણી | ૦—૪—૦ |
| જયન્ત (આ. ૨જી) | રમણલાલ વસંતલાલ દેસાઇ | ૨—૦—૦ |
| જીવનની ઝાંખી | કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ | ૨—૦—૦ |
| જીવન દર્શી | ... ... | ... |
| જૈન સિદ્ધાંતની વાર્તાઓ, પ્રથમ ગુચ્છ | જીવણલાલ છગનલાલ સંઘવી | ૦—૧૦—૦ |
| જૈન સાહિત્યની કથાઓ, ભા. ૧ | જીવણલાલ છગનલાલ સંઘવી | ૦—૫—૦ |
| જ્યોત અને જ્વાળા, દ્વિતીય દર્શન | ચુનીલાલ વર્ધમાન શાહ | ૦—૧૦—૦ |

| | | |
|---|---|---|
| જ્યોત અને જ્વાળા, તૃતીય દર્શન | ચુનીલાલ વર્ધમાન શાહ | ૦-૧૨-૦ |
| ,, ,, ચતુર્થ દર્શન | ,, ,, | ૦-૧૨-૦ |
| ઝાકળ | રમણલાલ વસંતલાલ દેસાઇ | ૨—૮-૦ |
| ઝુગ્તુ હૃદય | માણેકલાલ ગોવિંદલાલ જોશી | ૦—૫-૦ |
| ટેકને ખાતર (પ્રેમચંદજી) | શિવશંકર શુકલ | ૦—૩-૦ |
| દશ પહોરની વાતો, ભા. ૧ | છગનલાલ વિદ્યારામ રાવળ | ૧—૦-૦ |
| તણખા મંડળ ત્રીજું | 'ધૂમકેતુ' | ૧—૮-૦ |
| દાલચીવડાનો દાયજો | ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા | ૧—૮-૦ |
| દિવ્યચક્ષુ | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૨—૮-૦ |
| નવલિકા સંગ્રહ, પુ. ૨ જું | રામચંદ્ર દામોદર શુકલ | ૨—૦-૦ |
| નવનિધાન (ચટ્ટોપાધ્યાય) | કિસનસિંહ ચાવડા | ૦—૬-૦ |
| નવો અવતાર, પ્રથમ ખંડ | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૨—૪-૦ |
| નાશની નોબત | કુમુદલાલ ચુનીલાલ નાણાવટી | ૧—૦-૦ |
| પ્રણય જ્યોતિ કિંવા માચા બલિદાન | મયારામ વિ. ઠક્કર | ૦—૭-૦ |
| પારસી શુરાતન | ... ... | ... |
| પાનકી પતિયા! ક્યા છોટી છોટી બતિયાં!! | ગુજરાતી પત્ર | ... |
| પૂર્ણિમા | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૨—૮-૦ |
| બલિદાનની સત્ય ઘટના કિંવા દિવ્ય દાંપત્ય પ્રેમ | મયારામ વિ. ઠક્કર | ... |
| બાલવિધવા કલ્યાણી અથવા રાજા કે રાક્ષસ | ઠક્કુર નારાયણ વિસનજી | ૩—૦-૦ |
| ભલાઈનો ભંડાર | રતનશા ફરામજી | ૧—૦-૦ |
| ભભૂકતી જ્વાળા | ... ... | ... |
| ભારતના વીરોની સત્ય ઘટના | શિવપ્રસાદ લીલાધર પંડિત | ૦—૧-૩ |
| પુનિત ગંગા | ... ... | ... |
| પ્રેમ ચંદ્રજીની વાતો | ... ... | ... |
| ભૂતના ભડકા | ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા | ૧-૧૨-૦ |
| ભૂતકાળના પડછાયા | ગુણવંતરાય આચાર્ય | ૦—૪-૦ |
| ભેદી નિવાસ | ચુનીલાલ વર્ધમાન શાહ | ૩—૮-૦ |
| મધૂપ | ચીમનલાલ ભોગીલાલ ગાંધી | ૦-૧૨-૦ |
| મહાકવિ કાળિદાસની પ્રસાદી | જીવણલાલ અમરશી મહેતા | ૧—૪-૦ |
| મહીપાળ દેવ | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૨—૮-૦ |
| મસ્તફકીરનું મુક્ત હાસ્ય | "મસ્ત ફકીર" | ૩—૦-૦ |
| મસ્તફકીરનો હાસ્યવિલાસ | "મસ્ત ફકીર" | ૩—૦-૦ |
| રાજકથા | જમુ દાણી | ૦-૧૦-૦ |
| રાજપુત પ્રેમરહસ્ય | બાલચંદ્ર | ૧—૦-૦ |
| રાજસ્થાનની રાજખટપટ | ... | ... |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૩ 'ગુણસુંદરી' | મુંબઇ | પુ. ૧૯ મું | યજ્ઞેશ હ. શુક્લ | માસિક | ૪—૫—૦ |
| ૪૪ 'ગુજરાત' | સુરત | ૪–થુ | રમણલાલ છોટુલાલ દેસાઇ | દૈનિક | ૧૨—૦—૦ |
| ૪૫ 'ગુલઝારે હકીકી' | બુરહાનપુર | ૨૪–મુ | હસનઅલી અબદુલઅલી | અઠવાડિક | ૪—૦—૦ |
| ૪૬ 'ગુજરાતી પંચ' | અમદાવાદ | ૩૩–મુ | સોમાલાલ મગનલાલ શાહ | ,, | ૪—૦—૦ |
| ૪૭ 'ગુજરાતી' | મુંબઇ | ૫૪–મુ | નટવરલાલ ઇચ્છારામ દેસાઈ | ,, | ૬—૦—૦ |
| ૪૮ 'ગુજરાત ટાઇમ્સ' | નડિયાદ | ૭–મુ | માણેકલાલ હરજીવનદાસ શાહ | ,, | ૪—૦—૦ |
| ૪૯ 'ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ' | સુરત | ૭૧–મુ | ચંપકલાલ ઉત્તમરામ | ,, | ૪—૮—૦ |
| ૫૦ 'શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રૈમાસિક' | ભરૂચ | ૧૯–મુ | અંબુ. ક. વશી | ત્રૈમાસિક | ૧—૦—૦ |
| ૫૧ 'ગુજરાત પત્રિકા' | અમદાવાદ | ૨–જુ | એ. સી. પરીખ | અઠવાડિક | ૨—૦—૦ |
| ૫૨ 'ગુજરાત સમાચાર' | ,, | ,, | ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર | દૈનિક | ૧૦—૮—૦ |
| ૫૩ 'પ્રજાબંધુ' | ,, | ૩૩–મુ | ,, | અઠવાડિક | ૩—૦—૦ |
| ૫૪ 'શ્રી ગોગ્રાસ' | મુંબઈ | ,, | જયન્તિલાલ એન. માન્કર | માસિક | ૧—૪—૦ |
| ૫૫ 'ચરોતર' | વડોદરા | ૩–જુ | ભાઇલાલભાઇ ખુશાલભાઈ પટેલ | ,, | ૧—૮—૦ |
| ૫૬ 'ચિત્રપટ' | મુંબઈ | ૮–મું | નગીનલાલ શાહ | અઠવાડિક | ૮—૦—૦ |
| ૫૭ 'ચેતનયુગ' | અમદાવાદ | ૨–જુ | જયંત | ,, | ૪—૦—૦ |
| ૫૮ 'છાત્રાલય' | ભાવનગર | ૭–મુ | નાનાભાઇ | માસિક | ૧—૦—૦ |
| ૫૯ 'છાત્રતેજ' | સુરત | ૫–મુ | વિદ્યાર્થીઓ તરફથી સી૦ ટી. ટી વી. સાર્વજનિક હાઇસ્કુલ | ૭ માસિક | ૦—૮—૦ |
| ૬૦ 'જય સ્વદેશી' | રાણપુર | ૧–લુ | ભીમજી હ. | અઠવાડિક | ૨—૦—૦ |
| ૬૧ 'જામે જમશેદ' | મુંબઈ | ૧૦૧–મુ | ફીરોજશાહ જહાંગીર મરઝબાન | દૈનિક | ... |
| ૬૨ 'જામે સાકી' | ,, | ૧–લુ | સુહરાબ પંડયા | અઠવાડિક | ૪—૦—૦ |
| ૬૩ 'જીવદયા' | ,, | ૮–મું | જયન્તિલાલ એન. માન્કર | માસિક | ૨—૦—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૪ 'જૈન જાગૃતિ' | મુબાઈ | ૧–લુ | રા. ડાહ્યાલાલ મણીલાલ મહેતા | માસિક | ૨—૮—૦ |
| ૬૫ 'જૈન જ્યોતિ' | અમદાવાદ | ,, | ધીરજલાલ ટોકરશી શાહ | ,, | ૨—૮—૦ |
| ૬૬ 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' | ભાવનગર | ૪૮–મુ | જૈન ધર્મ પ્રમારક સભા | ,, | ૧–૧૨—૦ |
| ૬૭ "જૈન પ્રકાશ" | મુબઇ | ૨૦–મુ | હર્ષચંદ્ર કપુરચંદ દોશી (શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ) | અઠવાડિક | ૨—૮—૦ |
| ૬૮ 'જૈન' | ભાવનગર | ૩૧–મુ | દેવચંદ દામજી કુંડલાકર | ,, | ... |
| ૬૯ 'જૈન યુગ' | મુબઇ | ... | મોહનલાલ દલીચંદ દેશાઇ | માસિક | ... |
| ૭૦ 'જ્યોતિ' | ભાવનગર | ૧૧–મુ | વેણીશંકર ગો. ભટ્ટ | ,, | ૨—૦—૦ |
| ૭૧ 'ઝાઝીબાર વૉઇસ' | ... | ... | ... ... | ... | ... |
| ૭૨ 'ધી ટાગાન્નીકા હેરલ્ડ' | દારેસલામ | ૪–થુ | માલિકો–'ધી હેરલ્ડ પ્રેસ'–દારેસલામ | દૈનિક | ... |
| ૭૩ 'ડીરેકટીવ' | સુરત | ૧–લુ | 'મધુકર'–માકરલાલ મગનલાલ કાપડીઆ | અઠવાડિક | ... |
| ૭૪ ડેલી ન્યુસ | મુબઇ | ૪–થુ | ઉષાકાન્ત પંડ્યા | દૈનિક | ... |
| ૭૫ 'તરૂણ' | કરાચી | ૧–લુ | ડૉ પ્રાણલાલ જે મહેતા | અઠવાડિક | ૪—૦—૦ |
| ૭૬ 'તરૂણ સૌરાષ્ટ્ર' | મુંબઇ | ૨–જુ | શિવલાલ ત્રિ. મહેતા | ,, | ૫—૦—૦ |
| ૭૭ 'તપોધન' | ભરૂચ | ૨૩–મુ | અંબાલાલ શામળદાસ ભટ્ટ | માસિક | ૧—૮—૦ |
| ૭૮ 'તિલકાષ્ટ' | મુબાઈ | ૧–લુ | બાબુલાલ હીરાલાલ શુક્લ | અઠવાડિક | ૩—૦—૦ |
| ૭૯ 'ત્રિવેદી મેવાડા વર્તમાન' | અમદાવાદ | ... | લક્ષ્મીપ્રસાદ ભટ્ટ | .. | ... |
| ૮૦ 'દશાલાડ પત્રિકા' | અંધેરી | ૨૩–મુ | કાન્તિલાલ ભગવાનદાસ રાદેરિયા | ત્રૈમાસિક | ૧—૪—૦ |
| ૮૧ 'દક્ષિણામૂર્તિ' | ભાવનગર | ૯–મુ | નૃસિંહપ્રસાદ કાનિદાસ ભટ્ટ | ત્રૈમાસિક | ૨—૦—૦ |
| ૮૨ 'દેશી મિત્ર' | સુરત | ૧–લુ | મગનલાલ વનમાળીદાસ | અઠવાડિક | ૩—૮—૦ |
| ૮૩ 'દીન' | અમદાવાદ | ૯–મુ | જહાદારશાહ બિહારી | ,, | ૪—૦—૦ |
| ૮૪ 'દેશી મિત્ર' | સુરત | ૬૫–મુ | મગનલાલ વનમાળિદાસ | ,, | ૩—૮—૦ |
| ૮૫ 'દેશી રાજ્ય' | નડીઆદ | ૫–મુ | જયંતિલાલ મોરારજી મહેતા | માસિક | ૬—૦—૦ |
| ૮૬ 'ધર્મ–મંગલા | અમદાવાદ | ૬–ઠ્ઠ | નગીનદાસ પુ. સંઘવી | અઠવાડિક | ૧—૮—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૭ 'નવરાશ' | મુંબઇ | ૩૨–મું | મેહરબાઈ માણેકજી દાવર | માસિક | ૬—૦—૦ |
| ૮૮ 'નવરંગ' | ,, | ૧૬–મું | મેહેરા અરદેશર દેશાઇ | ,, | ૫—૦—૦ |
| ૮૯ 'નવચેતન' | કલકત્તા | ૧૧–મું | ચાપશી વિઠ્ઠલદાસ ઉદેશી | ,, | ૬—૬—૦ |
| ૯૦ 'નવયુગ' | મુંબઈ | ૪–થું | પી. જે. ભટ્ટ | ,, | ૫—૦—૦ |
| ૯૧ 'નવરોઝ' | કલકત્તા | ૧૬–મું | એદલજી નવરોજી કાંગા | અઠવાડિક | ૪—૦—૦ |
| ૯૨ 'નવ ગુજરાત' | વડોદરા | ... | ડૉ. ચીમનલાલ મગનલાલ | ,, | ૪—.—૦ |
| ૯૩ 'નવ ભારત' | મુંબઈ | ૧ લું | ખંડુભાઇ આર. દેશાઇ | દૈનિક | ... |
| ૯૪ નવી દુનિયા | અમદાવાદ | ... | ધીરજલાલ ટોકરશી શાહ | અઠવાડિક | ... |
| ૯૫ 'નાગર-જગત્' | ,, | ૧–લું | જેઠાલાલ નાથાલાલ દવે | માસિક | ૨—૦—૦ |
| ૯૬ 'નાગર-જ્યોતિ' | ,, | ,, | ડાહ્યાલાલ જયશંકર મહેતા | ,, | ૨—૦—૦ |
| ૯૭ 'નાગરિક' | કરાચી | ૭–મું | ચન્દ્રશંકર બુચ | ત્રૈમાસિક | ૩ ૦—૦ |
| ૯૮ 'નાગર ચેતન' | અમદાવાદ | ૧–લું | વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા | માસિક | ૨—૦—૦ |
| ૯૯ 'નૂતન યુગ' | મુંબઇ | ૨–જું | રતિલાલ ભનજી ઠક્કર | અઠવાડિક | ૫—૦—૦ |
| ૧૦૦ 'નૂતન જ્યોતિ' | અમદાવાદ | ૧–લું | વિષ્ણુપ્રસાદ કેશવલાલ ત્રિવેદી | માસિક | ૧—૪—૦ |
| ૧૦૧ 'પ્રબોધ પત્રિકા' | મુંબઇ | ,, | હિંમતરામ છોટાલાલ શર્મા | અઠવાડિક | ૪—૦—૦ |
| ૧૦૨ 'પ્રબુદ્ધ જૈન' | ,, | ૨–જું | ચન્દ્રકાન્ત વી. સુતરીયા | ,, | ૨—૮ ૦ |
| ૧૦૩ 'પ્રબોધ' | અમદાવાદ | ... | ભીખુભાઈ વી. ભટ્ટ | માસિક | ૨—૦—૦ |
| ૧૦૪ 'પ્રસ્થાન' | ,, | પુ. ૧૫ મું | રામનારાયણ વિશ્વનાથ પાઠક | ,, | ૫—૦—૦ |
| ૧૦૫ 'પ્રજાપતિ' | ,, | ૧૨–મું | જીવનલાલ ગરબડભાઇ પ્રજાપતિ | ,, | ૨—૦—૦ |
| ૧૦૬ 'પ્રતાપ' | સુરત | ૩–જું | કાલિદાસ કૃપાશંકર શેલત | દૈનિક | ... |
| ૧૦૭ 'પ્રચારક' | ચીખોદરા | ૮–મું | ચન્દ્રમણિ મોતીલાલ | માસિક | ૨—૦—૮ |
| ૧૦૮ 'પ્રણામી ધર્મ પત્રિકા' | જામનગર | ૪–થું | પં. કૃષ્ણદત્ત શાસ્ત્રી | ,, | ૨—૦—૦ |
| ૧૦૯ 'પ્રકાશ' શ્રી કચ્છી દશા ઓશવાળ | મુંબઈ | ૯–મું | પદમશી દામજી ખોના | પખવાડિક | ૨—૦—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧૦ 'પ્રજામિત્ર-કેસરી' | મુંબાઇ | ૧૮–મુ | સીતારામ જે શર્મા | અઠવાડિક | .. |
| ૧૧૧ 'પારસી સમાચાર અને લોક સેવક' | કરાચી | ૨૫–મુ | મી જહાંગીર ફ પથકી | ખાસ નીતી | |
| ૧૧૨ 'પાટીદાર' | આણંદ | ૧૦–મુ | નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલ | માસિક | ૨—૦–૦ |
| ૧૧૩ 'પિતૃભૂમિ' | જામનગર | ૧ મુ | જમનાદાસ વસનજી ઠક્કર | ,, | ૩—૦–૦ |
| ૧૧૪ 'પુસ્તકાલય' | વડોદરા | ૮ મુ | નાનાભાઇ ચન્દ્રશેખર દીવાનજી | ,, | ૩—૮–૦ |
| ૧૧૫ 'શ્રી પુષ્ટિ પીયૂષ' | નડિયાદ | ૧–મુ | ભગિરાશંકર ઓંકારજી શાસ્ત્રી | ,, | ૨—૦ ૦ |
| ૧૧૬ 'પૂર્ણિમા' | સૂરત | ૧–મુ | ચન્દુલાલ વ્યાસ (મયૂખ) | અઠવાડિક | ૮—૦–૦ |
| ૧૧૭ 'પોન પત્રિકા' | મુંબાઇ | | નાગરદાસ ગડીઆ | અઠવાડિક | ૪—૦–૦ |
| ૧૧૮ 'પંચાલ દીપક' | અમદાવાદ | ૬–ઠ્ઠું | ચદુલાલ એન ગજ્જર | માસિક | ૧—૦–૦ |
| ૧૧૯ 'ફુલવાડી' | ,, | ૧–મુ | કાન્તીલાલ દાદા | માસિક | ૩—૦–૦ |
| ૧૨૦ 'ફુલછાબ' | રાણપુર | ૭–મુ | ગુણવંતરાય આચાર્ય | અઠવાડિક | ૫—૦–૦ |
| ૧૨૧ 'ફુરસદ' | મુંબાઈ | ૫૨–મુ | કે આર ભાથા | માસિક | |
| ૧૨૨ 'ફેવરીટ' | મુલતાન | ૬–ઠ્ઠું | રતનલાલ ફુરામજી અચારીઆ | ,, | ૨—૦–૦ |
| ૧૨૩ 'ગમરી' | સુરત | પુ ૧–મુ | શાંતિલાલ મગનલાલ શેઠ | અઠવાડિક | ૨—૦ ૦ |
| ૧૨૪ 'બહુરૂપી' | રાણપુર | ૩–જુ | ચદુલાલ જેઠાલાલ વ્યાસ | અઠવાડિક | ૫—૦–૦ |
| ૧૨૫ 'બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક' | મુંબઇ | ૨૫–મુ | કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ | ત્રૈમાસિક | ૧—૮–૦ |
| ૧૨૬ 'બ્રહ્મદેશ' | રંગુન | ૬–ઠ્ઠું | એમ એસ દેસાઇ | અઠવાડિક | ૬—૦–૦ |
| ૧૨૭ 'બર્મા વર્તમાન' | રંગુન | ૧૧–મુ | એ આર બીમાણી | ,, | ૩—૦–૦ |
| ૧૨૮ 'બાલજીવન' | વડોદરા | ૧૩–મુ | રમણલાલ નાનાલાલ શાહ | માસિક | ૩—૦–૦ |
| ૧૨૯ 'બાગવાડી' | સુરત | ૬–ઠ્ઠું | મિસ એલ એચ ઑગ્સ્ટિન | ,, | ૧—૦–૦ |
| ૧૩૦ 'બાળક' | જોધપુર | ૧૧–મુ | ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ | ,, | ૨—૮–૦ |
| ૧૩૧ 'બાલોદ્યાન' | વડોદરા | ૨–જુ | ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ | ,, | ૨—૮–૦ |
| ૧૩૨ 'બાલમિત્ર' | આણંદ | ૧૨–મુ | રામભાઈ ગ પટેલ | ,, | ૪—૦–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩૩ 'બિરાદર' | રાણપુર | ૧–લું | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | માસિક | ૩—૦—૦ |
| ૧૩૪ 'બુદ્ધિપ્રકાશ' | અમદાવાદ | ૭૯–મું | હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ | ત્રૈમાસિક | ૧—૮—૦ |
| ૧૩૫ 'બે ઘડી મોજ' | મુંબાઈ | ૯ મું | 'શયદા' | અઠવાડિક | ૬—૦—૦ |
| ૧૩૬ 'બેકાર' | મુંબાઈ | ૧–લું | જમનાદાસ કે. પરીખ | પાક્ષિક | ૨—૮—૦ |
| ૧૩૭ 'બૃહદ્ ગુજરાત' | નાઇરોબી | ૧–લું | ઉછરંગરાય કે. ઓઝા | માસિક | ૬—૦—૦ |
| ૧૩૮ 'ભરૂચ સમાચાર' | ભરૂચ | ૫૫–મું | જેહાંગીર અરદેશર ગાંધી | અઠવાડિક | ... |
| ૧૩૯ 'ભાટીયા યુવક' | મુંબાઈ | ૪–થું | ડુંગરસિંહ હરીદાસ ઢગાઇ | માસિક | ૨—૮—૦ |
| ૧૪૦ 'ભાગ્યોદય' | અમદાવાદ | ૨૦–મું | જેઠાલાલ દેવશંકર દવે | ,, | ૩—૦—૦ |
| ૧૪૧ 'ભાવસાર અભ્યુદય' | બરવાળા | ૧–લું | મનુભાઇ લલ્લુભાઇ જોધાણી | દ્વૈમાસિક | ૧—૮—૦ |
| ૧૪૨ 'મહીકાંઠા–વર્તમાન' | અમદાવાદ | ૩–જું | શાંતિલાલ દીનાનાથ | પખવાડિક | ૩—૦—૦ |
| ૧૪૩ 'મનરંજન' | અમદાવાદ | ૧–લું | શાંતિલાલ દીનાનાથ મહેતા | અઠવાડિક | ૨—૪—૦ |
| ૧૪૪ 'મજૂર સંદેશ' | અમદાવાદ | ૧૦–મું | રામપ્રસાદ રૂપશંકર વસાવડા | ,, | ૧—૦—૦ |
| ૧૪૫ 'મહિલા ભૂષણ' | સુરત | ૧૩–મું | કમળાબ્હેન પ્રભુશંકર વ્યાસ | માસિક | ૨—૦—૦ |
| ૧૪૬ 'માતૃભૂમિ' | અમદાવાદ | ૨–જું | શંકરપ્રસાદ એસ. નાણાવટી | અઠવાડિક | ૪—૦—૦ |
| ૧૪૭ 'માળી મિત્ર' | વડનગર | ૧–લું | લક્ષ્મણરામ કાશીરામ રામી | માસિક | ૧—૦—૦ |
| ૧૪૮ 'મિજલસ' | અમદાવાદ | ૧–લું | લક્ષ્મીપ્રસાદ એ. વોરા | અઠવાડિક | ૩—૪—૦ |
| ૧૪૯ 'મુંબઈ સમાચાર' | મુંબાઇ | ૧૧૪–મું | જયંતિલાલ હાથીભાઇ અમીન | દૈનિક | ૨૫—૦—૦ |
| ૧૫૦ ,, | ,, | ,, | ... ... | અઠવાડિક | ૭—૦—૦ |
| ૧૫૧ 'મોહેન્દુ' | કરાંચી | ૪–થું | રવિશંકર હ. પંડયા | માસિક | ૧—૪—૦ |
| ૧૫૨ 'મોઢ મહોદય' | ભાવનગર | ૧૬–મું | પારેખ ભીખાભાઇ ગોપાળજી | ,, | ૧–૧૨–૦ |
| ૧૫૩ 'મોઢ અભ્યુદય' | ભરૂચ | ૨–જું | ડાહ્યાભાઇ છગનલાલ માસ્તર | ,, | ૨—૦—૦ |
| ૧૫૪ 'મોજ મજાહ' | મુંબાઇ | ૯–મું | જયશંકર ખોડીદાસ દ્વિવેદી | અઠવાડિક | ૪—૪—૦ |
| ૧૫૫ 'મોતી ડેલી ન્યુઝ' | ,, | ૧–લું | એફ. યુ. મનદુર | દૈનિક | ... |
| ૧૫૬ 'મોઢ તરુણ' | કલકત્તા | ,, | વરજીવન ગોપાળજી પરીખ | ત્રૈમાસિક | ૦–૧૦–૦ |
| ૧૫૭ 'મુંબાઈ' | મુંબાઈ | | વ્રજલાલ કાપડિયા | અઠવાડિક | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૮ 'યુવક' | કચ્છ | ૩–જુ | ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ | માસિક | ૨—૦—૦ |
| ૧૫૯ 'કાઠી રાજપૂત' | રાણપુર | ૪–જુ | ભગવાનજી ભીમજી સાવરકર | ,, | ૨-૧૩—૦ |
| ૧૬૦ 'રમકુજ' | કરાચી | ૧–જુ | એ એન સંઘવી | અઠવાડિક | ૨—૦—૦ |
| ૧૬૧ 'રંગભૂમિ' | રાજકોટ | ,, | મૃદુલ | ,, | . |
| ૧૬૨ 'રવિવાર' | મુંબાઇ | ,, | ઉમાકાન્ત જે પંડ્યા | ,, | ૪—૦—૦ |
| ૧૬૩ 'રમતાગમ' | ,, | ,, | નેમચંદ ગુલાબચંદ | ,, | ૪—૦—૦ |
| ૧૬૪ 'રાજસ્થાન' | અમદાવાદ | ૫–મુ | એ સી પરીખ | અઠવાડિક | ૪—૦—૦ |
| ૧૬૫ 'લલિત' | ,, | ૧–જુ | બી બી ભટ્ટ | માસિક | ૧—૮—૦ |
| ૧૬૬ 'લોહાણા હિતેચ્છુ' | રાજકોટ | ૧૮–મુ | લાલજી નાગજી ગણાત્રા | અઠવાડિક | ૪—૮—૬ |
| ૧૬૭ 'લોકમત' | અમદાવાદ | ૧–જુ | ગીરીશંકર આગ મહેતા | | |
| ૧૬૮ 'વસુંધરા' | કરાચી | ૩–જુ | ચતુર્ભુજ નાગરદાસ આચાર્ય | દ્વિવાર્ષિક | ૨—૦—૦ |
| ૧૬૯ 'વસંત' | અમદાવાદ | ૩૧–મુ | આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ | માસિક | ૨—૮—૦ |
| ૧૭૦ 'વતન' | ,, | ૨–જુ | છગનલાલ ભવાનીશંકર મહેતા | અઠવાડિક | ૫—૦—૦ |
| ૧૭૧ 'વાયજાગિન' | વડોદરા | ૭–મુ | ન્હાનાલાલ નાથાભાઈ શાહ | માસિક | ૩—૦—૦ |
| ૧૭૨ 'વ્યાયામ' | ,, | ૧૮–મુ | ઘોડો નારાયણ વિદ્વાંસ | માસિક | ૨—૮—૦ |
| ૧૭૩ 'વ્યાપારી જગત' | મુંબાઈ | ૨૬–મુ | જે કે મહેતા | ત્રૈમાસિક | ૪—૦—૦ |
| ૧૭૪ 'વીસમી સદી' | , | ૧૩–મુ | મણિલાલ છગનલાલ દેસાઈ | અઠવાડિક | ૭—૦—૦ |
| ૧૭૫ 'વિચારક' | વડોદરા | ૧–જુ | માણેકલાલ જગજીવનદાસ ચોકસી | માસિક | ૧—૦—૦ |
| ૧૭૬ 'વિશ્વ જ્યોતિ' | સુરત | ૧૩–મુ | પ્રભુશંકર નર્મદાશંકર વ્યાસ | ,, | ૩—૦—૦ |
| ૧૭૭ 'વિનામ' | મુંબાઈ | ૮–મુ | પ્રભુદાસ નિ ઠક્કર | અઠવાડિક | ૩—૮—૦ |
| ૧૭૮ 'વિશ્વ પ્રકાશ' | અમદાવાદ | ૫–મુ | મણિલાલ નથુભાઈ દોશી | માસિક | . |
| ૧૭૯ 'વીરાંગના' | મુંબાઈ | ૨–જુ | શ્રીમતી લીલાવતી ટી કાપડીઆ | અઠવાડિક | ૪—૦—૦ |
| ૧૮૦ 'કાતરણ ગેપ' | ,, | ૧૦–મુ | ... | ,, | ૨—૦—૦ |
| ૧૮૧ 'વૈદ્ય કલ્પતરુ' | અમદાવાદ | ૩૮–મુ | વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી | માસિક | ૩—૦—૦ |
| ૧૮૨ 'વિજય' | ,, | ૧–જુ | કચરાભાઇ કાનિદાસ ભગત | ,, | ૧—૪—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮૩ 'શારદા' | વડોદરા | ૯–મું | ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા | માસિક | ૬—૮—૦ |
| ૧૮૪ 'શિક્ષણપત્રિકા' | ભાવનગર | ૭–મું | ગિજુભાઈ | ,, | ૧—૦—૦ |
| ૧૮૫ 'શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ' | અમદાવાદ | ,, | વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી | ,, | ૨—૦—૦ |
| ૧૮૬ 'સનાતન ધર્મ પત્રિકા' | મુંબાઇ | ૩–જું | નારણજી પુરૂષોત્તમ સાંગાણી | અઠવાડિક | ૨—૦—૦ |
| ૧૮૭ 'સમાજ સેવક' | બુરહાનપુર | ૧–લું | રણછોડલાલ ઘનશ્યામલાલ શાની | માસિક | ૩—૦—૦ |
| ૧૮૮ 'સયાજી વિજય' | વડોદરા | ૪૧–મું | માણેકલાલ એ. ડૉક્ટર | અઠવાડિક | ૪—૦—૦ |
| ૧૮૯ 'સત્યમિત્ર' | મુંબાઇ | ... | ... ... | ... | ... |
| ૧૯૦ 'સહકાર પત્રિકા' | સુરત | ૧૪–મું | નાનાભાઈ લાલભાઇ વકીલ. | ત્રૈમાસિક | ૨—૦—૦ |
| ૧૯૧ 'સદાબહાર' | પેટલાદ | ૧–લું | પઠાણ મોહંમદખાં સરફરાજખાં | માસિક | ૨—૮—૦ |
| ૧૯૨ 'સમાજ જીવન' | અમદાવાદ | ૧૫–મું | શ્રી લક્ષ્મીબ્હેન ગો. ડોસાણી | ,, | ૪—૦—૦ |
| ૧૯૩ 'સમાજ–સ્વાસ્થ્ય' | મુંબાઇ | ૨–જું | ૨. ધોં. કર્વે | ,, | ૧—૮—૦ |
| ૧૯૪ 'સમસ્ત લાડમિત્ર' | ,, | ૧૧–મું | ગંગાદાસ મોતીલાલ શેઠના | દ્વૈમાસિક | ૨—૦—૦ |
| ૧૯૫ 'સાધુ સંતોની ફૂલવાડી' | ,, | ૧–લું | મગનલાલ લલ્લુભાઇ શાહ | માસિક | ૨—૦—૦ |
| ૧૯૬ 'સારસ્વત જીવન' | ,, | ,, | પ્રભુરામ પ્રભાકર જોશી | ,, | ૨—૦—૦ |
| ૧૯૭ 'સાહિત્ય' | વડોદરા | ૨૧–મું | મગન હરગોવિંદદાસ કાંટાવાળા | ,, | ૩—૮—૦ |
| ૧૯૮ 'સાકી' | મુંબાઈ | ૧–લું | કાસીલ અને શરીફ | ,, | ૩—૦—૦ |
| ૧૯૯ 'સાધુ પ્રકાશ' | ભાવનગર | ૩–જું | પુરુષોત્તમદાસ ગોવર્ધનદાસ | ,, | ૧—૦—૦ |
| ૨૦૦ 'શ્રીમાળી શુભેચ્છક' | અમદાવાદ | ૧૪–મું | ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી | ,, | ૧—૮—૦ |
| ૨૦૧ 'સીનેમા ફેન' | મુંબાઈ | ૯–મું | ભોગીકુમાર બી. એ. | અઠવાડિક | ૪—૦—૦ |
| ૨૦૨ 'મુસલિમ–સમાચાર' | ,, | ૩–જું | સૈયદ એ. બી. મુનશી | ,, | ... |
| ૨૦૩ 'સીનેમા બુલેટીન' | મુંબાઇ | ૨–જું | નરસિંહદાસ પી. ઠક્કર | અઠવાડિક | ૪—૦—૦ |
| ૨૦૪ 'સ્ત્રીબોધ' | ,, | ૭૭–મું | શ્રી પુતળીબાઇ કાબરાજી | માસિક | ૩–૧૨—૦ |
| ૨૦૫ 'શ્રીમાળી હિતેચ્છુ' | મહુવા | ૩–જું | ત્રિભુવન ઇશ્વરલાલ ત્રિવેદી | ,, | ૧—૮—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦૬ 'શ્રી-શક્તિ' | સુરત | ૨-જુ | સૂર્યલક્ષ્મી ધર્મદાસ ડૉક્ટર | માસિક | ૫—૦—૬ |
| ૨૦૭ 'સુધારક' | વડોદરા | ૭-મુ | નાગજીભાઇ ગોવિંદભાઇ | ,, | ૧—૦—૦ |
| ૨૦૮ 'સુદર્શન' | અમદાવાદ | ૧-લુ | રમણલાલ ભટ્ટ | અઠવાડિક | ૪—૦—૦ |
| ૨૦૯ 'સેવા' | ,, | ૨-જુ | રમણલાલ પ્રેમાનંદ ભટ્ટ | માસિક | ૪—૦—૦ |
| ૨૧૦ 'સૌરાષ્ટ્ર શિક્ષક' | રાજકોટ | ૬-ઠું | મૂળજીભાઇ ચતુરભાઇ પટેલ | ત્રૈમાસિક | ૧—૮—૦ |
| ૨૧૧ 'સાંજ વર્તમાન' | મુંબાઇ | ૩૧-મુ | જહાંગીર રૂસ્તમ નઝા | દૈનિક | ... |
| ૨૧૨ 'સંદેશ' | અમદાવાદ | ૧૦-મુ | નંદલાલ ચુનીલાલ બોડીવાળા | ,, | ૭—૦—૦ |
| ૨૧૩ 'હરિજન બન્ધુ' | પૂના | ૧ લુ | ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ | અઠવાડિક | ૪—૦—૦ |
| ૨૧૪ 'હિતેચ્છુ' | વલસાડ | ૭-મુ | પુરૂષોત્તમ લલ્લુભાઇ ગુપ્તા | માસિક | ... |
| ૨૧૫ 'હિંદુસ્તાન અને પ્રજામિત્ર' | મુંબાઇ | ૧૯-મુ | રવિશંકર વિઠ્ઠલજી મહેતા | દૈનિક | .. |
| ૨૧૬ 'હિંદુ અને હિંદુ જ્યોતિ' | ,, | ૬-ઠુ | કમળાદેવી ચીમનલાલ જોષી | અઠવાડિક | ૪—૦—૦ |
| ૨૧૭ 'હિંદી-આફ્રીક' | ,, | ૪૨-મુ | મીસ બાઇઆની લીમજી પાલમકોટ | માસિક | ૮—૦—૦ |
| ૨૧૮ 'હિંદુ પત્રિકા' | ચીખોદરા | ૬-ઠુ | ચન્દ્રમણિ મોતીલાલ | ,, | ૦—૮—૦ |
| ૨૧૯ 'હિન્દુ-સમાજ' | કરાચી | ૫-મુ | મૂળશંકર જાદવજી વ્યાસ | ,, | ૧—૦—૦ |
| ૨૨૦ 'હિત વર્ધક' | મુંબાઇ | ૨-જુ | રણછોડલાલ ઘનશ્યામ જ્ઞાની | દ્વિમાસિક | ૨—૦—૦ |
| ૨૨૧ 'ક્ષત્રિય મિત્ર' | ભાવનગર | ૧-લુ | ધીરસિંહ વહેરાભાઇ ગોહિલ | માસિક | ૩—૦—૦ |
| ૨૨૨ 'ક્ષત્રિય માળી મિત્ર' | વડનગર | ,, | લક્ષ્મણરામ કા | ,, | ૨—૦—૦ |
| ૨૨૩ 'જ્ઞાનવર્ધક' | મુંબાઇ | ... | ... .. | .. | . |
| ૨૨૪ 'જહાંગીર' | અમદાવાદ | ૧-લુ | એસ બુરાનપુરી | અઠવાડિક | ૫—૦—૦ |
| ૨૨૫ 'ડેલી સમાચાર' | મુંબાઈ | ૧-લુ | શ્રી "શૈલો" | ,, | ૪—૦—૦ |
| ૨૨૬ 'ભાગ્યસિદ્ધિ' | અમદાવાદ | ૧-લુ | મોહનલાલ મગનલાલ શાહ | માસિક | ૨—૦—૦ |
| ૨૨૭ 'પ્રતાપ' | સુરત | ૮-મુ | કાલિદાસ કૃપાશંકર રાવત | અઠવાડિક | ૩—૦—૦ |

## ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસ અર્થે માર્ગદર્શક અને સહાયક ગ્રંથોની સૂચી

[ચાલુ વર્ષમા જે એમ રોબર્ટસન સંકલિત "Courses of Study" એ નામનું પુસ્તક જોવામા આવ્યુ, અને એ દૃષ્ટિએ ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસમા સુગમ થઈ પડે એવા ઉપયોગી પુસ્તકોની એક યાદી તૈયાર કરવાનો વિચાર સ્ફૂર્યો તે માટે કૉલેજના બી એ, ના વર્ગમા અભ્યાસ કરતા ગુજરાતીના વિદ્યાર્થિઓ તરફથી એવી એક યાદીની માગણી પણ થતી હતી ઉપલબ્ધ સાધનો પરથી તે અત્રે આપી છે, પણ તે સંપૂર્ણ વા સર્વદેશી હોવાનો દાવો કરતી નથી..... ..સંપાદક.]

નરસિંહરાવ ભોળાનાથ—

Gujarati Language and Literature, Vols I & II (MacMillan & Co)
[Wilson Philological Lectures]
ગુજરાતી સાહિત્યપર વ્યાખ્યાનો—
વસનજી માધવજી ઠક્કર લેક્ચર્સ (ગ્રંથ અને ગ્રંથકાર પુ ૨)
[ગુ વ સોસાઈટી]
સ્મરણ મુકુર
મનોમુકુર

ડૉ. ગ્રીઅરસન—

Linguistic survey of India, Vol IX, Part 2
[ગુજરાતી પુસ્તો ભાગ, તેનો અનુવાદ "ગુજરાત શાળાપત્ર" મા છપાયો છે,] —ગવર્મેન્ટ મુદ્રણાલય-દિલ્હી

એલ. પી. ટેસીટોરી—

Notes on the Grammar of the old Western Rajasthani with special reference to Apabramsha and to Gujarati and Marwadi
[Indian Antiquary, Vol 43, February 1914 and following]

સિદ્ધ હેમચંદ્ર—અધ્યાય ૮ મો પદ ૪, સૂત્રો ૩૨૯ થી ૪૩૯
[સદરહુ સૂત્રોનો ગુજરાતી તરજુમો જૈન ગૂર્જર કવિઓ, ભા ૧ મા આપવામા આવ્યો છે]

**જે. વી. એસ. ટેલર**—ગુજરાતી વ્યાકરણ
**જ્યોર્જ પી. ટેલર**— „ „ (ઈંગ્રેજીમા)
[ થેકર એન્ડ કું, મુંબાઈ ]

**કમળાશંકર પ્રાણશંકર**—બૃહદ્ વ્યાકરણ
**શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ**—ગુજરાતી ભાષાનો ઇતિહાસ
ઉત્સર્ગમાળા [ ગુ. વ. સોસાઇટી. ]

**દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**—
ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો
ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચકસ્તંભો
[ ગુ. વ. સોસાઈટી. ]

**ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી**—સાઠીના સાહિત્યનું દિગ્દર્શન
[ ગુ. વ. સોસાઈટી. ]

**હિંમતલાલ ગણેશજી અંજારિયા**—સાહિત્ય પ્રવેશિકા
[ એન. એમ. ત્રિપાઠીની કું. મુંબાઈ ]

**જ્ઞાનવર્ધક ગ્રંથમાળા**—ગુર્જર સાક્ષર જયંતિઓ
[ જીવનલાલ અમરશી મહેતા. ]

**રમણભાઈ મહીપતરામ**—કવિતા અને સાહિત્ય ૪ ભાગમાં
[ ગુ. વ. સોસાઇટી. ]

**પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર**—કવિતા પ્રવેશ
લિરિક
[ પ્રકાશક કર્તા ]

**દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**—
પદ્યરચનાની ઐતિહાસિક આલોચના
પંદરમા શતકનાં ગૂર્જર કાવ્યો
[ ગુ. વ. સોસાઈટી. ]

**દલપતરામ ડાહ્યાભાઇ**—દલપત પિંગળ
[ ગુ. વ. સોસાઈટી. ]

**મણિભાઇ નારણજી તંત્રી**—ગુજરાતી નવલકથાનું સાહિત્ય
[ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. ]

**નથુરામ સુંદરજી શુકલ**—કાવ્યશાસ્ત્ર
નાટયશાસ્ત્ર
[ કર્તા પાસેથી-વાંકાનેર. ]

**સાહિત્ય સંસદ**—મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ, ખંડ ૫ મો

[ કોઠારી એન્ડ કું. ]

**કનૈયાલાલ માણેકલાલ મુનશી**—થોડાંક રસદર્શનો

[ જીવનલાલ અમરશી મહેતા. ]

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**—અર્વાચીન ગુજરાતી કવિતા

( ત્રણ વ્યાખ્યાનો )

[ ગુ. વ. સોસાઈટી. ]

<u>**ગુજરાત વિદ્યાપીઠ**</u>

**મુનિશ્રી જિનવિજય**—પ્રાચીન ગુજરાતી ગદ્ય સંદર્ભ

[ ગુજરાત વિદ્યાપીઠ કાર્યાલય ]

**રણછોડભાઈ ઉદયરામ**—રણ પિંગળ (ત્રણ ભાગમાં)

નાટ્યપ્રકાશ

[ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. ]

**મોહનલાલ દલીચંદ દેસાઈ**—જૈન ગૂર્જર કવિઓ, ભા. ૧

,, ,, ભા. ૨

[ કર્તા પાસેથી-મુંબાઇ ]

**અંબાલાલ બુલાખીરામ જાની**—

ફાર્બસ સભા હસ્તલિખિત પુસ્તકોની સૂચી ભા. ૧

,, ,, ભા. ૨

[ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. ]

**હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ**—

દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચી ભા. ૧

ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧ થી ૪

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ ભા. ૧–૨

[ ગુ. વ. સોસાયટી. ]

**ગુજરાતી કોશોની સંક્ષિપ્ત યાદી:**

૧. નર્મકોશ-કવિ નર્મદાશંકર લાલશંકર (મળતો નથી)
૨. ગુજરાતી શબ્દકોશ-ભાઈચુભાઇ ગોકળદાસ પટેલ
૩. ,, ,, –ગુ. વ. સોસાઈટી (મળતો નથી)
૪. સાર્થ જોડણી કોશ-ગુજરાત વિદ્યાપીઠ

૫. ગુજરાતી શબ્દાર્થ ચિંતામણિ-જીવનલાલ અમરશી મહેતા.
૬. ગુજરાતી ઈંગ્રેજી કોશ-મલ્હાર ભીખાજી બેલસરે
૭. „ „ -ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
૮. અંગ્રેજી ગુજરાતી કોશ-શણીના અને મુસ (મળતો નથી.)
૯. અંગ્રેજી ગુજરાતી કોશ-દી. બા. અંબાલાલ સાકરલાલ
૧૦. „ „ „-પટેલ એન્ડ વ્યાસ
૧૧. નર્મકથા કોશ-ગુજરાતી પ્રેસ
૧૨. પૌરાણિક કથાકોશ-ડાહ્યાભાઈ પી. દેરાસરી [ગુ. વ. સોસાઇટી]
૧૩. પારિભાષિક કોશ-વિશ્વનાથ મગનલાલ ભટ્ટ [ગુ. વ. સોસાઇટી.]
૧૪. ગુજરાતી ફારસી અરબી કોશ-અમીરમિયાં હમદુમિયાં ફારૂકી [ગુ. વ. સોસાઇટી.]
૧૫. શ્રી સયાજીરાવ શાસન શબ્દકલ્પતરૂ-વડોદરા સરકાર
૧૬. શબ્દ ચિંતામણિ-સંસ્કૃત ગુજરાતી કોશ-સવાઇલાલ છોટાલાલ ભાવનગર (મળતો નથી)
૧૭. સંસ્કૃત ગુજરાતી શબ્દાદર્શ ભા. ૧ અને ૨ શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર-અમદાવાદ.
૧૮. જૈનાગમ શબ્દસંગ્રહ અર્ધ માગધી ગુજરાતી કોશ (ચાર ભાગમાં) —મુનિશ્રી રત્નચંદ્રજી સ્વામિ.
૧૯. વૈજ્ઞાનિક કોશ—ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. —ભરતરામ ભાનુસુખરામ મહેતા.

# પુસ્તકનું રૂપવિધાન

## ૧ રૂપરચના અને બીબાં

આગલા પહેલાના ત્રણ હપતાઓમાં આપણે પુસ્તકના દેહઘડતર વિષે જરૂરની બાબતો ટૂંકામાં જોઈ ગયા. હવે તેના રૂપવિધાન વિષે થોડું વિચારીએ.

ઘરવખરીની કોઈ મામૂલી ચીજ ખરીદવી હોય છે તોપણ આપણે તે બજારમાંથી સારામાં સારી મેળવવાની ચીવટ રાખીએ છીએ. ત્યારે પુસ્તક એ તો પોતાનું સર્જન. ગ્રંથકાર તેના પ્રત્યેના અપત્યપ્રેમને કારણે તેને ઉત્તમ રૂપમાં પ્રકટ થએલું જોવા ઈંતેજાર હોય એ સ્વાભાવિક છે. પરંતુ દુર્ભાગ્યે આપણે ત્યાં ગ્રંથનું સુઘડ ને મનોરમ મુદ્રણ કરી આપનારા છાપખાના બહુ જ ઓછાં—આંગળીને વેઢે ગણી શકાય એટલાં છે. આથી પોતાના ગ્રંથના રૂપવિધાન માટે આતુર ગ્રંથકારને ઘણીવાર નિરાશા થાય છે. સુંદર, ઉઠાવદાર, સુઘડ ગૌરવવાળાં અંગ્રેજી પુસ્તકો રાતદિવસ એના હાથમાં આવ્યા કરતાં હોય છે, અને પોતાનું પુસ્તક પણ એવા આકર્ષક દેખાવ સાથે બહાર પડે એવી હોંશ હોય છે. પણ ઉપર જણાવેલી પરિસ્થિતિમાં એ બર લાવવી દુષ્કર જણાય છે. આવા સંજોગોમાં, ગ્રંથકારને પોતાને જ જો કાંઈક ચક્ષુપ્રવેશ એ બાબતમાં હોય તો કોઈ પણ પ્રામાણિક ઉત્સાહી છાપખાનદાર પાસે, સંપૂર્ણ રીતે મન માન્યું નહિ તોપણ સંતોષકારક કામ તે કરાવી શકે.

ગ્રંથના દેહઘડતર જેટલું જ વિસ્તારી તેના રૂપવિધાનનું પણ શાસ્ત્ર છે, પરંતુ આ ટૂંકા લેખમાં તો થોડાં માર્ગદર્શનો કરીને જ સમેટવું પડશે. પુસ્તકની એ રૂપરચનામાં આટલી વસ્તુઓ મુખ્યત્વે સધાવી જોઈએ: સુડોળ અને યોગ્ય બીબાંની પસંદગી; પૃષ્ઠાકૃતિમાં તેની પ્રમાણબદ્ધ રચના; બરોબર એકબીજાની પાછળ જ છપાએલાં પૃષ્ઠોની સુગ્રથિત–સુબંધિત પૃષ્ઠરચના; મનોરમ ઉઠાવ આપતી ચોતરફની કોરી જગ્યાની વહેંચણી; સુઘડ મુદ્રણ; પુસ્તકની જ ભાવના પ્રગટ કરતાં યોગ્ય સુશોભનો અને ચિત્રાલેખનો તથા આંખને રંજક અને સુમેળવાળી રંગરચના. એ બધાં એક પછી એક જોઈએ.

ગ્રંથવિધાનનું મોટામાં મોટું અંગ તે બીબાં, જે વડે પુસ્તકનો દેહ આકૃતિ પામે; એટલે એ દેહના રૂપનો વિચાર કરતાં પહેલો જ વિચાર

પુસ્તકોમાં સ્મૉલ પાઇકા કરતાં આ લૉંગપ્રાઇમર ટાઇપ વાપરવો વધુ ઉચિત છે
અવતરણો અને પરિશિષ્ટો માટે ઉપયોગી આ સ્મૉલ પાઇકા ટાઇપ દેખાવે
પ્રત્યેક માટે સર્વ કામમાં સર્વમાન્ય થએલો આ પાઇકા ટાઇપ એક જ છે
પાઇકા બ્લૅક એટલે જાડા કદનો પાઇકા: પૃષ્ઠપંક્તિઓમાં તે
તરી આવે એવાં પેટામથાળાં માટે આ સ્મૉલ બ્લૅક ટાઇપ જેવો
સુંદર મરોડનો આ સવાઇ પાઇકા અથવા ઇંગ્લિશ પાઇકા ટાઇપ
અને તેનું જ જાડું રૂપ તે આ સવાઇ પાઇકા બ્લૅક
આ ગ્રેટ પ્રાઇમર અને ગ્રેટ પ્રાઇમર બ્લૅકના કરતાં તો
આ સુડોળ અઢાર પૉઇન્ટ ગુજરાતી વધારે રૂપાળો
મથાળાં માટે આ ટુલાઈન ટાઈપ ઉપયો
થ્રી લાઇન તો એમાં જવલ્લે
ફોર લાઇન ટાઇપનો

નાના બાળકો (૧૪-૧૫ વર્ષની વય સુધીના)ને માટેનાં પુસ્તકોમાં સવાઈ પાઇકા બીબાં વાપરવાં હિતકર છે. બાળકોની કુમળી દૃષ્ટિશક્તિ તથા વાચન પર હજુ સ્થિર થતી આવતી નજરને માટે એનો મોટો દેખાવ, મરોડ અને મોટું કદ યોગ્ય છે. અગત્યનાં તો ઓછું ભણેલા પ્રાકૃત વર્ગ અને ગ્રામસમાજના વાચન માટેનાં પુસ્તકો (ભજનોની ચોપડીઓ, ગુટકા વગેરે જેવાં) માટે એ બીબાં જરૂરનાં છે. આ ઉપરાંત મોટા ગ્રંથોના લેખો સાથે પણ સુંદર રૂપરંગવાળી મોટા કદની ચોપડીની edition-de-luxe (જેને આપણે અમીરી આવૃત્તિ કહી શકીએ) તૈયાર કરવા માટે એ સુડોળ પાઇકાનો ટાઇપ સારો પડે.

સુંદર મરોડનો એવો જ એક બીજો ટાઇપ છે તે ન્યૂ-ફૉન્ટ ગુજરાતી. 'નવજીવન પ્રકાશન મંદિર'ના સમયથી આ ટાઇપને જેણે પ્રથમ તે ચાલુ કર્યો તે પહેલાં તે તદ્દન ખૂણે પડેલો હતો. આ જ ટાઇપ કોઈ છાપખાનામાં પણ મળતો. આજે તો તેણે પોતાનું યોગ્ય સ્થાન સર્વસ્થળે પ્રાપ્ત કરી લીધું છે. તેની પહેલાં વપરાતા લગભગ તેના જ કદના

(૧૬ પૉઇન્ટના) અને જોડીદાર 'ગ્રેટ પ્રાઇમર' તથા 'ગ્રેટ બ્લૅક' કરતા તે સુડોળ, રેખાઉતાર અને સહેજ મોટા દેખાવનો છતા પાતળો હોવાથી વધુ આકર્ષક છે અને ૬ થી ૧૨ વર્ષ સુધીના બાળકોના પુસ્તકોના body type તરીકે તેણે નામના મેળવી છે.

આ સિવાયના બીજાં બધા કામ માટે પાઇકા ટાઇપ વપરાય છે. સવાઇ પાઇકા કરતા પાતળા તથા ઊભા ઘાટનો, પણ સુંદર રેખાનો આ સામાન્ય વાચકની નજરને ગમે તેટલા વાચનથી પણ નુકસાન ન પહોંચે એવા સુવાચ્ય કદનો એ ટાઇપ, બીજો કોઈ નવો અને વધારે સારો જોડીદાર એની અવેજીએ શોધાય ત્યા સુધી તો આપણે માટે સોનાનો ગુજરાતી ભાષાના લગભગ સમસ્ત મુદ્રણકાર્યમા તે વપરાય છે.

પાઇકાથી બે પૉઇન્ટ નાનો તે સ્મૉલ પાઇકા. દેખાવમા તે સારો છે, પરતુ ઝીણો હોવાથી સમગ્ર ગ્રથદેહમા વાપરવો હિતાવહ નથી. મોટા ગ્રથોમા અવતરણો તથા પરિશિષ્ટો જે ચાલુ પાઇકા લખાણથી ગૌણ રૂપે તથા જુદા તરી આવે તેમ છાપી બતાવવા હોય તેમા, એનું યોગ્ય સ્થાન છે. એ સિવાય ગજવામા રાખી શકાય તેવી ગુટકા ઘાટની પુસ્તિકાઓની સુંદર આવૃત્તિમા એના સુડોળ ઘાટને લીધે એ 'બાડી ટાઇપ' તરીકે માન પામે તેવો છે.

ફુટનોટ—ચાલુ વાચનમા પૃષ્ઠ નીચે મૂકવામા આવતી પાદનોંધો કે ટીપો—મા પણ આજ સુધી સામાન્યતઃ એ સ્મૉલ ટાઇપ વપરાતો આવ્યો છે; પરંતુ તેનુ કદ પાઇકાથી માત્ર બે જ પૉઇન્ટ ઓછુ હોવાથી તે ખાસ જુદો તરી આવતો નથી. એને માટે તો પાઇકા જેવા જ લગભગ ઊભા કદનો અને તેથી ત્રણેક પૉઇન્ટ નાનો–પોણા માપનો લૉંગ પ્રાઇમર ટાઇપ વધારે યોગ્ય છે. તે પાઇકાની સાથે રૂપમા સુમેળ રચતો છતા, કદમા નાનો હોવાથી પૃષ્ઠરચનામા અવતરણ અથવા પાદનોંધ તરીકે વિશિષ્ટ વ્યક્તિત્વ ધારણ કરીને તરી આવે. આપણે ત્યા આ પ્રકારે તેનો ઉપયોગ થયો બહુ જાણમા નહોતો, કેમકે રૂપવિધાનના આ મુદ્દાઓપર કોઇએ તેનો વિચાર નહિ કર્યો હોય. આથી એ રીતે તેને ચાલુ કરવાનો ઇરાદો હતો; ત્યા તો આ વર્ષમા પૂનાથી પ્રકટ થવા માંડેલા ગુજરાતી 'હરિજનબંધુ'માં તેનો એ પ્રકારનો વાપર શરૂ થએલો જોયો, અને આનંદ થયો. સૌને એ જોવાથી લૉંગ

મોટો ટાઈપ ગ્રંથદેહમાં અને નાનો પાદનોંધ અથવા અવતરણમાં વપરાય તે જ પ્રકારે, એથી ઉલટા ક્રમમાં, ઝીણો ટાઇપ જ્યાં ગ્રંથદેહમાં વપરાયો હોય ત્યાં તેનો જોડીદાર એ મોટો ટાઈપ મથાળાં તરીકે વાપરવાથી પણ એટલો જ ગોઠવી નીકળે. સ્મૉલ ટાઈપના સળંગ લખાણમાં પેટામથાળાં તરીકે સવાઈ પાઇકાને વાપરવાથી બહુ સુરાગી રચના થશે. શ્રી બલવન્તરાય ઠાકોરના તાજેતરમાં બહાર પડેલા 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં છેડે 'મનનિકા ટીકા'માં આ રીતનો ઉપયોગ થયો છે તે સુંદર લાગે છે.

પાઇકાની સાથે સવાઈ પાઈકા એક સ્થળે વાપરવાથી બહુ સુમેળ સાધે છે. તે તેની પૃષ્ઠપંક્તિઓ (જેને ફિગરલાઈન અથવા પેઇજલાઈન કહે છે તે)માં. પ્રત્યેક પૃષ્ઠને મથાળે 'આવતી, તે તે પૃષ્ઠનો અંક તથા તેમાંના વિષય કે પ્રકરણનું નામ અને ગ્રંથનામ ધરાવતી આ લીટીઓ કોઈ વાર સ્મૉલ બ્લૅકમાં, કોઈ વાર પાઇકા બ્લૅકમાં અથવા ઘરેડિયા છાપખાનામાં તો વચ્ચે આવી ——— સર્પાકારી લીટી મૂકીને ચાલુ પાઇકા ટાઇપમાં જ મૂકી દેવામાં આવે છે; તેને બદલે સવાઈ પાઇકામાં તે લીટી લેવાથી બ્લૅક ટાઇપોની પેઠે કાળા જાડા રૂપમાં આગળ ખેંચાઈ ન આવતાં પૃષ્ઠદેહના બીબાની માથે સુગંગ રચતી છતી જુદી તરી આવશે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ હમણાં જ બહાર પાડેલા 'વીર નર્મદ' નામના પુસ્તકમાં આ રચના જોવા મળશે.

હવે મથાળાના બીબા વિષે. પુસ્તકના પૃષ્ઠનું કદ મોટું હોય—ક્રાઉન આઠ પેજી ('કુમાર'નું કદ) અથવા ડેમી ચાર પેજી ('સ્ત્રી શક્તિ'નું કદ) હોય—તો પૃષ્ઠપંક્તિઓમાં પાઇકા બ્લૅક અને ચાલુ પૃષ્ઠદેહના પેટામથાળામાં સ્મૉલ બ્લૅક માફકસર આવી રહે. સ્મૉલ બ્લૅક નાનો, સુડોળ ગોળાકૃતિનો અને ઘેરો-રાગ હોવાથી ચાલુ પાઇકાના લખાણમાંથી સારો તરી આવે છે, અને પાઈકા બ્લૅક જ્યાં મોટો પડે ત્યાં તે બહુ જ સુંદર રીતે બંધ બેસે છે પણ તેનો ઉપયોગ બહુ વિવેકદૃષ્ટિથી કરવો જોઇએ. અહીં એક રમૂજી દૃષ્ટાંત યાદ આવે છે. બૃહદ્ ગુજરાતના એક માસિકના તંત્રી-મિત્રને એ પ્રકારે એ ટાઇપનો ઉપયોગ કરવાનું એકવાર કહેલું, કે પાઇકા ટાઇપના ભર્યા પૃષ્ઠમાંથી કોઇ નાની કવિતા તરી આવે એવી રીતે છાપવી હોય તો સ્મૉલ બ્લૅક ઉપયોગનો છે. પણ ત્યારની એ માસિકની બધી જ કવિતાઓ-ગમે ત્યાં લેવાય છતાં-સ્મૉલ બ્લૅકમાં જ આવ્યા કરે છે!

(૧૬ પૉઇન્ટના) અને જોડીદાર 'ગ્રેટ પ્રાઇમર' તથા 'ગ્રેટ બ્લૅક' કરતાં તે સુડોળ, રેખાઉતાર અને સહેજ મોટા દેખાવનો છતાં પાતળો હોવાથી વધુ આકર્ષક છે અને ૬ થી ૧૨ વર્ષ સુધીનાં બાળકોનાં પુસ્તકોના body type તરીકે તેણે નામના મેળવી છે

આ સિવાયનાં બીજાં બધાં કામ માટે પાઇકા ટાઇપ વપરાય છે. સવાઇ પાઇકા કરતાં પાતળા તથા ઊભા ઘાટનો, પણ સુંદર રેખાનો અને સામાન્ય વાચકની નજરને ગમે તેટલા વાચનથી પણ નુકસાન ન પહોંચાડે એવા સુવાચ્ય કદનો એ ટાઇપ, બીજો કોઈ નવો અને વધારે સારો જોડીદાર એની અવેજીએ શોધાય ત્યાં સુધી તો આપણે માટે સોનાનો છે ગુજરાતી ભાષાના લગભગ સમગ્ર મુદ્રણકાર્યમાં તે વપરાય છે

પાઇકાથી બે પૉઇન્ટ નાનો તે સ્મૉલ પાઇકા દેખાવમાં તે સારો છે, પરંતુ ઝીણો હોવાથી સમગ્ર ગ્રંથદેહમાં વાપરવો હિતાવહ નથી. મોટા ગ્રંથોમાં અવતરણો તથા પરિશિષ્ટો જે ચાલુ પાઇકા લખાણથી ગૌણ રૂપે તથા જુદાં તરી આવે તેમ છાપી બતાવવાં હોય તેમાં, એનું યોગ્ય સ્થાન છે એ સિવાય ગજવામાં રાખી શકાય તેવી ગુટકા ઘાટની પુસ્તિકાઓની સુંદર આવૃત્તિમાં એના સુડોળ ઘાટને લીધે એ 'બ્યૂટી ટાઇપ' તરીકે સ્થાન પામે તેવો છે

ફુટનોટ—ચાલુ વાચનમાં પૃષ્ઠ નીચે મૂકવામાં આવતી પાદનોંધો કે ટીપો—માં પણ આજ સુધી સામાન્યતઃ એ સ્મૉલ ટાઇપ વપરાતો આવ્યો છે, પરંતુ તેનું કદ પાઇકાથી માત્ર બે જ પૉઇન્ટ ઓછું હોવાથી તે ખાસ જુદો તરી આવતો નથી એને માટે તો પાઇકા જેવા જ લગભગ ઊભા કદનો અને તેથી ત્રણેક પૉઇન્ટ નાનો-પોણા માપનો લૉંગ પ્રાઇમર ટાઇપ વધારે યોગ્ય છે તે પાઇકાની સાથે રૂપમાં સુમેળ રચતો છતાં, કદમાં નાનો હોવાથી પૃષ્ઠરચનામાં અવતરણ અથવા પાદનોંધ તરીકે વિશિષ્ટ વ્યક્તિત્વ ધારણ કરીને તરી આવે આપણે ત્યાં આ પ્રકારે તેનો ઉપયોગ થયો બહુ જાણમાં નહોતો, કેમકે રૂપવિધાનના આ મુદ્દા ઉપર કોઈએ તેનો વિચાર નહિ કર્યો હોય આથી એ રીતે તેને ચાલુ કરવાનો ઇરાદો હતો, ત્યાં તો આ વર્ષમાં પુનઃથી પ્રકટ થવા માંડેલા ગુજરાતી 'હરિજનબંધુ'માં તેનો એ પ્રકારનો વાપર શરૂ થયેલો જોયો, અને આનંદ થયો સૌને એ જોવાથી લૉંગ પ્રાઇમર ટાઇપની એ વિશિષ્ટતાની ખાતરી થશે એ જ પ્રમાણે સ્મૉલ ટાઇપ જો સવાઇ પાઇકાની સાથે વપરાય તો બંને મળીને સુરચિત પૃષ્ઠરચના કરે.

મોટો ટાઇપ ગ્રંથદેહમાં અને નાનો પાદનોધ અથવા અવતરણમાં વપરાય તે જ પ્રકારે, એથી ઉલટા ક્રમમાં, ઝીણો ટાઇપ જ્યાં ગ્રંથદેહમાં વપરાયો હોય ત્યાં તેનો જોડીદાર એ મોટો ટાઇપ મથાળાં તરીકે વાપરવાથી પણ એટલો જ શોભી નીકળે. સ્મૉલ ટાઇપના સળંગ લખાણમાં પેટા-મથાળાં તરીકે સવાઈ પાઇકાને વાપરવાથી બહુ સુરાગી રચના થશે. શ્રી બળવન્તરાય ઠાકોરના તાજેતરમાં બહાર પડેલા 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં છેડે 'મનનિકા ટીકા'માં આ રીતનો ઉપયોગ થયો છે તે સુંદર લાગે છે.

પાઇકાની સાથે સવાઈ પાઇકા એક સ્થળે વાપરવાથી બહુ સુમેળ સાધે છે. તે તેની પૃષ્ઠપંક્તિઓ (જેને રિગ્નિંગલાઇન અથવા પેજિલાઇન કહે છે તે)માં. પ્રત્યેક પૃષ્ઠને મથાળે 'આવતી, તે તે પૃષ્ઠનો અંક તથા તેમાંના વિષય કે પ્રકરણનું નામ અને ગ્રંથનામ ધરાવતી આ લીટીઓ કોઈ વાર સ્મૉલ બ્લૅકમાં, કોઈ વાર પાઇકા બ્લૅકમાં અથવા ઘરેડિયા છાપખાનામાં તો વચ્ચે આવી ~~~~~~ સર્પાકારી લીટી મૂકીને ચાલુ પાઇકા ટાઇપમાં જ મૂકી દેવામાં આવે છે; તેને બદલે સવાઈ પાઇકામાં તે લીટી લેવાથી બ્લૅક ટાઇપોની પેઠે કાળા જાડા રૂપમાં આગળ ખેંચાઈ ન આવતાં પૃષ્ઠદેહના બીબાંની સાથે સુરાગ રચતી છતી જુદી તરી આવશે. અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ હમણાં જ બહાર પાડેલા 'વીર નર્મદ' નામના પુસ્તકમાં આ રચના જોવા મળશે.

હવે મથાળાના બીબાં વિષે. પુસ્તકનાં પૃષ્ઠનું કદ મોટું હોય—ક્રાઉન આઠ પેજી ('કુમાર'નું કદ) અથવા ડેમી ચાર પેજી ('સ્ત્રી શક્તિ'નું કદ) હોય—તો પૃષ્ઠપંક્તિઓમાં પાઇકા બ્લૅક અને ચાલુ પૃષ્ઠદેહના પેટામથાળામાં સ્મૉલ બ્લૅક માફકસર આવી રહે. સ્મૉલ બ્લૅક નાનો, સુડોળ ગોળાકૃતિનો અને ઘેરો-ઘાટો હોવાથી ચાલુ પાઇકાના લખાણમાંથી સારો તરી આવે છે, અને પાઇકા બ્લૅક જ્યાં મોટો પડે ત્યાં તે બહુ જ સુંદર રીતે બંધ બેસે છે. પણ તેનો ઉપયોગ બહુ વિવેકદૃષ્ટિથી કરવો જોઇએ. અહીં એક રમૂજી દૃષ્ટાંત યાદ આવે છે. બૃહદ્ ગુજરાતના એક માસિકના તત્રી-મિત્રને એ પ્રકારે એ ટાઇપનો ઉપયોગ કરવાનું એકવાર કહેલું, કે પાઇકા ટાઇપના ભર્યા પૃષ્ઠમાંથી કોઇ નાની કવિતા તરી આવે એવી રીતે છાપવી હોય તો સ્મૉલ બ્લૅક ઉપયોગનો છે. પણ ત્યારની એ માસિકની બધી જ કવિતાઓ—ગમે ત્યાં લેવાય છતાં—સ્મૉલ બ્લૅકમાં જ આવ્યા કરે છે!

સવાઈ બ્લૅક, ૧૮ પૉઇન્ટ અને ટુલાઇન એ, વિષય કે પ્રકરણના મથાળા માટે ઉપયોગના બીબા છે, પણ તેના વપરાશમા રૂપદષ્ટિ અને વિવેકબુદ્ધિ ન વપરાય તો, કા તો મથાળુ માથાભારે થઈ જાય છે, અથવા બહુ પાતળુ પડી જઇ વ્યક્તિત્વહીન થઇ રહે છે આના નિર્ણયનો મુખ્ય આધાર પૃષ્ઠ દેહના કદ ઉપર તથા મથાળાના પ્રકાર ઉપર રહે છે સામાન્યત બધા પુસ્તકો ક્રાઉન સોળ પેજી ('તણખા'ના કદના) હોય છે, કે ક્વચિત આ પુસ્તકના (ડેમી આઠ પેજી) કદના હોય છે એ કદમા એક જ લીટીનુ અને માફકસરતુ ટૂકુ વિષય-મથાળુ હોય (દાખલા તરીકે વાર્તાનુ નામ કે વિષયનુ નામ) તો ટુલાઇન ટાઇપ સપ્રમાણ રીતે વાપરી શકાય પરતુ 'પ્રકરણ પહેલુ—જૂનો અને નવો જમાનો' એવુ બે પ્રકારનુ અને લાબુ મથાળુ હોય તો ટુલાઇન ટાઇપ માથાભારે થઇ પડે આવા દાખલાઓમા સવાઈ બ્લૅક અને ૧૮ પૉઇન્ટને—અથવા ગ્રેટ પ્રાઇમર કે ગ્રેટ બ્લૅકને—પરસ્પર બધબેસતા આવે એવા રૂપમા ગોઠવી લેવાથી સારી રચના થાય છે માત્ર સભાળવાનુ એટલુ કે મથાળુ પાતળુ ન પડી જતા તેને તેનુ વ્યક્તિત્વ મળી રહે ને છતા તે માથાભારે ન થઇ જતા સપ્રમાણ ગોઠવાઇ રહે ઉપરાત બે પ્રકારના મથાળામા ચડાઉતરી વપરાતો ટાઇપ તે તે લીટીના મહત્ત્વ અનુસાર વપરાય 'પ્રકરણ પહેલુ' એને સવાઇ બ્લૅકમા અને તેની નીચે ૧૮ પૉઇન્ટમા 'નવો અને જૂનો જમાનો' એ રીતે લેવાથી આ અર્થ સરશે 'વીર નર્મદ' નામના પુસ્તકમા આ રચના જોઇ શકાશે રૉયલ આઠ પેજી કે ક્રાઉન આઠપેજી જેવા કદના પુસ્તકમા આ જ પ્રકારે ટુલાઇન સાથે ગ્રેટ બ્લૅક કે ૧૮ પૉઇન્ટનો ટાઇપ વાપરી શકાય

શ્રીલાઇન ટાઇપનો ઉપયોગ પ્રથમા તો માત્ર અગ્રપૃષ્ઠ–ટાઇટલ પેઇજ–ઉપર જ થઈ શકે એવુ છે ફોરલાઇન ટાઇપ પણ મોટા કદના પુસ્તકમા એવા ઉપયોગમા આવે પણ તે ઉપરાત તેનો ખરો ઉપયોગ તો પ્રકરણ કે વિષયની શરૂઆતમા પ્રથમાક્ષર તરીકે મૂકવા માટેનો છે તેની ઊચાઈ બરોબર પાઇકા ટાઇપની બે લીટીના માપની હોવાથી તેના પેટામા બે લીટીઓ બધબેસતી આવી રહે છે પૃષ્ઠ નાનુ હોય કે મોટુ પણ પાઇકા ટાઇપની ગમે તે પૃષ્ઠાકૃતિમા ઘણા ઔચિત્યપૂર્વક એ શોભી રહે છે આ લેખની શરૂઆતમા તે એ રીતે વપરાયો છે એ જોવાથી આ હકીકત સ્પષ્ટ સમજાશે

ટાઇપોના વાપરના ઉપર બતાવ્યા તે માર્ગદર્શન તો માત્ર પ્રાથમિક

સમજણ પૂરતા છે તેનો આધાર લઇ સારી રૂપદષ્ટિ ધરાવનાર કોઈપણ માણસ અવનવી યોજનાઓ ઉપજાવી શકે.

ગ્રંથદેહની રૂપાકૃતિ સમજવામા બીજી એક અગત્યની વસ્તુ તે art of spacing બીબાવાળી અને કોરી, એ બે પ્રકારની જગ્યાઓના મૂલ્ય સમજી તુલનાપૂર્વક તથા વિવેકદષ્ટિથી તેની રચના કરવી અને પૃષ્ઠભાગ પરના એ કાળા અને ધોળા બે સમૂહ એકબીજાને પડછે પરસ્પરને અનુપ ગી મોહી રહે એમ વહેંચવા એ ઝીણી કલાદષ્ટિ માગી લે છે.

પૃષ્ઠના કદના પ્રમાણમા તેની ચારે તરફના માર્જિન કેટલા કોરા મૂકવા, પ્રકરણને મથાળે કેટલી કોરી જગ્યા રાખવી, પ્રકરણના નામ અને લખાણની શરૂઆત વચ્ચે કેટલી જગ્યા છોડવી, પૅરેગ્રાફ કેટલે અધૂરેથી શરૂ કરવા, મુખ્ય લખાણ અને ફુટનોટો વચ્ચે કેટલી જગ્યા કોરી મૂકવી, આ બધી બાબતો ગ્રંથદેહની રૂપાકૃતિ સરજતી વેળા ધ્યાનમા રાખવી જોઇએ.

એમા સૌથી વધારે અગત્યની અને હમેશ ધ્યાનમા રાખવાની મુખ્ય બાબત એ કે બીબાવાળા ભાગની આકૃતિ—એ સમૂહ, એટલે ભર્યોભર્યો અને બીબાથી સુખચિત-પ્રમાણમા ઠાસેલો-હાવો જોઇએ કે સહેજ દૂરથી જોતા પૃષ્ઠ એક સળંગ કાળા સમૂહ જેવુ જ લાગે પશ્ચિમના ગ્રંથવિધાનના માન્ય કલાકારોનો એ મત છે તેઓ તો આદર્શ તરીકે જૂના પુસ્તકો નિરખવાનુ કહે છે. આપણા પૂર્વના દેશોની હસ્તલિખિત પોથીઓ જુઓ કે પશ્ચિમના પુરાણા ગ્રંથો જુઓ, પ્રાચીન શિલાલેખો કે તામ્રપત્રો જુઓ,— બધે જ આ પદ્ધતિ જણાશે એકધારા સુઘોળ અક્ષરે, શબ્દો વચ્ચે તદ્દન ઓછી કોરી જગ્યા મૂકીને કરેલુ, પૅરેગ્રાફો કે કોરી જગ્યાના કોઇપણ ગાળા વિનાનુ સળંગ લખાણ ધરાવતા એ ગ્રંથ કે પોથીનુ કોઇપણ પૃષ્ઠ તમને એટલુ સુગ્રથિત ને ભર્યુંભર્યું લાગશે કે જરા દૂર મૂકીને જોતા સમગ્ર પૃષ્ઠાકૃતિ, ચોમેર સપ્રમાણ વહેચાએલી કોરી જગ્યા વચ્ચે કોઇ ચિત્ર આલેખી ગયુ હોય તેની સોહામણી જણાશે. આ જ ધોરણ નજર આગળ રાખીને આપણા ગ્રંથોની પૃષ્ઠરચના થવી જોઈએ.

આમ હોવાથી, શબ્દો અને લીટીઓ વચ્ચે કોરી મૂકવાની જગ્યા એ ગ્રંથના રૂપવિધાનમા ઘણી અગત્યની વસ્તુ છે તેનુ મહત્ત્વ જો બરાબર સમજાઈ જાય તો પૃષ્ઠદેહનુ રૂપ તેને પ્રમાણે ઘડવામા બહુ સગવડ થઈ પડે એટલે ટાઈપની ઓળખની સાથોસાથ કોરી જગ્યાઓ નાખવાના સાધનોની ઓળખ પણ જરૂરી છે.

બે શબ્દો વચ્ચે છુટી જગ્યા પૂરવાના સાધનોને 'સ્પેઇસ' કહે છે, અને બે લીટીઓને છુટી કરવા માટે વપરાતા સાધનને 'લેડ' કહે છે આ સ્પેઇસ અને લેડની જાડાઈ તથા પહોળાઈના માપ માટે પરિમાણ તો ઉપર જાણી ગયા તે 'પૉઇન્ટ' નુ જ ટાઇપનુ માપ જેમ ઊંચાઈથી કરે, તેમ સ્પેઇસનુ માપ તેની જાડાઇથી પાતળામા પાતળો સ્પેઇસ બે પૉઇન્ટનો અને જાડામા જાડો ૧૨ પાઇન્ટનો હોય છે

વળી પહોળાઈમા ૧૨ પૉઇન્ટ એ ટાઇપ-લીટીની લંબાઇ માપવાનુ પણ એક પરિમાણ છે તેને એમ કહે છે ૧૨ પાઇન્ટનો એક એમ અને ૬ 'એમ'નો એન છે એ બે પરિમાણો સિવાય બીજુ કોષ્ટક એમા નથી

છાપખાનદારો અને કારીગરો આ એમના વિભાગોના નામથી સ્પેસ તથા લેડો ઓળખે છે બે પૉઇન્ટ એ એક એમનો છઠ્ઠો ભાગ એટલે તેવા સ્પેઇસને તેઓ 'છવાળા સ્પેઇસ' કહે છે એટલે કે એક એમમા જે ૬ સમાય તે સ્પેઇસ આ રીતે ત્રણ પૉઇન્ટ પહોળા સ્પેઇસને ચારવાળા, ચાર પૉઇન્ટ પહોળા સ્પેઇસને ત્રણવાળા અને ૬ પૉઇન્ટ સ્પેઇસને અરધો એમ કહે છે આ જ રીતે ૧ પોઇન્ટ જાડા લેડને બારવાળા, ૧½ પોઇન્ટ જાડા લેડને આઠવાળા બે પૉઇન્ટના લેડને છવાળા, એમ ઓળખે છે લેડ પાતળામા પાતળો ૧ પૉઇન્ટનો અને જાડામા જાડો ત્રણ પૉઇન્ટનો આવે છે

જેને looso composo કહે છે તેવુ વચ્ચે મોટી જગ્યાની નદીઓ વહેતી હોય એવુ દીસતુ વેરવિખેર ટાઇપકૉમ્પોઝ રૂપદૃષ્ટિએ દૂષિત ગણાય છે આજે સામાન્ય નિયમ એ ગણાય છે કે શબ્દો વચ્ચે ત્રણવાળા અને અરધા 'એમ'ના ભેદ વપરાય, અને જ્યારે વાક્ય પૂરુ થયા પછી એક એમ જગ્યા કોરી મૂકીને નવુ શરૂ થાય આ નિયમોની સાથે કૉમ્પોઝિટરો પોતાની સગવડ ખાતર થોડી છૂટ લે એટલે પછી પૃષ્ઠ વચ્ચે કોરી જગ્યાના ધોધ વહે એમા નવાઈ નહિ પશ્ચિમના ગ્રંથવિધાયક આદર્શ રચનામા તો ઓછામા ઓછી બે પૉઇન્ટની અને વધારેમા વધારે ચાર પૉઇન્ટની સ્પેસો જ વાપરવાના મતના છે પૅરેગ્રાફ બનતુ તો એક 'એમ'નો બે પૅરેગ્રાફો વચ્ચે વધારાનો લેડ નહિ અને લીટીઓ વચ્ચેના લેડ પણ પાતળામા પાતળા—હોય કે બે પૉઇન્ટના આપણે ત્યાં તો આટલા બારીક સ્પેસિંગના સાધન પણ કોઇ વિરલ છાપખાનામા હશે તાત્પર્ય એ કે પૃષ્ઠનો દેખાવ સુરુચિર લાગે એ મુદ્દો નજર આગળ રાખી એ પ્રમાણની રચનાનો તથા સ્પેઇસ એકસરખી, એકધારી નાખવાનો આગ્રહ ધરાવતો

કોરી જગ્યાની છૂટ મૂકવામા જે તોલનશક્તિ અને વિવેકબુદ્ધિ જોઇએ તેની વાત ઉપર આવી ગઇ. એ તોલન અને ગણત્રી પૃષ્ઠના કદ અને તેમા આપણને મળતા black mass—ટાઇપથી ભરેલા સમૂહ—ના કદ ઉપર આધાર રાખે છે. માર્જિનો કઇ ઢબે રાખવા તેની વિસ્તૃત અને ચિત્રો સાથેની સમજણ આ લેખમાળાના બીજા હપતામા આવી ગઇ છે, એટલે અહીં તેનું લબાણ કરવાની જરૂર નથી; અને એકવાર એ પ્રમાણબુદ્ધિ આવી જાય એટલે કોઇપણ ચબરાક માણસ તેમાથી અવનવી રચનાના ઉદ્ભાવ ઉપજાવી શકે. પ્રકરણના મથાળા ચીલાચાલુ પદ્ધતિએ વચ્ચે જ ન રાખતા એક છેડે ગોઠવી શકાય; પ્રથમાક્ષરોના પેટામા ભલેને બે-લીટી બંધબેસતી સમાઇ જતી હોય છતા એ મોટા ટાઇપને એકલો મિનારા જેવો છુટો પણ ઊભો કરી શકાય, પ્રથમાક્ષરો લીટીની શરૂઆતથી જ ન લેતા લીટીની વચ્ચેથી પણ શરૂ કરી શકાય. પરંતુ આ બધી છૂટ લેનારમા કોરી અને ભરેલી જગ્યાઓમા પ્રમાણ સમજવાની તથા તેનું તોલન કરવાની સારી શક્તિ આવી ગએલી હોવી જોઇએ. અંતે તો માણસની રસવૃત્તિ અને રૂપદૃષ્ટિ જ મહત્ત્વની છે. એવી દૃષ્ટિ વિનાનો છાપખાનદાર સાધનોના ખડકલા પોતાને ત્યા હોવા છતા પણ તમને સતોષકારક કામ ન આપી શકે; જ્યારે બહુ પરિમિત તથા નજીવા સાધનો વડે ચલાવતો પણ એ દૃષ્ટિ ધરાવતો મુદ્રક તમારા પુસ્તકનુ મનમોહક રૂપ સરજી શકે.

કલાનુ સ્થાન જીવનના એકેએક ક્ષેત્રમા છે. એક નાચીઝ શકોરૂં ઘડનાર કુંભકારથી માંડીને મોટા શિલ્પી સુધીના બધા ધંધાઓમાના એવા કલાકારો એ સમાજનુ ઉત્કૃષ્ટ અંગ છે, સમાજની સમૃદ્ધિ છે પ્રજાની ઊંચી રસદૃષ્ટિ અને સુરૂપતા માટેનો શોખ જ તેને સરજાવશે.

પુસ્તકના સર્વસામાન્ય રૂપવિધાનનુ મુખ્ય અંગ આપણે જાણ્યુ હવે તેના સુશોભનો તથા ચિત્રાલેખનો વિષે વિચાર કરીશું.

**બચુભાઇ રાવત**

## ગુજરાતી સાહિત્ય પરિષદની બેઠકોની યાદી

| વર્ષ | પ્રમુખ | સ્થાન |
| --- | --- | --- |
| સન ૧૯૦૫ | ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. | અમદાવાદ |
| ,, ૧૯૦૭ | દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. | મુંબાઇ |
| ,, ૧૯૦૯ | દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ. | રાજકોટ |
| ,, ૧૯૧૨ | દી. બા. *રણછોડભાઇ ઉદયરામ દવે. | વડોદરા |
| ,, ૧૯૧૫ | શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા. | સુરત |
| ,, ૧૯૨૦ | સાહિત્યમાર્તંડ રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. | અમદાવાદ |
| ,, ૧૯૨૪ | રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. | ભાવનગર |
| ,, ૧૯૨૬ | સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ | મુંબઇ |
| ,, ૧૯૨૮ | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. | નડિયાદ |
| ,, ૧૯૩૧ | શ્રીયુત ભુલાભાઇ જીવણજી દેસાઇ. | નડિયાદ |



## ગુજરાતી સાહિત્ય પરિષદનું હાલનું અધિકારી મંડળ

**પ્રમુખ :**

શ્રીયુત ભુલાભાઈ જીવણજી દેસાઇ.

**ઉપ-પ્રમુખ :**

શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી.

**મંત્રીઓ :**

શ્રીયુત મનહરરામ હરિહરરામ મહેતા.
શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ.
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.
શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

**ખજાનચી :**

શ્રીયુત મણિલાલ કાળાભાઈ નાણાવટી.
શ્રીયુત જ્યેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ.

**પરિષદનું કાર્યાલય**

c/o ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી
અમદાવાદ

[ અર્વાચીન ગુજરાતી સાહિત્યના ગણેશ આપણા આરંભના કેળવણી-કારોના હસ્તે મંડાયા હતા; તેથી વિદેહી ગ્રંથકારોની ચરિત્રાવલીની શરૂઆત એમનાથી કરી છે. તેમાં સંતોષ પામવા જેવું એ છે કે એમાં કેટલાકનાં આત્મવૃત્તાંત સુભાગ્યે મળી આવ્યાં છે.

સદરહુ કાર્યમાં સહકાર આપવા માટે દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો અને શ્રીયુત ગોવિંદરામ ગણપતરામ ભટ્ટનો અમે ઉપકાર માનીએ છીએ. સંપાદક. ]

# રણછોડદાસ ગીરધરભાઇનું જન્મચરિત્ર*

## ઝવેરીના મૂળ પુરૂષ.

આસરે ઈ. સ. ૧૬૨૦ની સાલમાં અમદાવાદથી ભરૂચ આવી રહ્યા.

જીવણદાસ

- મોરારદાસ (ભક્તિદાસ) (ધનકોર)
  - કકુભાઇ (ગલાબ)
  - ગીરધરભાઇ (હરકોર)
    - રણછોડદાસ (રેવા)
      - મોહનલાલ (રૂક્મણી)
      - મનમોહનદાસ (હરીગંગા)
    - ગોરધનદાસ (પ્રાણકોર)
    - જગન્નાથ (મહાલક્ષ્મી— ૨. ગંગા)
  - પરભુદાસ (અમૃત)
  - વીજભુખણદાસ (દિવાળી)
  - મનોરદાસ
    - ૦
  - ઇચ્છા
- વીજકોર
  - ૦
- ફુલભાઈ (રૂઘનાથદાસ)
- રામકોર (કેસુરદાસ)

---

[* 'ગુજરાતના કેળવણીખાતાના પિતા 'મર્હુમ રા. રા. રણછોડદાસ ગિરધરભાઇનું આ જીવનચરિત્ર મર્હુમ રા. બા. મોહનલાલ રણછોડદાસે લખેલું તે દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પાસેથી અમને મળ્યું છે. અને તે માટે અમે એમનો ઉપકાર માનીએ છીએ. ગુજરાતના મહાન પુરૂષોના આવાં જીવનચરિત્ર પ્રસિદ્ધ થવાની ઘણી જરૂર છે. આ જીવનચરિત્ર કેળવણી ખાતાની શરૂઆત ઉપર કેટલુંક અગત્યનું અજવાળું નાંખે છે; એટલુંજ નહિ પણ તે સમયના ગુજરાતની રાજકીય આર્થિક અને સાંસારિક સ્થિતિનું પણ સારૂં ચિત્ર દોરે છે. ભાષા તથા જોડણી મૂળ લેખ પ્રમાણેજ રહેવા દીધી છે. જેથી તે વખતની લખવાની ઢબનું સ્વરૂપ પણ વાચકના સમજવામાં આવશે. સંપાદક]

જે પુરૂષનું જન્મચરિત્ર લખવાનો પ્રયત્ન કરૂં છું, તેનો જન્મ સંવત ૧૮૬૦ કારતક શુદ ૧ વાર રવીને દીવસે થયો હતો. એ દિવસ હિંદુઓમા ઘણો મોટો તેહેવાર ગણાય છે. કારણ ઈંદ્રની પુજા વ્રજમા લોકો કરતા હતા તે બદલીને કૃષ્ણે ગીરીરાજની પુજા દાખલ કરી ને એ મોટો અનકુટના ઓછવનો દહાડો વિષ્ણુમારગી કરે છે. અને સારી રીતે સામગ્રી તૈયાર કરીને ઠાકોરજીને ધરે છે. જેવો એ દિવસ યશસ્વી ગણાય છે તેવોજ એ દહાડે જન્મ પામેલા રણછોડદાસ પણ યશસ્વી નીવડયા હતા.

એનું મોસાળપક્ષ પણ સારા પ્રખ્યાત કુળનું ગણાતું હતુ. તે કુલના પુરૂષો ભાવનગરના રાજ્યમા સારા નામીચા કારભારી ગણાતા હતા. એમના માતૃપક્ષનુ વૃક્ષ નીચે દરશાવેલુ છે.




ઇ. સ. ૧૮૦૩ના વરસમાં એ પુરૂષનો જન્મ થયો. તે વરસ પણ ઇતિહાસમાં પંકાએલું છે. કેમકે બ્રીટીશ સરકારે એજ વરસમાં આગષ્ટની તા. ૨૯ મીએ સીંધીઆ પાસેથી ભરૂચ શેહેર લઇને હસ્તી લીધું હતું. નદીને રસ્તે એ વહાણોમા સૈન્ય તથા તોપો લાવી પશ્ચિમ દિશાપરથી એટલે કુંભારીઆ ટોળપર તોપનો મોરચો બાધી ભરૂચ શેહેરના મજબુત કોટમાં બાકાર પાડી ત્યાંથી લશ્કર શેહેરમાં દાખલ થયું ને અંગ્રેજ સરકારનો વાવટો કીલ્લાપર ફરકવા લાગ્યો. તે વરસથી આજસુધી ભરૂચની પ્રજા બ્રીટીશ સરકારના રાજ્યનો લાભ ભોગવે છે. મુખ્ય લાભ વિદ્યાવૃદ્ધિનો છે. ગુજરાતમાંથી કેળવણીખાતામાં એજ પુરૂષ જેનું આ જન્મ ચરિત્ર લખું છું તે પ્રથમજ જોડાયા ને પોતાના તનમનથી શ્રમ લઈને ગુજરાતમાં

વિદ્યાનો ફેલાવો કર્યો. એક મોટા સરકારી કેળવણીખાતાનો ઇન્સ્પેક્ટર એ પુરૂષને "Father of Education in Gujarat" એટલે ગુજરાતની કેળવણી ખાતાનો પિતા એવી ઉપમા આપી ગયો છે, તે કેટલેક દરજ્જે ખરૂં છે એવું આ જન્મચરીત્ર વાંચવાપરથી જણાશે.

એ પુરૂષની કેળવણી વિશે તથા એમના ભાગ્યોદય વિગે વર્ણન કરતાં પહેલાં તેમાં જે સાધન ને મદદ રૂપ એમના પિતા તેમનું થોડુંક વૃતાંત લખવાની જરૂર છે. એમની માતોશ્રી એમને બાળપણમાં એટલે આશરે ( ) વરસની ઉમરે મુકીને મરણ પામ્યાં હતાં. માટે સારી આરોગ્યતા રાખવાનું તથા સદાચાર શીખવવાનું તથા કેળવણી આપવા વગેરેનું કામ એમના પિતા ગીરધરભાઈનેજ કરવું પડયું હતું. તેમના હસ્તગમા રહી ધૈર્યવાન સદગુણી, ને વિદ્વાન થયા હતા, એ કુશળતા પોતાના પિતા થકી જ એમને મળી હતી.

જે ઝવેરી કુટુંબમા ગીરધરભાઈનો જન્મ સંવત ૧૮૩૩ મા થયો હતો તે ઘણી સારી સ્થિતિમા નહોતું. કુટુંબમા માણસો ઘણા હતા પણ તેમાં કોઈ પરાક્રમી ધન્ધા કે રોજગારમા કુશળ ન હોવાથી પોષણ ઘણી મુસ્કેલીથી ચાલતું હતું. કુટુંબમાં ચાર ભાઈ, એક બેહેન, ચાર ભાઈઓની વહુઓ તથા વૃદ્ધ માતા, તથા ભાઇઓના છોકરા મળી પંદર વીસ માણસો હતાં. રેવાજી જવાના ઢોળાવપર સાંકડા એક માળવાળા ઘરમા કે જેનુ ક્ષેત્રફળ પરાકાષ્ટાએ ૩૦૦ ચો. ફૂ. થાય તેમા રહેતા ને ગરીબી હાલતથી ગુજરાન ચલાવતાં.

ગીરધરભાઈના મોટાભાઈ કકુભાઈ નામે હતા. તે એક વેપારી મારફતીઆને ત્યાં ગુમાસ્તા રહેતા ને (વારસિક) સો સવાસો રૂ. કમાય તેપર સૌનો ઉદર નિરવાહ ચાલતો હતો. એમના પિતા ભક્તિદાસ પણ ઘણી સારી સ્થિતિમાં કે ધનવાન નહોતા. તે પોતાના દીકરાઓને નાની ઉંમરમા મુકી મરણ પામ્યા હતા.

પોતાના મોટાભાઈને કુટુંબનું પોષણ કરવામાં મદદભૂત થવાને ગીરધરભાઇએ નાની ઉંમરથીજ ઉદ્યોગ કરવા માંડયો. ભરૂચમાં સન ૧૮૧૦ પહેલાં બદામોનું ચલણ હતું. બદામો પૈસાની પચાસ એકાવન ચાલતી. એટલે દુકાનદારોને ત્યાંથી પચાસ કરતાં વધારે ભાવની બદામો વેચાતી લે ને તે બીજા લોકોને ચાલુ ભાવથી આપે એટલે સાંજ લગીમાં કામ કર-

નારી આનો બે આના કમાય એ રોજગાર કરવામા ગ્ખડાટ ઘણો હતો પણ ગીરધરભાઈ તેવું કામ કરીને પૈસા લાવી પોતાના ભાઇને મદદ કરે. તેમ કરતા થોડાક નાણાની રકમ સંગ્રહ કરી સુનરીઆનો રોજગાર કરવા લાગ્યા એટવે સુતર કાતનારીઓ પાસે સુતર ખરીદ કરી વણકરોને ત્યા વેચ તે વખતમા એ રોજગાર સારો હતો કેમકે તે દહાડે આજના સમય જેવા વરાળયત્રથી ચાલનારા સુતર કાપડના કારખાના ન હતા, તથા ભરૂચનો વણાટ સારો પકાનો ને તેમા બનેયો માલ બહાર દેશાવર ખાતે જતો એવા ધધા કરતા ઉદરનીરવાહનુ કામ ચાલવા લાગ્યુ. ગીરધરભાઈ ઘણા તીવ્ર બુદ્ધીવાળા હતા તથા સદાચરણી પુરૂષોમા તેમનો સમાગમ ઘણો રહેતો તેથી જૈનમાર્ગી ગોરજીઓની તથા એવાજ બીજા કેટલાક સાધુઓની સગતથી શુદ્ધ લખવાનો તથા બોલવાનો સારો અભ્યાસ થયો. દેવનાગરી લીપી તથા ગુજરાતી લેખ ઘણો સુદર તેમને હાથ લાગ્યો તેમજ તે પુરૂષોની સોબતથી વિચાર પણ ઘણા ઉચી તરેહના એમના મનમા ઠસવા લાગ્યા આ જગાએ મારે કહ્યા વગર છુટકો નથી કે ગીરધરભાઇના વડીલ ભાઇ કકુભાઈ ઘણા દેવબોળા તથા મૂર્તિપુજાપર ઘણી શ્રધ્ધાવાળા હતા. તે પોતાનો ઘણો કાળ દરરોજ પાદપુજા કરવામા તથા ભરૂચ શહેરના ઘણા દેવાલયોમા મૂર્તિઓના દરશન કરવામા કહાડતા તથા જાદુમત્ર વગેરે ખગ અત કરણથી માનતા પણ એ જાતે પોતે એક ઇશ્વરને માનતા. લોકોમા ચાલતા અનેક પ્રકારના ખોટા વહેમોને જરાપણ માન આપતા નહીં. હીંદુ શાસ્ત્રનુ ખરૂં તત્વ સમજતા ને તે પ્રમાણે વરતતા. તેમને સારા સાધુના સમાગમવાળા સારા સારા માણસો સાથે ઓળખાણ થઇ ને તે તેમને ઘણી ખપ લાગી. એમના બાપ ભગતીદાસ ભરૂચ શેહેરના આગલા નામીચા હાકેમ લલુભાઈને ત્યા નોકર હતા તેને એકવાર દુકાળના વખતમા લલુભાઈએ અનાજના કોઠારનુ કામ સોપ્યુ કે આ અનાજમાથી ગરીબ ભૂખે મરતા લોકોને અનાજ મફત ભીખ દાખલ આપવું તે વેળા એ ભગતીદાસના પ્રમાણિકપણા વિશે એવી વાત જાણવામા આવી છે કે પોતાની ગરીબી હાલત છતા પણ સરકારી કોઠારમાથી પોતાના કુટુંબના ઉપયોગને માટે અન્ન લાવતા નહી. પણ તેને બદલે પોતાની ધરમવાસના એવી રીતે દેખાડતા કે પોતાને ઘેરથી સવારે સાંઝરે જાય ત્યારે શેર જુવાર પોતાના ફેંટાને છેડે બાધી લઇ જાય તે પેલા અનાજના ઢગલા પડયા હોય તેમા તે નાખી દે અને એમ બોલે કે "લલુનુ મણ તથા મારૂં કણ," મતલબ કે

લલુભાઈ તરફથી કોઈને મણ અનાજ મળશે તો તેમાં ધરમાદા દાખલ માટે એક કણ પણ જશે નો ખરું

એ ભગતીદાસના ઓળખાણને લીધે તથા પોતાના સારા ગુજરાતી બાળબોધ લેખને લીધે એ ગીરધરભાઈ ઉપર લલુભાઈની મમતા ચોટી ને પોતાને ત્યાં આવવા જવાની પરવાનગી એમને આપી એવું કહે છે કે લલુભાઈને જ્યારે ગીવીઆ સરકારે પાવાગઢ ઉપર કેદ મોકલ્યા હતા ત્યારે તે જતી વખત પોતાના માણસોને એમ કહી ગયા હતા કે 'આ ગીરધરના હાથનો લખેલો કાગળ મોકલશો તો તે મારાથી વંચાશે, બીજા કોઈના લખેલા કાગળો મોકલશો તો તે મારાથી વંચાશે નહિ' એવી મમતા ચોટવા પરથી તેનો લાભ લલુભાઈએ સારી પેઠે ગીરધરભાઈને વાળી આપ્યો મજમુદાર બીજાભાઈ જે લલુભાઈના મિત્ર હતા તે ઘણા પૈસાદાર હતા તેમનો એક પુત્ર પ્રાણનાથભાઈ કરીને હતો, એ મજમુદારને લલુભાઈએ સલાહ આપી કે તમે આ તરુણ પુરુષ ગીરધરભાઈ જે આપણી ન્યાતનો છે તથા ઘણો વિશ્વાસુ, બુદ્ધીમાન, ને પ્રમાણિક છે તેને ગુમાસ્તો રાખી તમારા નાણાનો ઉપયોગ વેપાર રોજગારમાં કરો એ સલાહ બીજાભાઈએ માન્ય કરી ત્યારથી ગીરધરભાઈનું નસીબ તેમની સાથે સંવત [ ] ના વરસમાં જોડાયું, એ દુકાન પ્રાણનાથ બીજાભાઈના નામથી પોતે મુનીમ દાખલ રહીને ગીરધરભાઈએ ચલાવી તેમાં અનેક પ્રકારના રોજગાર કર્યા શરાફી રોજગાર નાણાવટી તથા હુંડીયામણ વગેરેનો, તેમજ મારફતીઆનો એટલે દરીયાપાર ખાંડ વગેરે માલ દેશાવરથી મંગાવવો તથા દેશાવર ચડાવવો રૂનો ધંધો પણ કર્યો તેમાં કપાસ લોઢવાના આડ માડના અને રૂ મુંબાઈ ચડાવવાના એણ રૂનો રોજગાર તે વખતમાં સારો હતો તે પણ ચલાવવા માંડ્યો પરગણામાં તથા શેહેરમાં તથા દેશાવરમાં "પ્રાણનાથ બીજાભાઈની" પેઢી પંકાઈ ગઈ ને તેમાં લાભ પણ સારો પ્રાપ્ત કર્યો આ રીતે મુનીમ દાખલ રહી કામ કરવાથી બીજાભાઈ ઘણા રાજી થયા તેથી ગીરધરભાઈને પ્રાણનાથનો પત્યાળો રોજગાર ચલાવવાની ગોઠવણ કરી એ પેઢી વરસ લગી ચાલી અને પ્રાણનાથભાઈ મરણ પામ્યા પછી તેમના પિત્રાઈ ભાઈ રઘુભાઈ જે તેમના વારસ થયા તેમણે થોડી મુદત ચલાવી ને અંતે રઘુભાઈના મૃત્યુ પછી બંધ પડી ત્યારબાદ ગીરધરભાઈ [ ] વરસ જીવ્યા ને સંવત ૧૯૧૨ના ભાદરવા વદ ૧૩ ને રોજ [ ] વરસની ઉમરે મરણ પામ્યા

ગીરધરભાઇ પિંડપોષક નહોતા પણ કુળપોષક હતા પોતાનો ભાગ્યો દય થયા પછી પોતાના મોટાભાઈની તેમણે ઘણી સારી રીતે બરદાસ કરી હતી કારણ તેમના શેઠની દુકાન ભાગ્યા પછી તે છેક બેરોજગારી થયા હતા તેથી તેમને જે આશ્રયની અગત્ય હતી તે પોતાના ભાઈ તરફથી મળી તેમનુ ઘર બધાવી આપ્યુ તથા કકુભાઈને એકજ પુત્ર જે મોટી ઉમરે એટલે પચાસ વરસે થયો હતો તેને ભણાની ગણાની પાવરધો કીધો ને ધધે લગાડયો પોતાના બીજા ભાઇ પરભુદાસનુ સરક્ષણ કર્યું એટલુ જ નહીં પણ તે મુવા પછી તેમની ધણીયાણી તથા દીકરીને પાળી દીકરી પરણાવી ને તેને છોકરા થયા છેક કનિષ્ટ બંધુ વ્રિજભુખણદાસ હતા તેમને પણ સારી રીતે બરદાસથી ઉછેરી વકીલાતની પરીક્ષા અપાવી, ને ધધો શીખવ્યો તે પણ સારા સમૃદ્ધીવાન પછવાડેથી થયા અગ્રેજ સરકારે પ્રથમ તે વખતે સ્ટાપના કાગળ કાહાડયા હતા ભરૂચની રૈયતે સંપ કીધો કે એ કાગળ કોઇએ દસ્તાવેજના કામમા વાપરવા નહીં વીજભુખણદાસ જાતે વકીલ હતા તેણે હીમત ચલાવી ને કાગળનો ઉપયોગ કર્યો તેથી લોકટોળે મળી તેનો જીવ લેવા તૈયાર થએલો એ ખબર ગીરધરભાઇને પડવાથી તરત તેની મદદે ગયા ને લોકને સમજાવી તે સંકટમાથી પોતાના ભાઈને કષ્ટમાથી દુર કર્યો એ પરથી ગીરધરભાઈની સમયસુચકતા તથા ભ્રાતૃ-ભાવ જણાઈ આવે છે.

એ સદ્ગૃહસ્થ પોતાના કુટુબની સભાળ લેતા એટલુજ નહીં પણ મિત્રમડળની તેમજ પોતાના તાબાના નોકરો કે દેણદાર આસામીઓની પણ બરદાશ કરતા વખતોવખત અનાજ ફસલ ભરાવી આપતા તથા તેમના શુભાશુભ કાર્ય વેળાએ પણ સારી તપાસ રાખતા વેપારી મડળમા સારી પ્રતિષ્ઠા હતી ઘણા લોકો એમના અનુભવનો લાભ મેળવવા સલાહ પુછવા આવતા અને કજીઆ કકાસનુ સમાધાન કરવા પાછળ ઘણી કાળજી રાખતા

અગર એમના મોટાભાઈ કકુભાઈની પેઠે એમણે ધર્મને બહાને પ્રવાસ કરેલો જણાતો નથી તોપણ પ્રવાસમા એમની ચચળાઇ ને ખબડદારીનો એક દાખલો જાણવામા આવ્યો છે. એ પોતાના શેઠ પ્રાણનાથ બીજાભાઇને પરણાવા સારૂ બરાત લઈને ભાવનગર તાબાના સાવરકુડલા ગામ તરફ જવા સારૂ ભરૂચથી નીકળ્યા તે વેળા શેઠના પીત્રાઈ વરગની

સ્ત્રીઓએ ઘણુંક જેવર સાથે રાખ્યુ હતુ. મહી નદી ઉતરતા જે ગાડામા ને સ્ત્રીઓ બેઠેલી હતી તેને અકસ્માત થવાથી તે ઉંધુ વળ્યુ ને પોટલા પાણીમા પડ્યા. તે વેળા એક ગાડાવાળો પેલો જેવરવાળો દાબડો પાણીમાથી કહાડી લઈ ચાલતો થયો ને એક ઘામના ગાડામા સતાડ્યો સ્ત્રીઓએ પાણીમાથી બહાર નીકળી પોટલા તપાસ્યા તો જેવરનો દાબડો ન મળ્યો તેથી રડાપીટ કરવા માંડી આ બાબતની ખબર ગીરધરભાઈને થતાજ તેમણે પોતાના માણસોની ચોકી નદીના કીનારાપર તથા રસ્તાપર મુકી દીધી અને પોતાના એક પુત્રને તથા ગુમાસ્તાને ઘોડા આપી પાસેના ગામમા ગાયકવાડી થાણુ હતુ ત્યા થાણદારને જાહેર કરી મદદ માગવા અરજ કરવાને મોકલવા સારૂ તૈયાર કર્યા તે દાબડો પેલા ગાડીવાળાથી ન જીર-વાયો એટલે તેણે આવી જાહેર કર્યું કે તમારો જેવરનો દાબડો અનામત હાથ લાગે તો મને શુ આપશો. તેને જવાબ મળ્યો કે આ સોનાનો વેહેડ રૂ. ૫૦) નો છે તે મળશે એટલે પછી ગાડીના ઝાડા લેતા તે ગાડીવાળા-એજ દાબડો રજુ કર્યો. આ દાખલો આપવાની મતલબ એટલીજ છે કે અગાઉના વખતમા મહીકાંઠાપર કોળી ને લુટારાનો કેટલો ડર હતો તે સૌને જાણીતો છે. તેવા સમયમા હીમત રાખી સાવચેતીથી તપાસ મહી-કાંઠાપરજ કરી એ સહેલુ કામ ન ગણાય

ગીરધરભાઇના શેઠ પ્રાણનાથભાઈ ત્રીજીવાર પરણવાને સુરત જવાની તૈયારીમા હતા તેવામા તેમનુ અકાળ મૃત્યુ થવાથી સઘળો દુકાન સબં-ધીનો કારભાર તથા તેમની મીલકત જેવર સીનક વગેર તેમના પીત્રાઈ ભાઈ વારસ રઘુભાઈના હસ્તકમા ગયુ. શેઠની હવેલીમા ચોરી થઈ તેમા વારસામા મળેલુ સઘળુ જેવર (આશરે બાર હજારનુ) ચોરાયુ એ વખત ગીરધરભાઈનુ દૈવ પાધરૂ કે તે પરગણામા ઉઘરાણી ગયા હતા શેહેરમા નહીં તેમજ હવેલીમા તથા દુકાનમા પણ તે હાજર નહોતા રઘુભાઈની બુદ્ધિ ફેરવવાને તથા ગીરધરભાઈ ઉપર શક લઈ જઈ સરકારમા જાહેર કરી તેમના ઘરના ઝાડા લેવાને કેટલાક તેમના સગાઓએ સલાહ આપી. રઘુભાઈનું ડોળ જોઇને તથા તેમની વિચિત્ર બોલવાની ઢબ ઉપરથી કોઇને એવો વેહેમ કે તે કમઅકલ આદમી છે. પણ વાસ્તવિક તેમ નહોતુ તે ઘણા વિચારશીલ ને સમજુ માણસ હતા. તેથી તેમણે પેલા નીંદાખોરોની વાત સાચી ન માની ને તેમને એવો ઉત્તર દીધો કે ગીરધરભાઈ એવા અપચી પુરૂષ નથી તે પ્રમાણિક છે ને એવું કામ કદાપિ કરે નહીં માટે મારે

એના ઘરનો ઝાડો લેવડાવવો નથી મારા નસીબમાથી એટનુ દ્રવ્ય ઉતર્યુ ને ગયુ પરગણામા ગીરધરભાઈને ખબર પડવાથી તે શહેરમા આવ્યા ને પેશગેબત તપાસ ચલાવતા એ કામ મરનાર શેઠના જુના રસોઇઆ તથા ચાકરનુ છે તવી ખાતમી લાગવાથી ઘણી યુક્તિથી તજવીજ ચલાવતા તેજ ચાકરથી પત્તો મળ્યો કે ચોરાયનુ વરેણ રસોઈઆની ઓરડી દશાશ્વમેધની ધર્મશાળામા હતી ત્યા સતાડેલુ છે ને ભટનો પગ ભોગજોગે ભાગેલો તેથી તેનાથી ચનાતુ નહોતુ માટે તેની પાસે તેની ઓરડીની કુચી મેળવી પોતાના શેઠ રઘુભાઈને તથા તેના એક વિશ્વાસુ માણસને સાથે લઈ ગીરધરભાઇએ પાછલી રાત્રે દશાશ્વમેધ પર જઈ તે મટડી ઉઘાડી તેમા તપાસ કરી પણ કાઇ દીઠામા ન આવ્યુ સૌ ત્યારે નિરાશ થયા પણ ગીરધરભાઈએ હીમત ન હારતા એવુ વિચાર્યુ કે કદાપિ આ લાનડાનો ગજ મારેલો છે તેની નીચે ભોયમા દાટેલુ હશે નણે જણાએ મળી લાકડાની થડી ખસેડી તો તેની નીચે જમીનમા માટલા દાટી તેમા જેનર ભરેલુ હતુ તે શેઠને બતાવ્યુ ને તેમને હવાલે કર્યુ એ રીતે પોતાપર આવેલુ કનક દૂર થતા પછી કેટલાક વરસ દુકાન નના શેઠના હાથ તળે ચાલી પછી તે મરણ પામ્યા ત્યારે તેમનો હીસ્સો તેમના બે જમાઈઓને વહેચી આપ્યો ને પોતે પોતાનો હીસ્સો લઈ જુદા પડયા (સવત ૧૮ [ ])

ગીરધરભાઈને ત્રણ પુત્ર, વડીલ રણછોડદાસ, વચલા ગોવરધનદાસ ને કનિષ્ટ જગનાથ ત્રણે પુત્રોને કુમળી વયથીજ સદભક્તી ને સદાચાર શીખવેલો સ્વચ્છતા રાખની, પ્રમાણિકપણુ સાચવવુ એવી ઘણી શીખામણો દેવાથી તે પણ સારા કેળવાયા દેશી નામાની રીત, સસ્કૃત તથા ભાષાના (હીંદુસ્તાની ભાષાના) પુસ્તકો વાચવા સમજવા ને શુદ્ધ લેખનપદ્ધતી તથા સારા મરોડદાર અક્ષર લખવા વગેરે બાબતોમા એ પુત્રો સારા હુશીઆર નીવડયા ગીરધરભાઈની જાતનુ લખાણ પણ શુદ્ધ ને સ્વચ્છ તેજ મુજબ તેમના પુત્રો પણ શીખ્યા

એ ગૃહસ્થના સરાશી દફતર રાખવાની રીત તથા લખાણુ તથા સ્વચ્છતા જોઈ તે વખતના યુરોપિઅન અમલદારો પણ ઘણા રાજી થએલા કેટલીકવાર અદાલતમા એમની પેઢીના ચોપડા ગુજરવામા આવેલા પણ તે ઉપર જડજોનો એટલો વિશ્વાસ બેઠેલો કે એમા કઈ દગો કે અપ્રમાણિકપણુ હોયજ નહીં

એમની ઉપર એકવાર ફોજદારીનો ચારજ આવેલો. એક ઘાંચીના ખત પાછળ વસુલ ભરવામા ચેરમચુંથ થએલું તે પરથી કામ સેશન કોરટમાં રજુ થએલુ. તે દસ્તાવેજ તથા ચેરાએલુ જોઈ તપાસ કરી જડજે એવો હુકમ આપેલો કે આવા વૃદ્ધ માણસથી એ કામ થાય નહિ. સબબ આરોપી બીન તકસીરવાર છે એમ કહી રજા આપી.

એ પુરૂષની મુખચર્યા ઘણી તેજસ્વી તથા ભવ્યાકૃતિની હતી. કદે ઠીંગણા, ગૌરવર્ણ, ચપળ નેત્ર, શરીર આરોગ્ય ને કમાએલુ હતું. છેક હેમી બાસી વરસની ઉમ્મર લગી ઘરસંસાર ચલાવવામા મચેલા રહેતા. પોતાની સ્ત્રી યુવાવસ્થામાજ મરણ પામતા બીજીવાર લગ્ન ન કર્યા ને બ્રહ્મચર્યવ્રત પાળ્યું. પોતાના પુત્રોની વહુઓ નાહાની વયની હતી તેમને ઘરધંધો, સ્વયંપાક સ્વાદિષ્ટ બનાવવો, સ્વચ્છતા રાખવી ને પોતાની પ્રજાનુ સારી રીતે રક્ષણ કરવું વગેરે વગેરે બાબતોમા સારી શીખામણ આપી તેમને સુધાર્યા તે પછવાડેથી તેમને ઘણું યાદ કરતા હતા.

સ્વભાવે ઉગ્ર હતા પણ ઉગ્રપણું વિવેકબહાર નહતુ. કેટલાક તમો ગુણી માણસો જેમ હદબહાર જતા રહી પોતાના કાર્યમા વિઘ્ન આણે એવો તમોગુણ એમનામા નહતો. પરોપકારી હતા ઘણા યોગ્ય સત, સાધુ, બ્રાહ્મણ વગેરેને યથાયોગ્ય સહાય કરતા. એ ગુણને લીધે પોતાની નાતિમા સારી પદવી ધરાવતા હતા. દયાનો ગુણ પણ એમનામા સારો હતો ઘણી વખત હાથ તળેના માણસો કે પરગણાની આસામીઓ પર વાકને લીધે ક્રોધે ભરાતા ખરા, પરંતુ થોડીવાર પછી ક્રોધ સમાવી તેમને સારી શીખામણ દઈ તેમને ક્ષમા કરી તેમના મનનુ સાત્વન કરતા. સાહસિક-પણાનો ગુણ એમનામા જન્મથીજ હતો; જો તેમ ન હોત તો કગાલ સ્થિતિમાંથી ઉદ્યોગ ને આગ્રહે કરીને સારી હાલતમા જઈ શકાય નહિ એમના પુત્ર રણછોડદાસને મુબઈ મોકલ્યા તે એમના કાળમા એક પ્રકારનુ સાહસ ગણાય. મુબઈનુ સ્થળ એટલે કાળું પાણી ને મૃત્યુસ્થાનની જગા એ સમયમા ગણાતી હતી. ને પોતાના જુવાનગભરૂ જેવા છોકરાને પોતાની સારી .હાલત છતા મોકલવા એ થોડું ધૈર્ય ને હીમત ન કહેવાય.

એ પુરૂષમા એક ગુણ એવો સારો હતો કે એમના વખાણ કોઈ એમને મોઢે કરે તો તે પોતાને બીલકુલ ગમતું નહીં. ઘણી વેળા એવું બનેલું કે કોઈ અજાણ માણસ આવી એમના સદ્ગુણના કે સત્કર્મના

વખાણ કરવા લાગે તો તેને કહેતા કે તમે ભાટ છો? ભાટાઇ શું કરવા કરો છો? તમારે જે પ્રયોજન હોય તે કહો એમ કહી તેને વારતા

સારા વિસ્તારવાળું કુટુંબ સારી સ્થિતિમાં મૂકી એ પુરૂષ સંવત ૧૯૧૨ ના ભાદરવા વદ ૧૩ ને રોજ દેવલોક થયા, ત્યારે એમની પાછળ ઓચ્છવ થયો હતો જે ગૃહસ્થ મોટી વયે પોચી આબાદી અવસ્થામાં મરણ પામે છે તેમની પાછળ ગુજરાતી રીવાજ પ્રમાણે રડાકુટો કરતા નથી, પણ ભગતોની ટોળી બોલાવી વાજતે ગાજતે ભજન કરતા સ્મશાન લગી તેનું શબ બાળવા લઈ જાય છે તેમજ ડાઘુ પાછા આવતી વખત પણ તેજ મંડળીઓનું ભજન થાય છે બૈરાં પણ કુટતા નથી ને ભજન ગાય છે. એ મરી ગયા ત્યારે લોક કહેતા કે બાર દીકરાનો બાપ મુઓ એ ઘણો ભાગ્યશાળી છે

ખાવા પીવામાં સ્વાદીઆ હતા, પણ નિયમિત આહારી અને શરીર કમાએલું તેથી ઉત્તર અવસ્થામાં પણ શરીર ઘણું આરોગ્ય રહેતું મરતી વખત જ એક દોઢ માસનો મંદવાડ ભોગવ્યો હતો

મરણ વખતે એમનો સ્વાગી વંશ પુરૂષ વર્ગનો નીચે મુજબ હતો

ગીરધરભાઈ
(ઉર્ફે જીકાકા)




એમને ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું તથાપિ સુજ્ઞ અને વિદ્વાન કોઈ ઈંગ્રેજી સાથે મુલાકાત લેવાની ઈચ્છા રાખતા પ્રથમ ભરૂચમાં સદર અદાલત હતી તે વખતે ત્યાંનો એક જડજ મી. રોબર્ટ નામે હતો તેમની મુલાકાત એમને થયેલી, અને તે એમની પાસે હિંદુસ્તાની ભાષાની સુંદરદાસની તથા દાદુજી વગેરેની વાણી સાંભળવાનો બહુ શોખ રાખતો હતો

વારવાર એમને તેડાવીને નાના પ્રકારની વાણી એમના મુખારવિંદથી સાભળી ખુશી થતો અને તે પોતે પણ યાદ કરવાને માટે શ્રમ કરતો હતો.

એ પોતે જ્યારે વૃદ્ધ થયા ત્યારે પોતાના ઓરડામા નિત્ય પોતાના પુત્ર તથા પૌત્રોને સાથ સમય વીત્યા પછી સર્વેને બેસાડી પ્રાચીન ઇતિહાસ તથા સદ્બોધ વાણીના પ્રસંગથી નાના પ્રકારને નીતિને અને સત્ય ધર્મને ઉપદેશ કરતા હતા. ઘણા ગ્રંથોની વાણી એમને મુખે રેહેતી હતી

હવે આપણા મૂળ વિષય ઉપર આવીએ. રણછોડદાસને વિદ્યાભ્યાસને આરંભ થયો ત્યારે કેળવણીના સાધન કયા હતા તે જણાવવુ જોઈએ. વાણીઆના છોકરા આઠદસ વરસની ઉંમરે ગામડી મહેતાજીની નિશાળે ભણવા બેસતા, ત્યા બે ત્રણ ચાર વરસની મુદત સુધીમા આંક, હિસાબ, નામા વગેરે શીખતા ચાલતા કોષ્ટકોની ધાતો કે ગેરીઆ મણીકા લેખા થોડા ઘણા આવડે. વાચવાના પુસ્તકો તો હોયજ શાના અશુદ્ધ લખતા શીખે. એ રીતે કેટલોક વખત ગુમાવ્યા પછી પંદર સોળ વરસની ઉમરે કોઈ સરાફ કે સાગરતીઆની દુકાને દાખલ થાય ત્યા કેટલીક મુદત લગી ઉમેદવારીથી કામ કરે. નામુ લખવાની સમજ તથા તોલ બારદાન, વીઆજ ગણવાની રીત, વટાવ, મુદત કાપવાના હિસાબ વગેરેમા માહીતી મેળવી હુંશીઆર થાય તો તેની લાયકી મુજબ છ દશ કે બાર રૂપીઆનુ વરસાન જારી થાય. બહુ કુશળતા પ્રાપ્ત થાય તો વીશેક વરસની ઉમરે ગુમાસ્તો થાય. ચડતા ચડતા મુનીમ કે કારીદાર થાય. નોકરી મેળવનારને વાસ્તે એ ઉપક્રમ હતો કેટલાકના બાપ નેસ્તી ગાંધી વગેરેની દુકાન માંડતા હોય તો તે ધધામા પડે ને માહીતી મેળવે. વાણીઆઈ લખાણ એટલે કાના માત્રાના ઠેકાણા વગરનુ. જે લખાણમા કાનામાત્રાનુ ઠેકાણુ નહિ તો પછી હ્રસ્વ દીર્ઘ કે જોડાક્ષર તો તેમા હોયજ ક્યાથી.

એવી સ્થિતિમા આંક, હીસાબ, લખવું, વાચવુ, વગેરેને અભ્યાસ કરી આસરે પંદર સોળ વરસની ઉમરે પોતાના પિતાના હાથ તળે રણછોડદાસ દુકાનમા રહ્યા. ત્યા અક્ષર સુધારવાનુ તથા નામુ લખાવવા વગેરેનુ જ્ઞાન મેળવતા ચાર પાચ વરસ લાગ્યા. એ મુદતમા એમણે ધર્મ સંબંધી પુસ્તકો, જેવા કે ભગવદ્ગીતા, વિષ્ણુસહસ્રનામ વગેરેને અભ્યાસ વિમળાનંદ સ્વામિ તથા કોઈ તેવાજ પુરુષોના હાથ તળે કરેલો જણાય છે કેમકે એમના હાથના લખેલા સસ્કૃત કે ભાષાના પુસ્તકો ઘણા જેવામા

આવે છે દાદુપથીબાવા અમૃતરામજી તથા ગિરિધરામજીનો સમાગમ એ મુદતમા થવાથી હીંદુસ્તાની ભાષાના પુસ્તકો વાચવા સમજવાનો સારો મહાવરો કરવામા આવ્યો હતો એવા સતસમાગમને લીધે બાળબોધ લખાણ ગારૂ ને શુદ્ધ પ્રાપ્ત થયુ એટલુજ નહીં પણ હીંદુધર્મની કેટલીક અયોગ્ય રૂઢીઓપરથી પણ તેમને તિરસ્કાર આવવા લાગ્યો એ બાવા અમૃતરામજીનો એમના પર ઘણો પ્યાર હતો કારણ કે સુંદરદાસજીની વાણી એઓ ઘણી સારી રીતે વાચી સમજતા હતા એ બાવાએ પોતીકા અતકાળ સમયે એમના મુખારવિંદથી વાણી શ્રવણ કરતા કરતા તેમા તલ્લીન થઈ પોતાનો દેહ છોડયો હતો

એમની એકવીશ બાવીશ વરસની ઉમર થઇ તે વેળા બ્રિટિશ સરકારને ઉત્તર હિંદુસ્તાનમા લડાઈઓ ચાલતી હતી તેથી તોપખાનુ વગેરે ગોરૂ લશ્કર ભરૂચમા રહેતુ હતુ ને તેથી કેટલાક અગ્રેજોને પણ ભરૂચમા રાખવાની જરૂર પડતી સરકારી ક્રીશ્રીઅન દેવળ હતુ તેના રક્ષણ માટે એક અગરેજ મિ ટક્કર નામે રહેતો હતો અસલ તે લશ્કરમા હતો પણ લડાઈના કામ સારૂ નિર્બળ પડવાથી સરકારે તેને ભરૂચમા રાખેલો હતો તે માસીક પગાર લઈ કોઈ અગરેજી ભણવા ચાહે તો તેને શીખવતો રણછોડદાસને અગરેજી ભણવાની મરજી થવાથી એમના પિતાએ મીસ્તર ટક્કરને સોપ્યા ને માસીક લવાજમ આપવા કબુલ કર્યું અગરેજી ભણાવનારને ગુજરાતી કે હીંદુસ્તાની કઇજ આવડતુ નહોતુ, તોપણ માથાકુટ કરતા અગરેજીનો થોડો અભ્યાસ આવ્યો વાચતા આવડયુ, લખતા આવડયુ, પણ તરજુમાની બહુ હરકત પડતી શિક્ષક ને શિષ્ય બેઉ ચાલાક તેથી તે અવરૂ કામ પણ કેટલેક દરજ્જે પાર પડયુ મીસ્તર ટક્કર પોતાના વિદ્યાર્થી પર ઘણી મમતા રાખતો તેમા વિશેષે કરી રણછોડદાસ ઉપર અગરેજના હાથ તળે શીખવાથી અગરેજી બોલવાનો મહાવરો એમને ઠીક થયો

એક વખત મુબઈના લાર્ડ બીશપ કાર સાહેબ ભરૂચમા દેવળની તપાસણી કરવા આવેલા તે વખતે મીસ્તર ટક્કરે પોતાની કને અગ્રેજી ભણનાર શિષ્યોની પરીક્ષા લેવા બીશપ સાહેબને વીનતી કરી તે પરથી તપાસતા તેમની નજરમા રણછોડદાસની ચાલાકી સારી આવી તેમણે પુછયુ કે તમે મુબઇ આવશો તો સારી નોકરી હુ તમને અપાવીશ તેમણે પોતાના

તીર્થરૂપને પુછી તેમની આજ્ઞા મેળવી સાહેબને હા કહી. બીપપ સાહેબ ગુજરાતની સરકીટ પુરી કરી પાછા મુંબાઈ ગયા ત્યારે એ વાત કરનલ જરવીસને કહી કે ગુજરાતમા ભરૂચ શહેરમા એક અંગરેજી ભણેલો તરૂણ પુરષ ઘણો હુશિઆર મારા જોવામાં આવ્યો છે. તેને જો તમારા હાથ તળે કેળવણીખાતું છે તેમાં રાખશો તો તે ઘણો ઉપયોગી પડશે.

ખીડકીની લડાઇ થયા પછી એકલા પેશવાનું રાજ અંગરેજ સરકારને સ્વાધીન થયું તે અવસરે મુંબાઇ મધ્યે એક મંડળી સ્થાપન થઇ. તેનો ઉદ્દેશ કેળવણી આપવાનો તથા તેને સારૂ સારાં લાયક પુસ્તકો તૈયાર કરવાનો હતો. તે પરથી તેનું નામ Bombay Nativo Education and School Book Society-મુંબઈ હિંદ નિશાળ તથા પુસ્તક-મંડળી એવું પાડયું હતું. તેનો વહીવટ એક સરકારી લશ્કરી અમલદાર જેનું નામ ક્યાપટન જરવીસ હતું તેને સોંપવામાં આવ્યો હતો. સરકાર તરફથી પણ તેને સારો આશ્રય મળતો. એવા કારખાનામા આરંભે લાયક માણસોની જરૂર હતી. મુંબઇમાં દક્ષિણી મંડળમાંથી તો યોગ્ય પુરૂષો જડી આવતા પણ ગુજરાતી માણસો મળવા મુશ્કેલ હતા. તેવે વખતે લાર્ડ બીપપ કાર સાહેબની ભલામણ મંજુર થઇ ને રણછોડદાસને ભરૂચથી બોલાવવાનો ઠરાવ થયો.

ઇસવી સન ૧૮૨૫ માં એ ખાતામા રણછોડદાસ જોડાયા. તે વખત રૂ. ૪૦) નો દરમાયો કર્યો હતો. ને વાટખરચી એટલે ભરૂચથી મુંબાઈ જતાં સુધીનો ખરચ તથા ભરૂચથી નીકળ્યાને દીવસથી પગાર ચડતો. એ વખતે દેશી નિશાળોને સારૂ પુસ્તકો રચવાનું કામ ચાલતું હતું તે એમને સોંપવામાં આવ્યું.

મરાઠી તથા ગુજરાતી બેઉ કામ સાથે ચાલતાં હતાં. પ્રથમ વર્ણ-માળા તૈયાર કરવામાં આવી. વર્ણમાળા એટલે મોટે અક્ષરે ગુજરાતી તથા બાળબોધ મૂળાક્ષરો કાગળો પર છાપેલા. અ. આ. ક. કાના અક્ષરો પછી બારાખડી પછી જોડાક્ષર-પછી એકાક્ષરી શબ્દ, દ્વિઅક્ષરી શબ્દ વગેરે પાંચ. છ. સાત અક્ષરોના શબ્દો, શબ્દોના અર્થો, તેમજ ગણિતકામ સારૂ અંક તથા રકમો તથા સાદા સરવાળા બાદબાકી-ગુણાકાર-ભાગાકાર-ભાંજણીને વિવિધ સરવાળા બાદબાકી ગુણાકાર વગેરેના કાગળો, તૈયાર કરી પાટીઓ પર કે લુગડાના લાંબા પંખા પર ચોડી છોકરાના વર્ગ આગળ

તે ટાંગતા ને તેમાથી શીખવતા. એ રીતે કેળવણી આપવાનું કામ તે વખતના ઈંગ્લાંડમા ચાલતા લાનકાસ્ટ્રીઅન ધોરણને અનુસરીને ગુજરાતમા ચાલતુ વર્ણમાળાના અક્ષરો ઘણા સારા ગણાય છે હજુ પણ તેનો જોડો મળી શકતો નથી એ સિવાય લિપિધારા–બોધવચન–ડાહ્મલીની વાતો–ઈસપનીતિની કથાઓ, બાળમિત્ર–પંચોપાખ્યાન–ભૂગોળ–ખગોળ, વિદ્યાના ઉદ્દેશ લાભ ને સંતોષ વગેરે પુસ્તકો વાચન કામને સારૂ, તથા ગણિતને સારૂ પૂર્ણાંક, અપૂર્ણાંક (હદનકૃત) તથા શિક્ષામાળા ભાગ–૧ અને ૨, કર્ત્તવ્ય ભૂમિતિ વગેરે એ બધા શાળા–પુસ્તકમંડળી તરફથી તૈયાર થતા હતા તેમા રણછોડદાસની મદદ લેવામા આવી પણ દક્ષિણ તથા ગુજરાતમા દેશી નિશાળો સ્થાપન કરવાનુ સરકારે વધારે અગત્યનુ જાણી તેને સારૂ મહેતાજીઓ થવાને યોગ્ય માણસો શોધી કાઢવાનુ તથા તેમને ભણાવી તૈયાર કરવાનુ કામ રણછોડદાસને માથે પડયુ તેથી થોડી મુદતમા મુંબઈથી તેમને પાછા ગુજરાતની મુસાફરીએ મોકલ્યા અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ફરીને તથા મુંબઈમાથીજ કેટલાક માણસો શોધી કહાડયા પ્રથમ સુરત ભરૂચ ને અમદાવાદને સારૂ ૭ માણસો તૈયાર થયા તેમની સાથે જઈ તે શેહેરોમા નિશાળોનો આરંભ કર્યો

સરકારી નિશાળો સ્થાપન કરવી ને તેમા ભણનારા આવે એવી રીતે કામ કરવુ એ તે વખતમા આજના જેવુ સેહેલુ નહોતુ ગામડી મહેતાજીઓનુ જોર, ભણતરનો પ્રકાર ચાલુ રિવાજથી જુદો, લોકને ડર કે સરકાર અમારા છોકરાને ભણાવીને લશ્કરમા રાખશે કે વટલાવશે વગેરે અનેક વિઘ્નો હતા તે ખસેડી નિશાળો આબાદ કરવી એ સેહેલુ કામ નહોતુ. માટે તે કારણથી રણછોડદાસને એ શેહેરોમા કાંઈક મુદત ગાળવી પડેલી સારા સારા લોકોને સમજાવી તેમના છોકરા નિશાળમા દાખલ કરાવ્યા. એવી રીતે કામ કર્યા પછી પાછા મુબઈ જઈ બીજા મહેતાજીઓ તૈયાર કરી કસ્બાઓમા નિશાળો કહડાવી જેવા કે ઓરપાડ–કાલીઆવાડી વલસાડ–બગવાડી–અંકલેશ્વર–જંબુસર–આમોદ–નડીઆદ વગેરે મોટા કસ્બાઓમા નિશાળો સ્થાપન થઈ. ગુજરાતમા આશરે વીશેક નિશાળો થઈ ત્યારે સરકારે રણછોડદાસને ગુજરાતની નિશાળોના ઈન્સ્પેક્ટર એવો ઓદ્દો આપી રૂ ૮૦) નો દર માસે પગાર કરી ગુજરાત ખાતે મોકલ્યા નિશાળો આબાદ હાલતમા આવતા ઘણી મુદત ગઈ.

એ નિશાળખાતુ સરકારે પ્રથમ દરેક જીલ્લાના કલેક્ટરોના તાબામા સોપેલુ, તે બધો વહીવટ કરે, પગાર આપે અને દેખરેખ રાખે કેટલાક વરસ પછી એવો ઠરાવ કરવામા આવ્યો કે મુબઈની મદર અદાલત (એટલે હાલની હાઈકોરટ) ના એક જડજ સરકાર ઉપર રીકાના તેમણે એ નિશાળોની વારિક પરીક્ષા લેવી, એટલે તે જડજ સાહેબ જ્યારે ગુજરાતમા પધારે ત્યારે તેમની સાથે રહી નિશાળોની પરીક્ષા કરી તે બાબતનો રિપોર્ટ તે જડજ સરકારમા દર વરસે કરતા, એવુ સન ૧૮૩૪–૩૫ સુધી કામ ચાલ્યુ

એક વખત ઉમરીન સાહેબ નામે સરકીટ જડજ આવ્યા તેમણે ભૂગોળ–ખગોળ વિષે કેટલાક સવાલો જીલ્લાની નિશાળોમા પૂછ્યા છોકરાને ન આવડવાથી તેના મહેતાજીને પૂછ્યા, પણ તે વખત ભૂગોળ કે નકશા કાઈ જ નિશાળમા ન હોવાથી તે અભ્યાસ ચાલતો નહીં, એટલે મહેતાજીને પણ ન આવડ્યુ, માટે તે સાહેબે સરકારમા રિપોર્ટ કરી મોકલ્યો કે માસ્તરોને વિદ્યા સબંધી વિષયોનુ જ્ઞાન કાઈ છે નહીં માટે તેમને મુબાઈ બોલાવી ભણાવવા જોઇએ, અને તે વિષયોનુ જ્ઞાન આપવુ જોઈએ તે ઉપરથી સરકારે ચડતે પગારે તમામ મહેતાજીઓને ગુજરાતમાથી મુબાઇ મોકલી ભૂગોળ, વ્યાકરણ, ગણિત વિષયમા બીજગણિત–ભૂમિતિ, ત્રિકોણમિતિ વગેરેનો અભ્યાસ કરવાની ગોઠવણ કરી, ને તે કારણસર સન ૧૮૩૬ મા રણછોડદાસને પાછુ મુબઇ જવુ પડેલુ તેમણે સઘળા મહેતાજીઓને અભ્યાસ કરાવી પરીક્ષામા પસાર થયા તેમને પાછા પોતાની જગાપર મોકલ્યા બીજા રહેલા માસ્તરો પણ પોતાનો અભ્યાસ બીજા બે માસમા પુરો કરી પાસ થઇ પાછા પોતાની જગાપર ગયા, એટલે સને ૧૮૩૭ મા રણછોડદાસને મુબાઇથી ગુજરાત ખાતે પાછુ જવાનુ થયુ

સને ૧૮૪૦મા સરકારે કેળવણીખાતાની એક કારોબારી મડળી સ્થાપીને પ્રથમની મુબઈની 'નેટીવ નિશાળ પુસ્તકમડળી' રદ કરી તેમા ત્રણ યુરોપીઅન ને ત્રણ નેટીવ રાખવામા આવ્યા ને તેનો વહીવટ કરવાને એક પગારદાર સેક્રેટરી ઠરાવ્યો એ સભાનુ નામ 'બોરડ ઓફ એજ્યુકેશન' આપ્યુ, એટલે કલેક્ટરના તાબામાથી નિશાળોનુ કામ છોડી વડી સરકારે બોરડ ઓફ એજ્યુકેશનને સોપ્યુ, તેથી રણછોડદાસને તેમના હુકમ મુજબ વરતવાનુ થયુ એ બોરડે નવા નિયમો ઠરાવ્યા નવી નિશાળો

કાઢવાને નિયમ ઠરાવ્યા નિશાળોમા ફી દાખલ કરી—એ વગેરે ઘણો ફેરફાર કર્યો બોરડ ગુજરાતી કેળવણીની સાથે અગરેજી ભણવણી આપનારી શાળાઓ પણ કાઢાડી મરકાર અમુક રકમ આપે તેમાથી તથા લોકની આતુરતા હોય તો તથા મકાન ગીજરાત ગાવેની ફી એકલુ આપે તો બોરડ ગુજરાતી તથા અગરેજી સ્કૂલો સ્થાપન કરતી તે બોરડના હાથમા મગભાર આ યાથી કેળવણીનો પ્રસાર વધારે થવા લાગ્યો પુસ્તક રચનારને ઉત્તેજન મળવા લાગ્યુ એટલે ઇતિહાસ—ભૂગોળ—વ્યાકરણ—વગેરે નવા નવા પુસ્તકો થઈ બહાર પડવા લાગ્યા નકશાનુ પુસ્તક તૈયાર થયુ એટલે કેળવણીનો પ્રચાર ઘણો થવા લાગ્યો, એટલે વધારે શિક્ષકોનો ખપ જાગ્યો તેથી મુબઈમા મરાઠી અને ગુજરાતી એવા બે નોરમલ ક્લાસ કાઢયા પાચ રૂપીઆનો પગાર વિદ્યાર્થીઓને સરકારથી મળતો ને રહેવાનુ સ્થળ એ ક્લાસ સન ૧૮૪૫ મા સ્થાપન થયો મારે બોરડે રણછોડદાસને પાછા મુબાઇ તેડાવ્યા ને નોરમલ ક્લાસના સુપરીટેન્ડન્ટ બાળગગાધર શાસ્ત્રી હતા તેમના હાયતળે મદદગાર બનાવ્યા

બોરડ ઓફ એજ્યુકેશન સ્થાપન થયા પછી એટલે સન ૧૮૪૨મા પ્રોફેસર ઓરલીબાર સાહેબને ગુજરાતની નિશાળોની પરીક્ષા લેવાને સરકારે ઠરાવ્યા તેમણે ગુજરાતની નિશાળો તપાસવાનુ શરૂ કર્યું તે વેળા રણછોડ દાસને સાથે રાખ્યા તેઓ અમદાવાદ, ખેડા, ભરૂચ, ને સુરત જીલ્લાની તમામ નિશાળોની પરીક્ષા લઇ મુબઈ ગયા ત્યારબાદ સન ૧૮૪૦ થી ગુજરાત ખાતે એ સુપરીન્ટેન્ડન્ટ નીમાયો, ને તે જગા પ્રથમ મીસ્તર ઓરલીબારને મળી પણ તે તેમને અનુકૂળ ન પડવાથી થોડી મુદતમા રાજીનામુ તેમણે આપ્યુ એટલે પ્રોફેસર હારકનેસની નીમણોક થઇ તેમના હાથ નીચે એક પચીસ રૂ પગારનો કારકુન અને ગુજરાતના ઇન્સ્પેક્ટર રણછોડદાસને સોપ્યા એમને હસ્તક બે કામ હતા એટલે એલફીન્સ્ટન કોલેજમા ભણાવવાનુ તેમજ શિઆળાની મોસમમા ગુજરાતની નિશાળોની પરીક્ષા લેવાનુ રણછોડદાસને ગુજરાતમાજ રહેવાનુ હતુ હેડક્વાર્ટર ભરૂચ કે સુરત ત્યા ફાવે ત્યા કરે સુપરીન્ટેન્ડન્ટને પગાર રૂ ૧૦૦) તથા મુસાફરી નીકળે ત્યારે જે ખરચ થાય તે આપતા, એટલે ગાડી તથા ગાડાનુ ભાડુ એ પ્રમાણે સન ૧૮૮૫ લગી રોજગાર ચાલ્યો ને વધારે માસ્તરોનો ખપ પડવાથી નોરમલ ક્લાસ સરકારે મુબઇમા કાઢયો ત્યારે ત્યા—મુબઇમા—ભણાવવાના કામ પર એમને જવુ પડ્યુ

પ્રોફેસર હારકનેસના વખતમા રણછોડદાસે કેટલાક પુસ્તક રચ્યા હતા હિંદુસ્તાનનો ઇતિહાસ, ગ્રીશ ઈંડીઆ વાચન પાઠમાળા વગેરે

સને ૧૮૪૫ના જુનથી સને ૧૮૪૮ ના ડીસેમ્બર લગી મુંબાઈમા રહ્યા પછી રણછોડદાસને સુરત જવાની જરૂર પડી કેમકે પ્રોફેસર હારકનેસે સુપરીટેન્ડન્ટના કામનુ રાજીનામુ આપવાથી તે કામ સુરતની અંગરેજી સ્કુલના હેડમાસ્તર મીસ્તર ગ્રીનને સોંપવામા આવ્યુ, અને તે સાહેબે બોર્ડ પાસે બીજા માણસની મદદ માગવાથી બોર્ડે રણછોડદાસને પાછા પોતાની અસલ જગાપર મોકલ્યા મુંબઈનો નોરમલ ક્લાસ પણ સમાપ્ત થવા આવ્યો હતો પાસ થયેલા વિદ્યાર્થીઓને મહેતાજીની જગાઓ મળી હતી

મીસ્તર ગ્રીનના હાથ તળે કામ કરતા કેટલીક અડચણ પડેલી ખરી દુર્ગારામ મંછારામ સુરત આઈ ૧ના મેહેતાજી ગ્રીન સાહેબની પ્રીતિના પાત્ર થયા હતા, ને તે સાહેબને બોર્ડ પાસે માણસ માગવાની જરૂર એ મેહેતાજીને ઇન્સ્પેક્ટર બનાવવાના ઉદેશથીજ હતી

ગ્રીન સાહેબ આગળ દુર્ગારામનોજ કારભાર નવી નિશાળો કાઢવી, તેના મેહેતાજી નીમવા, મેહેતાજીઓની ફેર બદલી કરવી વગેરે બધુ કામ મેહેતાજીની સલાહથીજ ચાલતુ પણ ઇન્સ્પેક્ટરની સલાહ તો બીલકુલ લેવામા આવેજ નહીં પણ એ અન્યાય ઘણા દીવસ ચાલ્યો નહીં, કેમકે પ્રોફેસર હારકનેસ રજાપર વીલાયત જવાથી તે જગા ખાલી પડી તે બોરડે મીસ્તર ગ્રીનને આપી અને તેની જગા પર મીસ્તર ગ્રેહામને સુરત અંગરેજી સ્કુલના હેડમાસ્તર અને ગુજરાતી નિશાળોના સુપરીટેન્ડન્ટ નીમ્યા તેમના હાથતળે અન્યાય દૂર થયો દુર્ગારામનો કારભાર ઘટયો, ને રણછોડદાસની સલાહ મુજબ કામ ચાલવા લાગ્યુ એ વખતે રણછોડદાસનુ સ્થાયી રહેવુ સુરતમા જ થતુ

સુરતમા સન ૧૮૫૨ મા રણછોડદાસે પોતાની જગા છોડી, કારણ બોરડે ઇન્સ્પેક્ટરની જગાઓ કાહાડી નાખવાનો ઠરાવ કર્યો દ્રવ્ય સંકોચને લીધે એમ કરવાની બોરડને જરૂર પડી હતી નિશાળોની તપાસ રાખવાને સુપરીટેન્ડન્ટ તથા તેના કારકુનો બસ હતા એ વખતે કેળવણી ખાતા વાળાને પેનશનનો ધારો સરકારે લાગુ ન કરેલો તેથી બક્ષીસ દાખલ રકમ આપવામા આવતી, તે મુજબ સરકારે રણછોડદાસને રૂ ૧૪૪૦) એટલે અઢાર માસનો પગાર આપ્યો

નોકરી છોડયા પછી એ પુરૂષે પોતાની જીંદગી પરોપકારી કામમા કાઢી હતી. મ્યુનીસીપાલ કમીશનર સરકારે નીમવાથી તે કામમા ઘણી ચાલાકીથી પોતપોતાનુ કામ બજાવેલુ મીસ્તર કરટીસ અમદાવાદ હાઈ-સ્કૂલના માસ્તર તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી હતા તેમની સલાહથી કેટલાક પુસ્તકોનુ ભાષાંતર એ સભાને વાસ્તે કરેલુ અને તે સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરેલા એ ગ્રંથોના નામ —મીસર દેશનો ઇતિ-હાસ, પ્રાચીન ગ્રીસ દેશનો ઇતિહાસ, બાબીલોન તથા આસુરી દેશનો ઇતિહાસ, રોમના રાજ્યનો ઇતિહાસ એ પુસ્તકો અસલ અગ્રેજીમા મેડમ વીલસને કરેલા તેના ગુજરાતી ભાષાંતર રણછોડદાસે સોસાઇટીને કરી આપેલા પણ તે બદલ કંઈ રકમ સોસાઇટી પાસે લીધેલી નહીં.

શેરસટ્ટાનો વખત સન ૧૮૬૧–૬૨મા આવ્યો. રૂનો પાક અમેરિકામા ખરાબ થવાથી તથા લડાઈ ચાલવાથી ત્યાનો રૂ ઈગ્લાંડને મળી શક્યો નહિ. એટલે હિંદુસ્તાનના રૂનો ભાવ પાચ છ ગણો થઈ ગયો ને હિંદુસ્તા-નમા વિલાયતના રૂની રેલ આવી, એટલે વેપારીઓ પુષ્કળ કમાયા ને મેળવેલુ દ્રવ્ય સારે મારગે ખરચવા લાગ્યા. તે પ્રમાણે મુબાઈના નામાંકિત વેપારી પ્રેમચંદ રાયચંદે ભરૂચની લાયબ્રેરીને પુષ્કળ નાણાની મદદ કરી તેમજ કન્યાશાળા હીંદુઓને વાસ્તે સ્થાપન કરી. બને કામ ભરૂચમા નવા નીકળ્યા તેને સુધારવા તથા કાયમ પાયા પર મુકવા રણછોડદાસને હાથ આવ્યુ. તેમા પોતાની વૃદ્ધાવસ્થા થતા પણ ઘણો શ્રમ કરી લાયબ્રેરીને સારૂ સારા ઉમદા પુસ્તકો ખરીદ કરવાનુ તથા તેની વર્ગવારી કરવામા પોતાનો ઘણો વખત કહાડયો. કન્યાશાળા પણ સ્થાપન થઇ તેમા લોકોને બોધ દઇ છોકરીઓ ભણવા આવે એવો ઘણો ઉદ્યોગ કર્યો ને તેમ થતા તેમની મેહેનત સફળ થઈ ને તે શાળા સારી સ્થિતિમા છે. એ શાળાને જે રૂપીઆ શેઠ પ્રેમચંદ તરફથી મળેલા તેમા કેટલોક ઉમેરો કરી એક મકાન ખરીદ કરી લીધુ એ મકાન શહેરની સારી વસતીને મધ્યભાગે છે, ને સારી મજબુત બાંધણીનુ છે.

સન ૧૮૫૨ ની આખરે નોકરી મુકયા પછી ઝાઝો વખત એમણે પ્રવાસ કરવામા કાઢયો નથી. એક વખત પોતાના મિત્રના કામના અર્થે મુબાઈ થાણા વગેરે સ્થળે ફરવા ગએલા, તેમજ એક વખત પોતાના પૌત્રોને સાથે લઈ મુબાઇની શોભા દેખાડવા સારૂ પ્રવાસ કરેલો.

સને ૧૮૭૩માં ઓગષ્ટ માસની તા. ૨૩મીએ મેહેજ મંદવાડ ભોગવી એઓ મરણ પામ્યા. ૭ દિવસ પથારીમાં પડી રહેલા એટલે ગોકળઆઠમને દિવસે આજારી પડયા ને ભાદરવા શુદ ૧ ને રોજ અંતકાળ આવ્યો ત્યાંસુધી સારી સાવચેતીમાં હતા. અમર આત્માએ એમના દેહનો ત્યાગ રાત્રીએ એકાદ વાગતાને સુમારે કર્યો, તેના બાર કલાક અગાઉ સાવધપણું સારૂં હતું. તે વખતે પોતાના પુત્રોને કહ્યું કે મારૂં મરણ સાચવજો એટલે કહેવાનો ભાવાર્થ એવો કે, લોકરૂઢિ પ્રમાણે મરણકાળે ઝટપટ નવડાવી ભોંય ચોકો કરી સુવાડે છે તેમ મને ન થાય, પણ સ્વસ્થ ચિત્તે મને મારા બીછાના પર રહેવા દેજો. લોકવ્યવહાર પ્રમાણે અંતકાળનું પુન્યદાન સ્વસ્થતાથી શુદ્ધિમાં જ કરેલું.

એ પુરૂષ શરીરે આરોગ્ય મરતા સુધી રહ્યા. એવું એ જાતે કહેતા કે પચાસ વરસની ઉંમર લગી મારે કોઈ વાર પણ જુલાબની દવા પીવી પડી નથી. એ ફળ મિતાહાર કરવાથી તથા પ્રત્યેક દિવસે સવારસાંજ વ્યાયામ લેવાથી તથા નિયમિતકાળે ખાવા પીવા તથા સુવાની ક્રિયા સાચવવાથી મળે છે, તેમજ એમને પણ થએલું. એમની દીનચર્યા તથા રાત્રીચર્યા ઘણીજ યોગ્ય અને નીયમિત હતી. સવારમાં પાંચ છ વાગે ઉઠવાનો સમય તે પ્રમાણે ઉઠીને દંતધાવન કરી બહાર નીકળવું, રતનતળાવને કાંઠે નારણલાલ બાવાના મઠમાં નિયમિત જતા. એ મઠને એમનોજ આશ્રય હતો. તે મેદાનની જગામાં અગર મઠમાં જઇ ત્યાં પોતાનાં ધોતીઆં વગેરે સ્વહસ્તે કુવામાંથી પાણી કાહાડી ધોવાં પછી શીતળ જળે સ્નાન કરી આઠને સુમારે ઘેર આવી ચાહ પીધા પછી દેવ સેવા પોતાને હાથે કરતા. લાયબ્રેરીમાં જવું, ત્યાં પુસ્તકો વર્તમાનપત્રો વગેરે વાંચવાં ને બારને સુમારે ઘેર આવી ભોજન કરી બે કલાક આરામ લઈ વાંચવા લખવા વગેરેનું કામ હોય તે કરવું, ને સાંજે પાંચ છ વાગે પાછું ફરવા નીકળવું. તે માઈલ દોઢ બેની મુસાફરી કરી ઘેર આઠ નવ વાગે આવી નવ ને દશની વચ્ચે વાળુ કરી, ધર્મ સંબંધી અગર બીજાં કોઈ વિષયનાં પુસ્તકો વાંચી અગિઆર બારને સુમારે શયન કરવું. એ પ્રમાણે પોતાની તંદુરસ્તી સાચવતા.

કદે ઉંચા, શરીરે પ્રચંડ, મુખારવિંદ મળકતું, આંખોના ડોળા ચકચકીત, પણ જરા મોટા, અજાણ્યા માણસને ભયંકર લાગે પણ વસ્તુતઃ તેમ નહીં, કેમકે સ્વભાવ ઘણો દયાળુ હતો. પોશાક સાદો પણ સ્વચ્છ પહેરતા હતા.

સ્વભાવે દયાળુ ને માયાળુ, ન્યાયી, પ્રમાણિક, સંતોષી, ખોટા આડંબરનો તિરસ્કાર કરનાર, બુદ્ધીમાન, વિચક્ષણ, નિસ્પૃહી, સત્યવચન વદનાર, પરોપકારી પિતૃભક્તિભાવનાવાળા હતા.

આ પ્રત્યેક ગુણ વિશે વધારે વિવેચન ન કરતાં એટલુંજ કહેવું ઘટીત છે કે દયા પ્રીતિ વાજબીપણું અને પ્રમાણિકપણું એ ગુણોને લીધે લાંબી મુદત સરકારી નોકરી કરવા છતાં પણ કદી ઠપકાપાત્ર એ પુરૂષ થયા નથી. તાબાના માણસો તેમજ જેની સાથે સમાગમ થએલો તે બધા એમના પર ઘણુંજ હેત રાખતા. એ પ્યાર મેળવવાને ઉપલા ગુણોની આવશ્યકતા છે જ. એમના ઉપરી સાહેબ લોકો જે ઘણા ઉગ્ર સ્વભાવના ગૃહસ્થો હતા—જેવા કે કરનલ જરવીસ, અને ડાક્તર હારકનેસ—તે પણ એમના કામથી રાજી થતા તથા એમની ભલામણ માન્ય રાખતા. જો પ્રમાણિકપણું ન હોય તો તે લોકો પત કરે નહિ.

સંતોષગુણનું પ્રદરશન સેહેજ દીઠામાં આવે છે. કેટલાક મિત્રોની તથા પોતાના પિતાની સૂચના છતાં પણ વધારે પગાર મેળવવા પ્રયત્ન કરેલો નહીં. એ વખતમાં એમના જેટલી વિદ્વત્તાવાળા પુરૂષો અંગરેજ સરકારને બેસતે અમલે સારી પદ્દીની ને પગારની જગા સેહેજ મેળવી શકે તે છતાં ચાળીશના પગારથી વધીને એંસી મળ્યા કે તેમાંજ આનંદ પામી નોકરી મુકતાં લગી પોતાનું કામ નિરવિઘ્ને બજાવ્યું. એ બનવાનું કારણ કદાપિ એવું હોય કે સ્વતંત્રતાની સાથે એ નોકરીમાં પ્રપંચ ભાવ કરવો ન પડે એવું હતું તેથી પણ એ જગાપર રહ્યા હોય. ગમે તેમ હોય પણ એ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે એ ફળ સદ્દગુણોનું છે.

વિદ્યા સંપાદન ઘણે શ્રમે કરી હતી. પોતે હિંદુસ્તાની એટલે પુરબી ભાષા સારી સમજતા. દાદુપંથી સાધુઓના ગ્રંથો ઘણી સારી રીતે વાંચીને સમજી શકતા. ઉરદુ ફારસીનું પણ કીંચીત જ્ઞાન સાગ-બનશી મોલવીની સોબતથી મળેલું. મુંબઇ ગયા ... ગાલી ભાષાને ... સારો થયો ને ઘણાં પુસ્તકોનું ભાષાંતર ... કર્યું. અંગ... મૂળતત્વો ભરૂચમાં સંપાદન કર્યાં પછી ... ગરેજ ... માગમથી તેમજ સારા વિદ્વાન નેટીવ ... કે હરી ... નાથ ... ત્રેના સહવાસથી જ્ઞાન વધેલું ... મિતિ ... વગેરેનો ... અભ્યાસ કર ... ગુત

તથા બીજગણિત લખ્યા પછી સંસ્કૃત બીજગણિતના સમીકરણના મનોયત્ન જાતિ કરતા જણાયા હતા. તે વખતના રસાયનશાસ્ત્ર તથા સિદ્ધપદાર્થવિજ્ઞાનનું જ્ઞાન ઘણુ સારૂ હતુ. ભાષા તેમજ ગણિતમા સારી માહીતી મેળવી હતી. દેશી ગણતની પરીક્ષા ઘણી સારી હતી.

ધર્મ સંબંધી વિચાર: લોકરૂઢી પ્રમાણે મૂર્તિપૂજા કરતા. ઘેર ઠાકોરજીની સેવા હતી તે રોજ જાતે કરતા પણ તે સંબધી વિચાર સુધરેલા હતા, એટલે એક ઇશ્વરને માનનારા, જાદુ જંત્ર મંત્ર તંત્રને ધીક્કારતા ને ખોટુ માનતા. સુરતમા દુરગારામ મહેતાજીએ જ્યારે જાદુ ખોટુ છે, કેટલીક રૂઢીઓ ઘણી ખોટી છે વગેરે બતાવવાના સંબધમા માનવધર્મસભા સ્થાપન કરી હતી તે વેળાએ તેમાં એ જાતે આગેવાની ધરાવતા તે સભામા જતા ને વાદવિવાદમા ઘણો ભાગ લેતા. સુરતમા પ્રથમ શિલાછાપ કાઢવામા, પુસ્તક પ્રસારક મંડળી સન ૧૮[ ] મા સ્થાપન થઈ તેમા પણ એ એક ભાગીઆ હતા. ને સઘળી વાતની સુઝ પાડતા. સુરતમા એ વખત પાંચ સુધારાના અગ્રેસર ગણાતા. એટલે દીનમણીશંકર, દુરગારામ, દાદોબા, દોલતરામ ને દામોદરદાસ એ પાંચની ટોળી હતી; પણ તેમને અંદરખાનેથી સુઝ સમજ આપનાર રણછોડદાસ હતા. જાતે કમસુકન હોવાથી ભાષણો કરવામા આગેવાન થતા નહિ પણ અંદરખાનેથી સારા વિચાર બતાવતા તથા મદદ આપતા. સુરતમા જેમ વિદ્યામંડળમા આગેવાની ધરાવતા તેમજ મુંબઈમા પણ પ્રથમ જ્ઞાનપ્રસારક સન ૧૮૪૮મા સ્થાપન થઈ, તેમા રણછોડદાસ પહેલા પ્રમુખ થયા હતા.

મોહનલાલ રણછોડદાસ

[ સંપાદક કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. ]

---

મ્હારા મુરબ્બી કાકા રા. મનમોહનદાસ રણછોડદાસ જોડે આ જીવનચરિત્રના વિષય સબંધી મ્હારે વાતચીત થતા ત્હેમનુ કહેવું એવું થએલું કે આ મુજબ કાંઈ નહિ તો સંક્ષિપ્તરૂપે પણ મ્હારા પૂજ્ય દાદાનુ ચરિત્ર લખવાનો પહેલો વિચાર મ્હારા પિતાના મગજમા મૂકનાર સ્વર્ગસ્થ રા. ઝવેરીલાલભાઈ ઉમીયાશંકર યાજ્ઞિક હતા. સુરતમા જ્યારે સન ૧૮૮૯મા કોંગ્રેસને સમયે મ્હારા પિતા આવેલા ત્યારે રા. ઝવેરીલાલભાઈ જોડે ત્હેમને ઉપર મુજબ વાતચીત થયેલી. ગુજરાતની કેળવણીના પિતા તરીકે રા. રણછોડદાસનુ નામ હજુ ગુજરાતમા પ્રસિદ્ધ છે. એ કેળવણીનો પાયો

## :: એમની કૃતિઓ ::

ઈસપ નીતિની વાતો
હિંદુસ્તાનનો ઇતિહાસ
બીજગણિત
વાચન પાઠમાળા
ગ્રીક્રીશ ઇડીઆ

## પરિશિષ્ટ ૧

[ રણછોડદાસની શૈલીના નમુના નીચે આપ્યા છે ]

"તેણે નીતિ બનલાવના માટે જે વાતો જોડિયો હતિયો, તેઓ ઉપર ત્હેના મુઆ પછી લોકોની પ્રીતિ વત્તી વત્તી થતી ગઈ, અને બાળકોને સદાચરણને માર્ગે લગાડવા સારૂ તે વાતોનો ફેલાવ ઘણો થતો ગયો આગળ ઘણેક વરસે, આથેન્સના લોકોયે જે વારે પેના સપ્ત મહા જ્ઞાનિયોના પુતળા કરીને સ્થાપ્યા, તે વારે તેમની સાથે ઈસોપનુ પણ પુતળુ કરીને સર્વની આગળ મ્હોખરે બેસાડ્યુ એ ઉપરથી ત્હેની કેટલી પ્રતિષ્ઠા થઈ, એ સારૂ જણાય છે '

"ઇસાપનો વૃત્તાંત'

"ઈસોપે એ વાતો ગ્રીક ભાષામા રચિયો, પછી તે ભાષામાથી ઘણી ભાષાઓમા તેઓના ભાષાતરો થયા, તેમાથી મરાઠી બોલીમા થઇ, તે ઉપરથી ગુજરાતી બોલીમા એનો તરજુમો થયો "

"ઇસાપનો વૃત્તાંત"

ભાષાતરની શૈલી

"પોતે સર્વ અગે સુદર નથી, તેથી સ્ત્રિયોયે ખેદ કરવો નહી ખોડીલો અવયવ છે તે જેવો વખતે તેઓના પતિવ્રતપણાના લક્ષણ વિશે કામ લાગે છે, તેવો સુદર અવયવ લાગતો નથી પતિવ્રતપણુ સ્ત્રિઓનો પ્રાણ છે, તે જેને નથી હોતું તે પ્રેતના જેવિયો જાણવિયો '

"ઈસાપનીતિની વાતો '

---

નાખતા શી ની ગીતની મુસ્કેલીઓ પડેલી, તેનો માઇક અગે આપણને- એટલે તે કેળવણીનુ ફળ ભોગવનારને—જે ચિતાર મળ્યો છે તે ગ ઝવેરીલાલભાઇની સૂચનાનુ ફળ છે, એ જાણી દરેક ગુજરાતીને આનંદ થયા વગર રહુશે નહિ          કૃ. મો. ઝ.

# પરિશિષ્ટ ૨

[ અમારા મરહુમ કાકા દુવારકાદાસ ગોરધનદાસે અમારા કુટુંબ સંબંધી કેટલુંક ટાંચણ કરેલું તે અમારા ભાઇ બ્રિજમોહનલાલ હરકીસનદાસની સૌજન્યતાથી પ્રાપ્ત થયું છે, તે અહીં મરહુમની પોતાની ભાષા અને શબ્દોમાંજ ફેરફાર સિવાય દાખલ કર્યું છેઃ—]

---

છવણદાસના બાપનુ નામ દામ માલમ પડતું નથી પણ હેમનાથી ચોથી અથવા પાચમી પેહેડીએ વેણીદાશ કરીને હતા જેવો ઝવેરીનો ધંધો કરતા ને મોલોડાશામાં રહીને પાટણમાં ધંધો કરતા પછી પાટણમાં ધંધો કરવાની રમુજ નહી રેહેવાથી અમદાવાદમાં આવેલા તે પ્રથમ કોણ અને ક્યારે આવેલું તે બરાબર માલમ પડતું નથી પણ છવણદાશ શને ૧૭૩૬ થી તે શને ૧૭૩૭ સુધીમાં અમદાવાદમાં ગાએકવાડ શરકારના કારભારમાં હતા. માછ રાજાનો દ્રવ્યશંગ્રહ કરવાને ઘણા ખંતી રેહેતા હતા તેથી જે નોકરોથી ઘણા દ્રવ્યની પ્રાપ્તી થતી તેના ઉપર શરકારની મેહેરબાની રેહેતી તે તે નોકરીમાં કાયમ રહી શકતા. તે મુજબ છવણદાશને કરવું પડતું તેથી ઘણા ઐગુનેગારો વગર કશુરે ધોળે દાહાડે શરકારના દંડથી લુટાતાં તેથી ઘણી રઈએત એ છવણદાશ ઉપર નહી રાજી હતી. એ અરશામાં એક ભાટણ ઉપર ખોટુ તોમત મુકવામાં આવું તેથી શઘલા ભાટોએ એ છવણદાશને મારી નાખવાનો હુમલો કરો તે વખતે ગાયકવાડ શરકારે એ છવણદાશને છુપાવીને રતોવાછ નશાડી મુકા. એ વખતે છવણદાશની ઊમર આશરે વરશ ઓગપચાશ પચાશની હતી તેમને એ વખતે એક છોકરો નામે મોરારદાશ આશરે વરશ બાવીશ તેવીશની ઊમરનો હતો. છવણદાશ નાહાશીને કાહા છુપાઇ રહયા ને ક્યારે મૃત્યુ થશે તે માલમ પડતું નથી પણ દુખને લીધે એ ઇમ્મા તણ વરશમાં મરી ગઆ. મોરારદાશ પોતાની સ્ત્રી શાથે શને ૧૭૩૯માં ભરૂચ આવા તાર પછી તરત એકાદ વરશમાં એક છોકરો નામે ભગતીદાશ કરીને થયો તારપછી ચાર છોકરીઓ થએલી. દેશવટો લઈને આવેલા તેથી ઘણી ગરીબી હાલતમાં હતા તોપણ સ્વભાવે શારા અને ગુણવાન હતા. કુલવાન જાણીને ભરૂચના મોટા વતનદાર ભાઈદાશભાઈએ પોતાની છોકરીનુ લગન ભગતીદાશની સાથે કીધું. એ છોકરી પગે ખોડવાલી હતી અને ભગતીદાશ ગરીબી હાલતમાં હતા

તેથી કામ કરવાને એક ચાકરડી આપેલી હતી આ અરશામા આ જીલ્લા મા વરસાદ નહી પડવાથી દુકાળની અસર થએલી તેથી ગરીબોને અનાજ આપવા શારૂ ભુખણભાઈએ અનાજના કોઠાર ભરાવેલા તે ઉપર ભગતી દાશને નોકર રાખેલા તે વખતે હેમની ગરીબી છતા પોતાને ઘેરથી જે એક બે મુઠી અનાજ બની આવતુ તે કોઠારમા નાખતા એવી તરેહની ધરમની નીસ્કા જોઈ તેથી લનુભાઇનો પ્યાર હેમના ઉપર ઘણો થયો અને મારફતીઆની દુકાનના મુનીમ કરા વલી એ વખતમા ભરૂચ શેહેરના મોહોડ વાણીઆની નાતના વહીવચા આવેલા તે ખબર લનુભાઈને થવાથી તે લોકોના દફતરો બાલી લખાવી તે લોકોને કાહાડી મુકેલા તેનુ મરણ પણ એજ કે જો જીવણદાશના વશ જીવતા છે એમ માલમ પડે તો અમદાવાદના ભાટો આવી તોફાન કરશે હવે લનુભાઈના મારફતે ભુખણભાઈના બેહેન જે કે ભગતીદાસ સાથે પરણેલા તે નાધલી વયમા એટલે શોલ શતર વર સની વયમા મરણ પામ્યા તેથી ભગતીદાશ ફરીથી એક ધનકોર નામની કન્યા સાથે પરણા જેને પેટે સને ૧૭૭૩ મા કકુભાઇ શને ૧૭૭૭ મા ગીરધરભાઇ સને ૧૭૮૦ મા ઇછા બેહેન શને ૧૭૮૪ મા પરભુદાશ સને ૧૭૮૯ મા વીજભુખણદાશ શને ૧૭૯૪ મા મનોરભાઈ મળી પાચ છોકરા ને એક છોકરી થઈ ખરા ખરચવાલ થયા પણ એ અરશામા મોટા છોકરા કકુભાઇ તા ગીરધરભાઇ આવી મલા તેથી ખરચની ફીકર ઓછી થતી ચાલી



## રા.બા. મોહનલાલભાઇ રણછોડદાસ ઝવેરીનુ' આત્મકથન

મારો જન્મ સ ૧૮૮૪ ના ચઇતર માસમા સુદ ૧૪ વાર શની (મદ વાસરે) થયો તે વખત શાલીવાહન શક ૧૭૫૦ તથા અંગ્રેજી સન ૧૮૨૮ ના માર્ચની તારીખ ૩૧ મી હતી મારો જન્મ માના મોસાળમા પોતાની માજીના ઘરમા થયો હતો કારણ મારી માતોશ્રીના બાપ વિચિત્ર વર્તણુકના હોવાથી પોતાનો ઘરસંસાર ચલાવી શકતા નહીં પોતાની બ્હેનના ઘરમા રહી દીવસ નિર્ગમન કરતા મારી માની મા જીવકોરના કાળી મદામા (જેને ઉમા કહીને બોલવતા તે) લક્ષ્મીશંકરભાઈ ભગવાનભાઈ મજ મુદારની ખડકીમા, ગીરો રાખેલા ઘરમા રહેતા હતા અસલ તેમના ઘણી વગેરે ઘણી સારી હાલતમા હતા તથા તેમની મોટી હવેલી ટાકા કુવાવાળી તેમના ઘરની સોડેજ હતી તે પડી ગઇ તથા તે કુટુબ ઘણી ગરીબ સ્થિતિમા આવી ગયુ હતુ ઉમાનુ પીયેર પચમહાલમા વેજલપુર ગામમા હતુ તે ઘણા વૃદ્ધ હતા, પણ અંગે તથા મને સુદૃઢ હતા, તેમણે પોતાની ભત્રીજીને પોતાને ઘેર રાખી તેના છો રાનુ પોષણ કરેલુ મારા મામાને મારી ઉમાણી આપી સરકારી નામુ તથા શુદ્ધ સારૂ લખાણ કરતા શીખ વાડીને અદાલતમા જતા આવતા કર્યા હતા તેમણે પારસી વકીલ શેરીઆરજી (સદર અદાલતના વકીલ) તથા તેમના ભાઈ બમનશા વકીલને ત્યા વાણોતર રહેતાનુ કામ કરી સારી સપત્તિ મેળવી હતી

જે ઘરમા મારો જન્મ થયો તે ઘરમા બે ઓરડા હતા, એક પર સાલ ને બીજી ગધણી તેમા અજવાળુ તથા હવા આવવા જવાની ઘણીજ નઠારી ગોઠવણ હતી એકજ બારણુ આગળ પરસાળમા ને અગાસીનુ એક જાળીઉં પાછલી ગધણીના ઓરડામા ઘરમા શરદી પુષ્કળ હતી–સુતાવક ખાવુ પણ પરસાલના એક પાસા પર એવા ઘરમા ઉછરી હુ મોટો થયો એવી સોજી જગા હતી, પણ હુ દશ વરસની ઉમરનો થયો ત્યા લગી મને તેમાજ રહેવાનુ ગમતુ મારા ઉમા તથા મારી બા (માની મા) તથા ધીરજ માસી, એક ડોસી પાડોશણ જાતની કાયથ હતી તે સવળાનો મારા પર અતિશય પ્રેમ હતો

મારા પિતાને મુબઈની નોકરી હતી એટલે મને બાપને ઘેર ન ગમતા મોસાળેજ રહેવુ પસદ પડતુ હુ પાચ વરસનો થયો ત્યા લગી મોસાળમા ઉછર્યો ને તે કાળીઆમા જ મારે નણ રોગખાણુ ત્યાના પાડોશીના

છોકરા જોડે રમવા કરવાનુ થતુ, મારો બચપણનો દોસ્ત આદીતરામ નથુરામ હતો

પાચ વરસ પુરા થયા પછી મારા મામા મને સરકારી ગુજરાતી નિશાળે બેસાડી આવ્યા મારા મહેતાજી મુકુદરામ આશારામ રીને મોતાળા બ્રાહ્મણ હતા તેમની નિશાળ મારા મોસાળના ફળીઆની નજીકમાજ હતી એટલે મને ભણુના જવાનુ વણુ સરળ હતુ

તે વખત સરકારી નિશાળ શહેરમા આવ્યાને આઠજ વરસ થયા હતા શીક્ષણુ પદ્ધતિ ગામડી નિશાળો કરતા જુદી હોવાથી લોકને વિચિત્ર લાગતુ મારા મામા તથા મારા કાકા જગન્નાથ પણુ એજ મહેતાજીના હાથ તળે શીખેના પ્રથમ વર્ણુમાળા શીખવતા એટલે **अ आ** આદિ મૂળઅક્ષર અને **क ख** આદિ છત્રીસ વ્યજનથી આરભ થતો તે શીખવાના સાધન ઘણા સારા હતા એટલે મોટા સુશોભિત અક્ષરો કાગળ પર છાપેના ને તે પાટી પર ચોડેલા વર્ગની સન્મુખ મુકી તે પરથી બોલતા તથા લખતા શીક્ષકો શીખવતા શીક્ષકો એટલે પગારદાર ભણાવનારા નહીં, પણુ ઉપના વર્ગના વડા નિશાળીઆ વારાફરતી ભણાવતા તે વખતે સ્લેટ મળતી નહોતી માટે પાટી પર સરેતાના પાણી વડે લખતા ઘણી ગમત સાથે બાવન અક્ષર આવડ્યા એટલે મહેતાજીએ અમારા વર્ગની પરીક્ષા લઇ મને ઉપના વર્ગમા મુકયો ત્યા બારાખડી શીખવાની આવી તેના પણુ ઉપર પ્રમાણેજ ભ ય અક્ષરો છાપેના કાગળો પાટી પર ચોડેલા ને ઘોડી પર ટાગેના હતા છત્રીસ વ્યજનની બારાખડી શીખી પરીક્ષા આપી ઉપલા વર્ગમા ચડ્યો એટલે જોડાક્ષર, પછી બેઅક્ષરી, બે અક્ષરના, ત્રણુ અક્ષરના એવા સાત અક્ષરના શબ્દો લગી ભણુવાનુ કામ ચાલ્યુ સાત અક્ષરના શબ્દો વાચતા લખતા શીખ્યા પછી શબ્દોના અર્થો શીખવતા, આવી રીતે વર્ણુમાળા પુરી થાય એટલે ચોપડી લેવાનો વખત નિશાળી આને આવતો—તે ચોપડીનુ નામ લીપીધારા—જે બધા વર્ણો તથા શબ્દો મોટા કાગળો પર છાપેના હતા તે બધા ઝીણે અક્ષરે ચોપડીમા છાપેના ને તેની સાથે ટૂલીક નાની નાની વાર્તાઓ હતી તે વાચતા શીખવુ પડતુ સારી વાચનશક્તિ આવવાને નાના છોકરાને બે વરસ લાગે

ઉપનો ક્રમ મનારના શિક્ષણુનો હેતાય એ શીક્ષણુમા બે લીપી ચાલતી, બાળબોધ (એટલે દેવનાગરી) તથા ગુજરાતી બપોર પછીના

અભ્યાસના ક્રમમા આંક તથા ગણિત ચાલતુ. આંક વધારે ચાલતા નહીં, કારણ તે વખતે એવો રીવાજ ચાલુ હતો કે આંક ધાનો ગુજરાતી ગામઠી નિશાળે ભણીને વિદ્યાર્થીઓ આવતા. માટે મહેતાજી આંકપર ઘણુજ થોડુ લક્ષ આપી, સંખ્યા પરિમાણ ચલાવતા—આંકનો વાસ્તે પેરથી ભણી ગયાની ચીઠી લાવે એટલે મહેતાજી સંતોષ પામે.

એ કામ મને ઘણુજ અઘરૂ પડયુ, કેમકે મે આગળ ગામઠી નિશાળે ન ભણતા સીધી કેળવણીની શરૂઆત સરકારી નિશાળે કરી હતી. સંખ્યા પરિમાણ શીખ્યો. સરવાળા—બાદબાકી તો સહેલા પડયા પણ ગુણાકાર ભાગાકારમા વધારે મુશ્કેલ લાગ્યુ.

આઠ વરસની ઉમ્મર થતા લગીમા હુ વર્ણમાળા—લીપીધારા અને બોધવચન તથા ગણીતમા ભાજણી લગી ભણ્યો. એટલે સારી રીતે વાચતા—લખતા—ત્રેરાશી લગી ગણીત શીખ્યો.

સાત વરસની ઉંમરે મારો વિવાહ (વેશવાળ) વનમાળીદાસ કલ્યાણદાસની ત્રીજી દીકરી રૂકમણી સાથે મારા દાદાએ કર્યો. મારા દાદા એના કામમા ઘણા ઉત્સુક નહોતા, પણ તેમના પંતીયાળા રા૰ પ્રાણનાથ બીજલભાઇ મજમુદાર, જે અમારા ઉપર ઘણો પ્રેમ રાખતા હતા તેમણે આગેવાન થઈને કર્યો.

સન ૧૮૩૫ ના શીયાળાની મોસમમા સદર અદાલતના સરકારી જડજ એટલે જુડીશીઅલ કમીશનર રસમીન સાહેબ ભરૂચમા આવ્યા તે વખતે સરકારી નિશાળોની પરીક્ષા લેવાનો અધિકાર સરકારે એમને સોપેલો હતો. એ સાહેબે અમારી નિશાળની પરીક્ષા લીધી તે વખતે છોકરાનુ વાચન—સમજુતી—ગણીતકામ વગેરેથી તે રાજી થયો પણ ભરૂચમા બીજી નિશાળ વસાપાડામા હતી તે જોવા ગયો, ને ત્યાના નિશાળીઆઓને ભૂગોળના સવાલ પુછ્યા કે, પૃથ્વીના કેટલા ખંડ છે. છોકરાથી જવાબ ન દેવાયો એટલે મહેતાજીને પુછ્યુ કે તમે જવાબ દો. તે સિયારથી નવ ખંડ બોલાઈ ગયા એટલે સાહેબ ઘણા નારાજ થયા. સરકીટ ફરી આવ્યા પછી સરકારમા રીપોર્ટ કર્યો કે ગુજરાતના મહેતાજીઓને ભૂગોળ આવડતી નથી, માટે તેનો અભ્યાસ થવા ગોઠવણ થવી જોઈએ. તે પરથી સરકારે હુકમ લખી બધા મહેતાજીઓને સુરત તેડી ત્યા વ્યાકરણ, ભૂગોળ, બીજ ગણિત, ભૂમિતિ, ત્રિકોણમીતિ, ક્ષેત્રફળ, ઘનફળ વગેરે વિષયો શીખવવાની

ગોઠવણ કરી. દશ માસ ત્યા ગમ્યા તેટલી મુદત ઝુ'નાઓમા નિશાળો બંધ પડી.

આ અવકાશ મને મળવાથી મારા દાદાએ મને આંક તથા ધાતો તથા લેખા શીખવા સારૂ ગામઠી નિશાળે મુક્યો એ મારા મહેતાજીનુ નામ હરીનારાયણ કામસુગીઓ હતુ અને તેની નિશાળ લલ્લુભાઈના ચકલામા પ્રાણનાથ બીજાભાઇની હવેલી પાસેજ હતી મારા દાદાએ પ્રાણનાથ બીજા ભાઇની દુકાનના ભાગીઆ હોવાથી તેમનુ બેસવાનુ એ હવેલીમાજ થતુ તેથી મને પણ ઘણુ સુગમ પડ્યુ આઠ નવ માસ લગી એ નિશાળમા રહ્યો. આંક પાકા થયા એ નિશાળમા સારી ગમત થતી મહીનામા બે ચાર વાર છુટી લેવા જવુ પડે તે વખતે ઘણો હર્ષ થાય ગાવાનુ, ગોળ ખાવાનુ ને સાંજના છુટી મળે

મને ૧૮૩૭ મા સરકારી નિશાળો પાછી ઉઘડી એટલે મને પાછો એજ નિશાળે બેસાડ્યો. મારા મહેતાજી મુકુંદરામ છ માસમા ભણીને પાસ થઈ પાછા ભરૂચ આવેલા તેમનો તાજો અભ્યાસ તથા નિશાળ સુધારવાના ઉમંગને લીધે ઘણોજ શ્રમ લેતા.

મારો અભ્યાસ બોધવચનના વર્ગ લગી થયો હતો. બે વરસમા મારો અભ્યાસ છેક પહેલા વર્ગ લગી આવી લાગ્યો એટલે ડાહ્યલી નીતિ કથાઓ, ઇસપનીતિ ને બાળમિત્ર, તે સાથે ભૂગોળ ને વ્યાકરણ ગણીત વરગમા પૂર્ણાંક અપૂર્ણાંક, વર્ગમૂળ, ઘનમૂળ, પલ્યાણી, ઇષ્ટિરાશી વગેરે પુરૂ થયુ. એ પછી બીજગણીત, ત્રિકોણ મિતિ, કર્તવ્ય ભૂમિતી, લાઘ્રતમ ક્ષેત્રફળ, ઘનફળ લગી, શિક્ષામાળા બીજા ભાગમાથી શીખ્યો. મારી સાથે શીખનારા સોબતીઓમા મૂળચંદ મકનદાસ, કાશીરદાસ હરગોવનદાસ, લાલભાઈ નથુભાઈ, રામચંદ્ર મોહનલાલ એટલા હતા. એ વખતે ગણીતના પુસ્તકો જર્વીસ સાહેબના કરેલા× શિક્ષામાળા પહેલો, તેમા પૂર્ણાંક તેમ અપૂર્ણાંક

એ ભાગ બીજો, એમા બીજ ગણીત, ભૂમિતિ, લાઘ્રતમ, સગતીકરણ, સીધી લીટી, ત્રિકોણમિતિ, ક્ષેત્રફળ, ઘનફળ, કર્ત્તવ્ય ભૂમિતિ, એમા ઇજનેરી કામના નકશા જમીન માપવી વગેરે બાબતો હતી.

સન ૧૮૩૭મા એટલે સવત ૧૮૯૩ના ચૈત્ર માસમા સુરતમા આગ લાગી ને શહેરનો ઘણો વસ્તીવાળો ભાગ નણ [illegible] ને ત્રણ ગાઉ લગી

× હર્ટનકૃત ગણીતશાસ્ત્ર [illegible] તર કરી [illegible] રચેલા હતા.

બન્યો તે વખતમાં હું સુરત મારા પિતાજી સાથે ગયો હતો. સુરતના જેટલા ભાગમાં હું ફર્યો તેના ઘરના ઘણા માળા ને હવેલીઓ રસ્તાની બાજુ ઉપર ઘણી ઉંચી આવી રહેલી તેથી ખરે બપોરે પણ રાહદારીને છત્રીની જરૂર પડતી નહી. મારા પિતાજી સાથે બગનપોરી ભાગને ફરતા એક કંસારાની દુકાનપર પીતળની નાની મોટી મૂર્તિઓ વેચાતી હતી. તેમાંથી એક મેં મારા પિતાને લેવાને હઠ—જીદ્દ થી આપી તે લીધી. લાલજીની મૂર્તિ હાથમાં માખણનો પીંડો ને નાહાની બચ્ચાની પેઠે એક તગડી નીચી ને એક તગડી ઉંચી રાખી ચાલતા હોય, માથે કેશનાગ ગુંથીને તેનો ઉભો મોરચો મુકેલો. એ મૂર્તિને નાનપણથી પછી મેં સેવા પૂજા કરવા માંડી. ભરૂચ આવ્યા પછી હુંને મારા ભાઇએ તેના હીંડોળા પારણા કરી ઝુલાવતા ને સારા વસ્ત્ર પહેરાવી અનકૂત કરતા, મારી ઉમ્મરમાં ભરૂચની બહારની પહેલી મુસાફરી સુરતનીજ હતી.

મારા મહેતાજી મુકુંદરામે પૃથ્વીનો ગોળો તથા સૂર્યમાળા બનાવ્યા હતા. એ ગોળા ઉપર જમીનને પાણીના તમામ ભાગો ચીતરેલા હતા તથા ખંડો, પર્વતો, નદીઓ, અખાત ભૂશિર વગેરે નકશા પ્રમાણે ચીતરી તે પર નામો લખ્યા હતા. વીલાયતી ભૂગોળનો ગોળો આવે છે તેજ નમુના પ્રમાણે કર્યો હતો. એક આંબાના લાકડાના કકડામાંથી મોટો ગોળ દડો ખરાદી પાસે ઉતરાવ્યો. તેનો વ્યાસ આશરે એક ફૂટનો હતો, તે ઉપર ટાગળોચોડીને જાડા પુંઠા જેવુ કરી તેને વચમાંથી કાપી કહાડી બે અર્ધ ગોળા થયા. તેમાંથી લાકડાનું ખોખું કહાડી લઈ તેને સાંધી દીધા. તે ઉપર મારા ઝીણા કાગળ ચોંટાડી રાખ્યો ને પછી ખંડ સાગર વગેરેના આકાર પાડી નામ લખ્યા ને જુદા જુદા રંગ પૂર્યા. એ કારીગીરી જોઈ પ્રોફેસર ડાક્ટર હાર્કનેસ સાહેબ જે ગુજરાતની નિશાળોના સુપ્રીન્ટેન્ડન્ટ હતા તેમણે સરકારમાંથી મુકુંદરામ મેહેતાજીને રૂા. ૨૫)નુ ઇનામ અપાવ્યું હતું. સૂર્યમાળા પણ લોઢાના ભર ને લાકડાના ગોળાથી બનાવી હતી તે વીલાયતી નમુના મુજબનીજ હતી.

આવી રીતે અભ્યાસમાં વધારો કરવાને મારા પિતાની સહાયતાની જરૂર હતી માટે મારૂં રહેઠાણ મોસાળ તથા બાપને ઘેર બે ઠેકાણે વેચાઈ ગયું.

જે સમે નિશાળમાં આ અભ્યાસ તરખાર ચાલતો તે વેળા મારા દાદા તથા પિતાની આજ્ઞાથી સોમનાથ પાસે કામનાથના દેરેગની ધર્મ-

શાળામાં વિમલાનંદ સ્વામિ રહેતા હતા, તેની પાસે દરરોજ સાંજના પાંચ વાગતે **विष्णु सहस्र नाम** અને આદિત્ય હૃદયના પાઠ શીખવા જતો એ અભ્યાસમાં મારા સોબતી મારા કાકા ગોવિંદલાલ વીજભુખણદાસ તથા માણેકલાલ કકુભાઈ હતા રોજ ચાર પાંચ શ્લોક ભણાવે (એટલે વાંચતા શીખવે) તથા આગના દિવસના આપેલા મોઢે ભણાવી જુએ કેટલાક શિક્ષકો એ સ્તોત્રોમાં આવેલા મંત્ર અને ન્યાસનો ભાગ શીખવવાને હરકત લેતા ને શુદ્રોને તો ભણાવતાજ નહી, પણ વિમલાનંદ એ રીવાજને ધીક્કારતા-અમને તો ઘણી ખુશીથી તેમણે એ ભાગો ભણાવ્યા--ભણાવ્યા એટલુંજ નહીં પણ તેના અર્થ તથા વિધિ સુદ્ધાંત સમજાવ્યા હતા વિમલાનંદની વાણી ઘણી શુદ્ધ હતી કેટલી વાર પંચકેશ રાખી બ્રહ્મચારીનું રૂપ ધારણ કરતા ને વળી તેનું વપન કરાવી સન્યસ્ત ગ્રહણ કરતા મોઇ વેળા મનમાં આવે તો દશપંદર દિવસ લગણ અન્ન ખાતા નહીં, ને વળી કોઈવાર ફાટો આવે તો બે ત્રણ દહાડા લગી રોટલા ઘડી ઘડીને શેકીને ખાયાજ કરે કોઇ એમનું વય પૂછે તો એવી ઠઠ્ઠાસ હાંકે કે "હમકુ તીસરી પૃથ્વી પ્રદક્ષિણા હુઈ ઔર જબ હમ ભડોકમે આયે તબ લલુકા જન્મ હુઆ થા"

સન ૧૮૩૭ થી સન ૧૮૪૧ સુધી મારો વખત ગુજરાતી નિશાળમાં અભ્યાસ કરવામાં તથા સ્વામીને ત્યાં પાઠ શીખવા જવામાં તથા ભૂતનાથમાં અગર રેવાજી કિનારા પર મિત્ર મંડળ મળી શ્લોક વગેરે ભણવામાં તથા વિદ્યા સંબંધી ચર્ચા કરવામાં હું ગુજારતો. એ સમય મને ઘણો આનંદ કારી હતો અમારા મેહતાજીનું ત્રિકોણમિતી અગર કર્તવ્ય ભૂમિતી અગર બીજી ગણીત શીખવવામાં હરકત પડતી ત્યારે અમારા વર્ગને મારા પિતાજી કને મોકલતા ને જે અમારા સંદેહ પડે તે તે દૂર કરતા ખાનગી-ઘર આગળ મારા પિતા સાથે વ્રજ ભાષાના ગ્રંથો જેવા કે પ્રેમ સાગર, સભા વિલાસ, દાદુપંથી સુદરદાસજીની કવિતા વગેરે વાંચતો, તેથી કવિતા વાંચવાનો શોખ મને નાહનપણથીજ હતો વળી તે ઘણી સારી રીતે વાંચીને સુસ્પષ્ટીકરણ કરતા તેથી મને ઘણોજ હર્ષ થતો મારા કાકા ગોવરધનદાસ તથા જગન્નાથ પણ એના પુસ્તકો વાંચી સમજાવવામાં મને વણી સહાય કરતા

ગુજરાતી નિશાળના અભ્યાસનો ક્રમ પુરો થયા પછી મેં અંગ્રેજી અભ્યાસ ભરૂચમાંજ કરવા માંડ્યો મી ટાઉનસેંડ કરીને કોઈ યુરોપીઅન

ભરૂચના ક્રીશ્ચીઅન દેવળની સંભાળ રાખવા સારૂ આવેલો તેણે એક સ્કુલ કહાડી હતી; તે છોકરા દીઠ દર માસે એક રૂપીઓ ફી લઈ અંગ્રેજી અભ્યાસ કરાવતો. કમનશીબે તેને ગુજરાતી કે હીંદુસ્તાની કંઈજ દેશી ભાષા આવડતી નહીં. એટલે વાંચવું લખવું ને શબ્દોની જોડણી સીવાય તે વધારે શીખવી શકતો નહીં. પ્રથમ તેણે સ્કુલ સુનારવાડામાં કહાડી હતી અને પછી લાલ બજારમાં દાદાભાઈ મુનસફના તબેલા પર કહાડી હતી. શીખવામાં આશરે વીશેક વિદ્યાર્થી હતા. તે વખતમાં મરેની અને મેયરની રીડીંગ બુકો ચાલતી તેમાંથી છવીશવર્ણ ને તેની જોડણી (બારાખડી) શીખ્યા પછી એક પદના, બે પદના, ત્રણ પદના એવા સાત પદ લગીના શબ્દો ચાલતા એટલે તે વાંચવાને જોડણી કરતાં શીખવતો અને તેની સાથે પંચકના વાકયો જે પદોને લગતા શબ્દોનાં બનાવેલાં હોય તે વાંચતા શીખવતો; તરજુમાનું તો ઘણું અંધેર જેવું હતું, પણ ઉપલા વર્ગના છોકરા નીચલા વર્ગવાળાને શબ્દો તથા વાકયોના અર્થ શીખવતા. અક્ષર સુધારવા પછવાડે ઘણો શ્રમ લેવામાં આવતો. કોપી બુકો સારે અક્ષરે લખાતી ને જે સારા અક્ષર લખે તેનાં વખાણ થતાં. જેમ આજ પુછવામાં આવે છે કે કઈ બુક શીખો છો તેમ તે દીવસમાં અંગ્રેજી ભણનારને પુછાતું કે કઈ વયડી શીખો છો. પહેલી, બીજી, કે ત્રીજી વગેરે–સાતમી વયડી શીખતો હોય તો શ્રેષ્ટ ગણાય–વયડી એટલે સીલેબલ (પદ): સાત પદનો શબ્દ તે સાતમી વયડી કહેવાય.

મારો ગુજરાતી અભ્યાસ પુરો થયો હતો તોપણ મારા મહેતાજીએ મારૂં નામ રજીસ્ટરમાં રાખ્યું હતું એટલે મારે નિશાળમા હાજરી પુરવી પડતી. સવારે અંગ્રેજી સ્કુલ, દશ વાગ્યા પછી સરકારી ગુજરાતી નિશાળ, તે ચાર વાગતા લગી, પછી સ્વામીની પાસે પાઠ શીખવા જવાનું તે સંધ્યાકાળ લગી, ત્યારબાદ મિત્રમંડળ સાથે રેવાજી પર ગમત કરવાનું, એવી રીતનો ક્રમ સુરત અભ્યાસ કરવા ગયો ત્યાં લગણ ચાલ્યો.

વાર્ષિક પરીક્ષામાં એકે વરસ ઇનામ લીધા વગર મારે ચાલતું નહીં. મારી પાસે નિશાળોમાં ચાલતી ચોપડીઓ તો હતીજ. સબબ મને રોકડા રૂપીઆ કે અંગ્રેજી ચોપડી ઇનામમાં મળતી. સન ૧૮૪૧ના વરસમાં છેલ્લું ઇનામ મને ભરૂચના કલેકટર સાહેબ તરફથી ડેવીસકૃત ઇંગ્લંડનો ઇતિહાસ અંગ્રેજી (ગુજરાતી તરજુમા સાથે) રૂ. ૫)ની કીમતનો તથા રૂ. ૫) રોકડા મળ્યા હતા.

મુંબઈ તથા જીલ્લામાં સરકારી નિશાળો સ્થાપન થઇ તેનો વહીવટ સરકાર તરફથી The Bombay Native Education Institution નામે સભા ચલવતી ઇસ્વી સન ૧૮૩૯માં એ સભાને મોકુફ કરી Board of Education એવે નામે ૭ સદ્ગૃહસ્થોની કારોબાર મંડળી નીમી, તેમાં ત્રણ નેટીવ ને ત્રણ યુરોપીઅન હતા અગ્રેજી અને દેશી કેળવણી આપવાના સરકારીખાતાનો વહીવટ સરકારે તેમને સોપ્યો અને તેમના તાબામાં એક પગારદાર યુરોપીઅન સેક્રેટરી નીમ્યો. તે મંડળીએ વિદ્યાવૃદ્ધી અગ્રેજી તથા દેશી ભાષામાં કરવા સારૂ નવા નિયમો રચ્યા ને તે પ્રસિદ્ધ કરી ખાસ ગામનાગ સ્થળોના લોકો પાસેથી જુજ મદદ લેવા ઠરાવ્યું દેશી નિશાળોમા છોકરા દીઠ એક આનો ફી તથા અંગ્રેજીમા આઠ આના ફી લેતી કરી બોર્ડના વખત પહેલા ચોપડીઓ સ્લેટો વગેરે છોકરાઓને સરકાર તરફથી મળતું તે બધ કરીને બોર્ડે છોકરાઓને તે વેચાતા લેઇને અભ્યાસ કરવાની ફરજ પાડી એ રીતે ત્રણ વરસ વહીવટ ચાલ્યા પછી તેની ગુજરાતમા તપાસ કરવાને પ્રોફેસર ઓર્લીબાર સાહેબને સને ૧૮૪૨મા સરકારે મોકલ્યા તેમણે ઘોઘેથી પોતાની તપાસણી ખરી કરીને અમદાવાદ ને ખેડા જીલ્લો તપાસી ભરૂચમા આવ્યા ને અમારી નિશાળની પરીક્ષા લીધી પહેલા વર્ગમા હુ તથા મારા ચાર સોબતીઓ હતા તેનો અભ્યાસ જોઈને ઘણા રાજી થયા નિશાળના અભ્યાસક્રમ સીવાય મારી પરીક્ષા મરાઠી તથા હિંદુસ્તાની ભાષાના પુસ્તકો વચાવી તેની સમજુતી કરવામા તથા થોડુ અગ્રેજી શીખ્યો હતો તેમા પણ કરીને ઘણા ખુશ થયા ને મને પુછ્યુ કે તારે કઈ ચોપડી ઇનામમા જોઇએ મે જવાબ દીધો કે સાહેબ મારી પાસે ગુજરાતી તથા મરાઠી નિશાળોમા ચાલતી ચોપડીઓ બધી છે માટે મને અગ્રેજી પુસ્તક શીખવામા ઉપયોગી પડે એવુ આપો તો ઘણી મહેરબાની તે પરથી સાહેબે મારે વાસ્તે એક અગ્રેજી ભૂગોળવિદ્યા નામે Goldsmith's Grammar of Geography રૂ ૨) ની કિંમતની મુબાઈથી મોકલી તથા મને "ગવર્નમેંટ સ્કોલરશિપ" સુરતની અગ્રેજી સ્કૂલમા આપી તે સ્કોલરશીપનો લાભ એટલોજ કે માસીક ફી ભરવી ન પડી તથા વર્ગમા ચાલતી ચોપડીઓ મફત ભણવા મળે.

સન ૧૮૪૨ ના વરસમા સુરતમા અગ્રેજી સ્કુલ મી દાદોબા પાંડુરંગે સરકારના હુકમથી સ્થાપન કરી હતી, તેમા અભ્યાસ કરવાને તેજ

વરસની આખરે એટલે નવેમ્બરમા મારા પિતા મને મુકી ગયા. મેં એક વરસ ભરૂચમાં અભ્યાસ અંગ્રેજીનો કર્યો હતો તેથી સુરતમા છેક છેલ્લા ક્લાસમાં મને ન બેસાડતાં તેથી ઉપલા વર્ગમા દાખલ કર્યો. તે કાળે મારી સાથે શીખવામા ઉમેદરામ આણંદરામ તથા ગ. બા. ઉમેદરામ રણછોડદાસ વિગેરે હતા. અમારા વર્ગના પાઠ મી. લાડકોબા આત્મારામ વકીલ લેતા હતા. તે પહેલા વર્ગમા હોવાથી વડા નીશાળીઆ માફક નીચલા વર્ગો ભણાવવામા મી. દાદોબાને મદદ કરતા. વંચકમા હુ નીચલા વર્ગમાં હતો પણ ગણિત કામમા પહેલા વર્ગમા હતો. કેમકે ગુજરાતીમા ગણીત શીખેલો હતો. વંચકમા મારો નંબર ત્રીજો ચોથો રહેતો પણ ગણીતમાં ઉપર નંબર રહેતો. મારો અભ્યાસ સારો હોવાથી મને ૧૮૪૩ મા મને પ્રોમોશન મળવાથી ઉપલા વર્ગમા ચઢાવ્યો ત્યા મેકલકમ Mc Callouch's ચઈ રીડીંગ બુક ચાલતી. સુરતની અંગ્રેજી સ્કૂલનુ કામ સારૂ ચાલવાથી તથા વિદ્યાર્થિઓની સંખ્યા વધવાથી બોર્ડ ઓફ એજ્યુકેશન તરફથી ઇગ્લીશ હેડમાસ્તર વિલાયતથી મગાવ્યો હતો, તે સને ૧૮૪૩ મા આવી પહોચ્યો. એ હેડમાસ્તર તે મી ગ્રીન હતો, જે નેટીવોના હકમાં ઘણી સારી ઇચ્છા રાખતો હતો. તેને હાથ નેટીવોનુ ઘણુ ભલુ પણ થયું છે. એ માસ્તર આવ્યાથી ભણાવનાર બે જણા થયા, તેથી વિદ્યાર્થિઓનો અભ્યાસ ઘણીજ સારી રીતે ચાલ્યો. સને ૧૮૪૪ ના જુન માસમાં સ્કોલરશીપની પરીક્ષા આપવા સારૂ સુરતની સ્કુલમાથી નોશરવાનજી ચાંદાભાઇ તથા કહાનદાસ મંછારામ મુબઈ એલ્ફીન્સ્ટન કોલજમા પાસ થવા સારૂ ગયા. તેમાથી નોશરવાનજી પાસ થયા ને કહાનદાસ રહી ગયા, તે તથા આનંદરાવ સાંપાજી સુરતથી નવા ઉમેદવાર ગયા, તે એજ વરસના ડીસેમ્બરમા પાસ થયા. સને ૧૮૪૫ મા મને મુબઈ મોકલવાને મી. ગ્રીને મારા પિતાજીને કહ્યુ. મારા નસીબે એજ વરસમા મારા પિતાને પણ બોર્ડે ગુજરાતી નોરમલ ક્લાસના શીક્ષકનુ કામ કરવાનો હુકમ કર્યો હતો, તેથી મને ઘણું અનુકુળ પડયું. તેમની સાથે જુન માસમા આગબોટની મુસાફરી કરી મુબઈ ગયો ને ત્યાં કોલેજની પ્રવેશક પરીક્ષામા દાખલ થયો. સારા નસીબે હું પાસ થયો ને મને દશ રૂપીઆની સ્કોલરશીપ મલી તથા આગબોટના ભાડાના પણ રૂ. ૧૦) મળ્યા.

આ અરસામાં એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનના મકાનની પાસે ફરામજી કાવસજીના તલાવ પાસે નવી પુસ્તકશાળા સ્થાપન થઇ હતી, તેમાં અમારી

કાલેજના વિદ્યાર્થિઓ સભાસદ થયા હતા ને હુ પણ સપ્ટેમ્બર સને ૧૮૪૫ થી દાખલ થયો હતો તેમા વર્તમાન પત્રો, માસીક ચોપાનીઆ તથા નવા પુસ્તક ઘણા આવતા હતા

કાલેજમા મારા પ્રોફેસરોમા ડા હારક્નેસ, પ્રોફેસર ઓરલીબાર, પ્રોફેસર હેન્ડરમન ને પ્રોફેસર બેલ માગ શીક્ષક હતા Literature, Mathemetics, History and Geograply, Chemistry તથા એ વિષયો અનુક્રમે એ પ્રોફેસરો શીખવતા હતા

સ્કાલરશીપ રૂ ૧૦ ના પગારની દોઢ વરસ સુધી ચાલી, અને તા ૧લી જાનેવારી ૧૮૪૭ થી મને વેસ્ટ સ્કોલરશીપ રૂ ૧૫) ના પગારની મળી હું સને ૧૮૪૬ મા એ સ્કોલરશીપની પરીક્ષામા પાસ થયો ત્યાર પછી એજ વરસના જુન માસમા મે નોરમલ સ્કોલરશીપની પરીક્ષા આપી ને તેમા પાસ થયો એટલે રૂ ૨૦ ના પગારની સેકડ કલાસ નોરમલ સ્કોલરશીપ મળી તે સને ૧૮૫૦ ના મેની આખર લગી ચાલી તા ૧લી જુન સને ૧૮૫૦ થી એલફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનમા આસીસ્ટટ માસ્તરની જગા રૂ ૪૦) ના પગારથી મળી

એ રીતે કોલેજમા કુલ ત્રણ વરસ ને અગીઆર માસ મે અભ્યાસ કર્યો, તે દરમ્યાન મારા ઘણા શિક્ષકો થઈ ગયા Literature ને Political Economy શીખવવામા બે જણા વારાફરતી થયા પ્રોફેસર હારકનેસ અને પ્રોફેસર ગ્રીન (મારા સુરતના હેડમાસ્તર), ગણિત વિષય ને ખગોળ વિદ્યાના શીક્ષક પ્રોફેસર ઓરલીબાર)—ત્યાર પછી પ્રોફેસર પાટન ને પ્રોફેસર મેક્ડુગાલ ને છેલે દાદાભાઈ નવરોજી, ઇતિહાસ ભૂગોળ શીખવનારામા પ્રોફેસર હેડરમન ને પ્રોફેસર રીડ, ને રસાયનશાસ્ત્ર તથા વનસ્પતિશાસ્ત્ર શીખવનાર પ્રથમ મી બેલ અને પછી ડાક્ટર ગીરો સસ્કૃત ફારસી વગેરે કલાસીકલ ભાષાના શીક્ષક કાલેજમા ન હોવાથી પહેલા વર્ગની નોરમલ સ્કોલરશીપ મેળવવામા હું કે મારા સોબતીઓ પ્રાણલાલ મથુરા દાસ, અરદેશર ફરામજી મુસ વગેરે કોઈ પણ ફતેહમદ થયા નહીં કારણ તે અભ્યાસ અમે ખાનગી શાસ્ત્રી કે મુનશી પાસે કરતા ને પરીક્ષા લેવા ડા વિલસન જેવા કામેલ પુરૂષ કાલેજમા આવતા તેની પરીક્ષામા કોઈ પણ ઉમેદવાર કાચા અભ્યાસી હોવાથી પાસ થતા નહીં એટલે મને રૂ ૩૦) ના પગારની સ્કોલરશીપ મળી નહીં બેવાર પરીક્ષા આપી પણ તે નિષ્ફળ ગઈ

એલફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટને લગતા મરાઠી તથા ગુજરાતી નોરમલ ક્લાસ સન ૧૮૪૫ ના વરસમા બોર્ડ ઓફ એજ્યુકેશને મરહુમ બાળ ગગાધર શાસ્ત્રીના ઉપરીપણા હેઠે સ્થાપન કીધા હતા. તેમા ગુજરાતી તથા મરાઠીના ઇન્સ્પેક્ટરો રા રણછોડદાસ તથા ગ ગગાધર શાસ્ત્રીને સહાય કરી રાખ્યા હતા બાળગગાધર શાસ્ત્રી જાભેકરનુ મરણ એક વરસની મુદ્દતમા થયુ તેથી તે વર્ગનુ ઉપરીપણુ રા બા દાદોબા પાડુરગ તરખડને સોપ્યુ પણ એ સદ્‌ગૃહસ્થ ગણિત કામમા ઘણા કુશળ ન હોવાથી ગણિત શાસ્ત્ર શીખવવાને બોર્ડે મને રૂ ૧૫) ના માસીક પગારે નીમ્યો હતો. તે કામ મે તા. ૭મી જુન સને ૧૮૪૭ થી તા. ૩૧ અક્ટોબર સને ૧૮૪૮ સુધી ચલાવ્યુ, ત્યાર પછી તે વર્ગના સઘળા વિદ્યાર્થિઓને મહેતાજીની જગા મળવાથી તે બધ કરવામા આવ્યા. હૂ એ વર્ગોના વિદ્યાર્થિઓને એટલે મરાઠી તથા ગુજરાતી બેઉ જાતના વિદ્યાર્થિઓને બીજ ગણિત–ભૂમિતિ સગતી કરણ–ત્રિકોણમિતિ વગેરેનો અભ્યાસ કરાવતો હતો

કોલેજમા અભ્યાસ કરતો હતો તે વેળા મને મુબાઈના નામાકીત સદ્‌ગૃહસ્થ જગન્નાથ શકરશેટે પોતાના પુત્ર વિનાયકરાવને ગણિત શીખવવા માટે રૂ ૧૫ ના માસીક પગારે શિક્ષક રાખ્યો હતો દરરોજ એક કલાક ભણાવવા જતો હતો એ કામ મે સને ૧૮૪૮ ના અક્ટોબર મારાથી સને ૧૮૪૯ ના નવેબર સુધી કર્યુ હતુ

સન ૧૮૪૮ ના નવેબર માસમા મારા પિતાજી પાછા ગુજરાત તરફ સિધાવ્યા, કારણ અગ્રેજી સ્કુલના હેડમાસ્તર મી ગ્રીન જે ગુજરાત ખાતે દેશી નિશાળોના સુપરીન્ટેન્ડન્ટ હતા તેમને એલફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટના પ્રીન્સી પાલની જગા મી હારકનેસ રજા પર વિલાયત જવાથી મળી હતી, અને ગુજરાત ખાતે નીશાળોની કોઈ દેખરેખ રાખનાર હતુ નહીં. વળી નોરમલ ક્લાસ પણ બધ થયો હતો એમ થવાથી મારે એકલાજ મુબઈમા રહી મારૂ ગુજરાન ચલાવવુ પડ્યુ આ અરસામા હૂ કાળકાદેવીના રસ્તા પર શેઠ રામદાસ હીરાચાની ચાલમા ત્રીજે માળે રહેલો હતો

હૂ કોલેજમા દાખલ થયો ત્યાર પહેલા "Students' Literary and Scientific society" નામે વિદ્યાર્થિઓની સભા સ્થાપન થએલી હતી જેના પ્રમુખ બાળગગાધર શાસ્ત્રી જાભેકર આસીસ્ટટ પ્રોફેસર હતા. એના સભાસદ નવરોજી ફરદુનજી, દાદાભાઈ નવરોજી, નારાયણ દીનાનાથજી વગેરે વિદ્વાન ગૃહસ્થો હતા તેમા કોલેજના વિદ્યાર્થિઓ તથા આસી-

સ્ટટ માસ્તરા વગેરે સામેલ થયા હતા હું પણ એ સભામા સન ૧૮૪૬ ના માર્ચથી સામેલ થયો હતો તેમા વારા પ્રમાણે દરેક જણ અંગ્રેજી નિબંધ કોઈ વિષયપર લખે તે વચાતો ને તે પર વાદવિવાદ ચાલતો એક વેળા એક મોટા પ્રશ્ન એ સભામા નીકળ્યો કે સોળમી સદીમા માણસ જાતનો સૌથી મોટો પરોપકારી પુરૂષ કોણ થયો ? તેમા બે પક્ષ બંધાયા હતા એક તરફ નવરોજી ફરદુનજી તથા બીજી તરફ દાદાભાઈ નવરોજી હતા એક કહે માર્ટીન લ્યુથર અને બીજો કહે સર ઐસાક ન્યુટન એ વાદ ઘણી સભા ઓમા ચાલ્યો બાળગંગાધર શાસ્ત્રી પ્રમુખના મરણ પછી એ સભાનુ કામ જરા મંદ પડ્યુ હતુ પણ વિલાયતથી આવેલા નવા પ્રોફેસરો મી પાટન, મી રીડ, મી મેકડુગન એમા દાખલ થવાથી સભાનુ કામ ઘણુંજ સતેજ થયુ પરગજુ પાટનના વિચાર મુજબ એવી સભાઓ દેશી ભાષામા એટલે મરાઠી તથા ગુજરાતીમા સ્થાપન કરવાનો નિશ્ચય થયો, અને તે ગુજરાતી તથા મરાઠી જ્ઞાન પ્રસારક સભા એ નામથી ઓળખાવા લાગી સને ૧૮૪૮ના અકટોબરમા ગુજરાતી જ્ઞાન પ્રસારક સભા સ્થાપન થઇ, તેના પહેલા અધ્યક્ષ મારા પિતા રણછોડદાસ ગીરધરભાઈ હતા એ બેઉ સભામા મરાઠી તથા ગુજરાતી ભાષાઓમા વિદ્યા વિશે તથા સસારી રૂઢીઓ વિષે ભાષણો થવા લાગ્યા, નિબંધો વચાવા માડ્યા ને એક વરસની મુદતમા તો જ્ઞાન પ્રસારક નામે ચોપાનીઆ દરેક સભાના કારભારીઓ કાઢવા લાગ્યા તેમને સરકાર તરફથી તથા પ્રજા તરફથી સારો આશ્રય મળવા લાગ્યો વળી એજ સભાઓની મારફતે કન્યાશાળા પારસી તથા દક્ષણી લોકોને સારૂ સ્થાપન થઈ તેમા કોલેજના વિદ્યાર્થીઓ તથા આસીસ્ટંટ માસ્તરો મનાર-સાજ છોકરીઓને અભ્યાસ કરાવતા ગુજરાતી જ્ઞાન પ્રસારક સભાનો તથા ગુજરાતી કન્યાશાળાઓનો લાભ મુખ્યત્વે પારસીઓજ લેતા હતા તેથી મારા મિત્ર ગંગાદાસ કીશોરદાસે પ્રોફેસર પાટન સાથે મસલહત કરીને ઇ સ ૧૮૫૧ ના એપ્રીલ માસમા બુદ્ધિવર્ધક હિંદુ સભા સ્થાપન કરી અને તેનુ વાસ્તુ માધવદેવી પાસે સરકારી બાયસ્કુલ હતી તેમા કરવામા આવ્યુ તેના પ્રમુખ મરહુમ રા બા પ્રાણલાલ મથુરદાસ, હુ પોતે સેક્રેટરી અને ગંગાદાસ પોતે ખજાનચી થયા એના કારોબારી મંડળમા મયારામ શંભુનાથ ને હરીવલ્લભદાસ બાળગોવિંદદાસ પ્રથમ હતા એ સભામા સ્વલોક ભાષણો સ્ત્રી કેળવણી વિશે થવા લાગ્યા, ને આખરે બુદ્ધિવર્ધક કન્યાશાળા સ્થાપન થઇ, ને થોડી મુદત પછી બુદ્ધિ વર્ધક એંગ્લો વર્નાક્યુલર સ્કુલ કાઢવામા આવી

એ કન્યાશાળામા હું તથા મારા મિત્રો ગગાદાસ, પ્રાણલાલ, હરીવલ્લભદાસ વગેરે સવાર-સાજ કેટલાક વિષયો શીખવવા જતા હું કવિતા શીખવતો હતો તથા ગરબીઓ ગાતા શીખવતો હતો ત્યારે ફડ ભેગુ થયુ ત્યારે બાલતરાય નામે એક નાગરને કાયમ પગારદાર શિક્ષક રાખ્યો હતો

સ્ત્રી કેળવણીનો વિરોધી પક્ષ ગુજરાતી હિંદુઓમા ભારે બળવાન હતો માટે લોકને સમજુતી કરવાને બુદ્ધિવર્ધક હિંદુ સભામા વારવાર એ વિષય પર નિબધો વચાતા ને ચર્ચા ચાલતી ભરૂચના રહેનાશી માણેકલાલ ગોપાળદાસ પણ એ- સભાસદ હતા તેમણે સ્ત્રી કેળવણી વિષે એક નિબધ વાચ્યો, તે પર થએ વિવેચન કરી તે સભાએ છપાવ્યો ને તે લોકમા પ્રસિદ્ધ થવા સસ્તી કીંમતે એટલે બે આને વેચ્યો એ સભાનુ પ્રથમ ચોપાનીઉ એ કર્તવ્ય એમા જે વિવેચન કરેલુ છે તે મારા મિત્ર ગગાદાસની સૂચનાથી મેં તૈયાર કરી આપ્યુ હતુ મુબઇના નામાકીત ગૃહસ્થો શેઠ હરજીવનદાસ માધવદાસ તથા શેઠ જગન્નાથ હેમરાજ તથા કરસનદાસ માધવદાસ વગેરે અમને ઘણો આશ્રય આપતા હતા કારણ તેમને સમજાવ નાર પ્રોફેસર પાટન તથા ગગાદાસ વગેરે હતા

સભામા બીજો વિષય "દેશાટણ વિષે" કરસનદાસ મૂળજીએ વાચ્યો હતો, ને તે ઉપર સારી રીતે ટીપ કરી સભાએ છપાવ્યો હતો એક વાર "ઇલેક્ટ્રીક ટેલીગ્રાફ" વિષે સભામા મે ભાષણ આપ્યુ હતુ તે પણ સભાના આશ્રયથી છપાયુ હતુ

સ્ત્રી કેળવણીનો ફેલાવો કરવા સારૂ સભાએ ઘણો શ્રમ લીધો હતો, એ બાબતનુ છપાયેલુ પુસ્તક સભાના કારોબારીઓએ સુરતમા બાળકૃષ્ણજીના મદીરના મહારાજ શ્રીજી રતનજીને વચાવા તથા તે વિષે તેમની મજુરી મેળવવા માટ પિતા મારફત મોકલ્યુ હતુ, ને તેમણે પણ તે વાતીને પોતાની સમતી આપી હતી

છોકરીઓની નિશાળને સારૂ સુબોધક કવિતા સરકારી નિશાળોમા વપરાતી બોધવચનની ચોપડીને અનુસરીને મારા ભાઈ મનમોહનદાસ રણછોડ દાસે "નીતિબોધક કવિતા" ભાગ પહેલો તથા બીજો એ નામે તૈયાર કરી આપ્યા હતા તે સભાએ છપાવ્યા હતા ને કન્યાશાળાઓમા વપરાતા કર્યા હતા એ કવિતા ઘણી સરસ અને સરળ હતી તે સીવાય બોધવચન પણ પદ્યમા રચ્યુ હતુ પણ તે છપાયુ નથી

જેવો વિદ્વાનો તરફથી સ્ત્રી કેળવણીને આશ્રય મળ્યો તેવોજ ધનવાન પુરૂષો તરફથી પણ મળવા લાગ્યો એક વખત ઇનામ વહેંચવાનો મેળાવડો શેઠ રાગદાસ હીરાશાના રહેવાના ઘરમા ગવર્નર સર બારટલ ફ્રેઅર અને તેમની સ્ત્રીના પ્રમુખપણા નીચે થયો એટલે શેઠ ઘણા રાજી થયા, અને નિશાળના ફડમાથી ઇનામ મળવાના હતા તે સિવાય દરેક છોકરીને પોતાના પદરથી રેશમી સાડી ઉત્તેજન દાખલ આપી એ સાડીની કિંમત આશરે દરેક નગના રૂપીઆ દશથી બાર થતા હશે એવી ભારે કીમતની સાડીઓ પચાસ છોકરીઓને વહેંચી હતી

એવી રીતે સ્ત્રી કેળવણીને ટેકો મળવાથી બીજી એક નિશાળ કોટમા કાઢવામા આવી હતી

આ ત્રણ સભાઓને આબાદ થતી જોઈ કટલાક પારસી વિદ્યાર્થીઓએ એક બીજી મ ડળી બહાનજી દાદી શેઠની અગીઆરીમા સ્થાપન કરી હતી રસાયણશાસ્ત્રના કેટલાક પ્રયોગો કરવા સારૂ ઉઘરાણુ કરીને ખાર, તેજાબ, ગ્યાસ કાઢવાના યત્રો વગેરે ખરીદ કર્યા હતા ને તેનુ નામ વહેવાર ઉપયોગી જ્ઞાન પ્રસારક સભા રાખ્યુ હતુ અને મને તેનો સરનશીન નિમ્યો હતો. આ શરે દોહોડ વરસ લગી તે સભા દાદી શેઠની અગીઆરીમા ભરાતી હતી ને ત્યા પ્રયોગ સાથે રસાયન શાસ્ત્ર સબધી હુ ભાષણ આપતો હતો કોઈ કોઈ વાર મારા મિત્ર અરદેશર ફરામજી મુસ પણ ભાષણ આપતા નવરોજી દોરાબજી "ચાબુક" એ નાટીક પત્રના અધીપતી પણ તેના સભાસદ હતા મારી બદલી સુરતની અગ્રેજી સ્કુલમા થઈ ત્યા લગી એ સભા ચાલી હતી તેમા પારસી સ્ત્રીઓ પણ આવતી હતી આ સભા સ્થાપન કરવામા મુખ્ય ભાગ મિત્ર ચીમનલાલ નંદલાલ હતા તે સુરતના રહેનારા માથુરી મધ્યસ્થ હતા ગુજરાતી નિશાળના મહેતાજી હોવાથી ખાનગી ભણાવવા તે એ અગીઆરીમા જતા હતા તેમના બોધથી મી અરદેશર વગેરે મુલ્લા ફીરોજના વશજોએ એ સભા સ્થાપન કરી હતી અને તેના ચોપાનીઆ દરેક અઠવાડીએ ભાષણના સાર રૂપી હકીકતના છપાતા હતા, ને તે સભાસદોમા વહેંચાતા હતા

જ્યારથી હુ મુબઈમા આ યો ત્યારથી પાછો સુરત આસીસ્ટટના હોદ્દા પર ગયો ત્યા સુધીના મા । મારતગેના જે સરટીફીકેટો મળેલા છે તે પરિશિષ્ટ ( )થી દાખલ છે

* સુરતની સ્કુલના હેડમાસ્તર મરહુમ મી હેનરી ગ્રીનનુ આપેલું સર્ટીફીકેટ

ष. પ્રોફેસર બેલનું આપેલું સરટીફીકેટ.

क. પ્રોફેસર ઓરલીબારનું આપેલું સરટીફીકેટ.

ड. પ્રોફેસર મેકફુગલનું આપેલું સરટીફીકેટ.

ई. બુદ્ધિવર્ધક સભાના કારોબારી મંડળ તરફથી મળેલું માનપત્ર.

તા. ૧ લી નવેમ્બર ૧૮૫૩ થી સુરત અંગ્રેજી સ્કુલમાં પહેલા મદદનીશ માસ્તરના ઓદ્ધાનો ચાર્જ મેં લીધો. તે વખતે તે સ્કુલના હેડમાસ્તર મી. ગ્રેહામ હતા. મારી નીમણુક થવાથી એ સાહેબ ઘણા રાજી થયા; તેઓ મારી સાથે ઘણી મમતાથી વર્તતા હતા. એ સાહેબ પાસે ત્રણ ઓદ્ધા હતાઃ અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર–ગુજરાતી દેશી નિશાળોના સુપ્રીટેંડંટ અને નિશાળોને સારૂ વિદ્યાર્થીઓ રાખી મહેતાજીઓ તૈયાર કરવાના નૉરમલ કલાસના ઉપરી. નૉરમલ કલાસને શીખવવાનું કામ મી. નંદશંકર તુળજાશંકર કરતા—ને સુપ્રીટેંડંટના કલાર્ક મી. જીવણરામ જયાનંદ હતા. સ્કુલના આસીસ્ટંટ માસ્તરો આશરે આઠ નવ હતા. છોકરાઓની સંખ્યા પણ સારી હતી. મારા આવ્યા પછી થોડા દિવસ પહેલા વર્ગનું શિક્ષણ સાહેબે જાતે કરતા ને બીજો વર્ગ મને સોંપ્યો હતો. ધીમે ધીમે સાહેબે પેહેલો વર્ગ તથા બીજો વર્ગ બંને મારા તાબામાં સોંપ્યા અને પોતે ફક્ત દેખરેખનુંજ કામ કરતા. પોતે મુંબઈ જઈ ગુજરાતી ભાષાની પરીક્ષા આપી આવ્યા, તેમાં પાસ થયા, એટલે ગ્રંથકર્ત્તા થવાનો લોભ થયો, અને લાર્ડનૅ કૃત યુકલીડનું ભાષાંતર કરવાનું કામ આરંભ્યું ને તેમાં મારો તથા મી. નંદશંકરનો આશ્રય લઈ ત્રણ પુસ્તકો તૈયાર કર્યા. તે બોર્ડ ઓફ એજ્યુકેશને છપાવ્યાં. તે બાબત સાહેબને બોર્ડ તરફથી રૂ. એક હજાર ઈનામમાં મળ્યા તે પોતે ઉદાર દિલથી મી. નંદશંકરને તેમના શ્રમ બદલ આપ્યા. એ સિવાય મીકેનીકલ પ્રોબ્લેમ્સનો તરજુમો મારી પાસે સાહેબે કરાવ્યો હતો પણ તે છપાયો નથી.

એક વરસ લગી ઘણી સારી રીતે હેડમાસ્તર સાથે સારૂં કામ ચાલ્યા બાદ એક પ્રસંગ એવો આવ્યો કે તેથી મારે સાહેબની ગેર મેહેરબાની વેઠવાનો વખત આવ્યો. નવેંબર, ડીસેંબર અને જાનેવારી એ ત્રણે માસ સાહેબને ગુજરાત પ્રાંતની નિશાળોની પરીક્ષા કરવા સુરતથી બાહાર જવું પડયું; એટલે સ્કુલનો ચાર્જ મને સોંપીને પછી પોતે મુસાફરીએ નીકળતા. સન ૧૮૫૪ ના નવેંબરમા એવો બનાવ બન્યો કે સાહેબ પરગણામાં ગયલા અને નિશાળોનો અખત્યાર મારી પાસે હતો, તેવામાં કુવાની જાત્રા તથા

ધુળીઆ મહાદેવનો છેલ્લો સોમવાર હોવાથી વિદ્યાર્થીઓની અરજ પરથી, આસીસ્ટંટ માસ્તરોની સલાહ લઇ, રજા આપવામા આવી ને સ્કુલ બંધ કરી જે દિવસે રજા પડેલી તે દિવસે મી ગ્રેહામ ડીસ્ટ્રીક્ટમાથી સુરતમાં આવેલા તેમણે એક આસીસ્ટંટ માસ્તર મી પીરોજશાને સ્કુલમા ફરતો દીઠો એટલે તેને પુછ્યુ કે આજ રજા છે ને તુ કેમ આવ્યો ? તેણે કહ્યું આજ કઇ તહેવાર નથી ને રજા આપી છે, એવું હુ જાણતો પણ નથી, એટલે સાહેબનો મીજાસ ગયો ને તેમણે ત્રીજે દિવસે એટલે રજાને બીજે દહાડે સઘળા આસીસ્ટંટોનો પાચ પાચ રૂપીઆ દંડ કર્યો. ને મારો તથા મી નંદશંકરનો પંદર પંદર રૂપીઆ દંડ કર્યો ને તે સઘળા રૂપીઆ એકઠા કરીને સાજે કારકુનને મારી પાસે મોકલ્યો કે આ પૈસાની ચોપડી ખરીદ કરી "ગ્રીન લાઇબ્રેરીમા" મા મુકવી છે, માટે આ કેટલગમાથી તમે તથા બીજા આસીસ્ટંટ માસ્તરો એકત્ર થઇ બુકો પસંદ કરો. આ હુકમ સાભળી મને ક્રોધ આવ્યો તેથી મે જવાબ કહેવડાવ્યો કે એ દંડના રૂપીઆમાથી લાઇબ્રેરીને સારૂ ચોપડીઓ લેવાય નહિ. એ બાબત બોર્ડ ઓફ એજ્યુકેશનની મજુરી મેળવ્યા પછી ઠરાવ થશે. બીજે દિવસે મેં અરજી તૈયાર કરી સાહેબને આપી ને અરજ કરી કે અમારો દંડ ગેર-વાજબી થયલો છે માટે તે અમને પાછો મળવો જોઈએ. મારી અરજી વાચી સાહેબ ગભરાયા–તાવની ધુજારી ચઢી ને રાતના ખુબ હેરાન થયા, ને સવારે પાણીફેર માટે ખભાત જવાનો ઠરાવ કરી એકદમ વહાણ ભાડે કરી ખભાત ગયા. એક માસ પછી સુરત પાછા આવી ચાર્જ લીધો ને સૌના દંડના રૂપીઆ પાછા આપ્યા. એ દિવસથી સાહેબની મેહેરબાની કમી થઇ. એમની આખે ઝાખ વળી તેથી ભોયરામા નિવાસ કર્યો, વખત બે વખત સ્કુલમા આંટો મારી જતા.

ઇ. સ. ૧૮૫૪ મા કોર્ટ ઓફ ડીરેક્ટર્સનો ડીસ્પાચ કેળવણી સંબંધી આવ્યાથી ફેરફાર થવાનો પ્રસંગ આવ્યો. બોર્ડ ઓફ એડ્યુકેશન સરકારે બંધ કરી અને મુબાઈ ઇલાકાને સારૂ ડીરેક્ટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રક્શન તથા પ્રાંતોને સારૂ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર તથા જીલ્લાને સારૂ તેના હાથ નીચે વીઝીટર ઓફ સ્કુલ્સ નીમવામા આવ્યા. ગુજરાત પ્રાંતની નિશાળોના ઉપરી એટલે સુપ્રીન્ટેન્ડન્ટ મી. ગ્રેહામ હતા તેની જગા પર જે ઇન્સ્પેક્ટર ઠર્યો, તેમણે મી. ગ્રેહામ પાસે ચાર્જ લીધો ને એ સાહેબને ગુજરાતના દક્ષિણ વિભાગના એટલે સુરત તથા ભરૂચ જીલ્લાની નિશાળોના વીઝીટરની

જગા આપી. હેડમાસ્તરની સાથે એ પણ કામ કરવું પડયુ એટલે અસલ મુજબ પગાર કાયમ રહ્યા. ઉત્તર વિભાગને માટે રા. સા. પ્રાણલાલ મથુરાદાસ વીઝીટર નીમાયા.

ઈ. સ. ૧૮૫૫ ના એપ્રીલ માસમા સ્ટેશનરીનુ ઈંડેન્ટ કરવાનો મી. ગ્રેહામને વખત આવ્યાથી તેમણે જે ઈંડેટ મોકલ્યુ તે ઈન્સ્પેક્ટરે સુધારવા સારૂ પાછુ મોકલવાથી સાહેબનો મીજાજ ઘણોજ બગડયો, ને એકદમ રાજીનામુ મોકલવાથી એ જગા પર મારી નીમણુક થઈ, અને તા ૧૩ ડીસેમ્બર સને ૧૮૫૫ ને રોજ મે ચાર્જ લીધો. મારી નીમણુક વરસને માટે પ્રોબેશનરી એટલે અજમાયશી હતી.

આ ખાલી પડેલી વીઝીટરની જગા માટે ઉમેદવાર ભરૂચની અંગરેજી સ્કુલના હેડમાસ્તર મી. કાવસજી એદલજી મમાણી હતા પરતુ મી. હારકનેસે મી. હોપને ભલામણ કરવાથી તથા મી. હોપ સુરત મી. ગ્રેહામ પાસે ચાર્જ લેવા આવેલા ત્યારે આશરે કલાકેક હમારે મળાપણુ થયુ હતુ તે પરથી એ સાહેબે મારે માટેજ સરકારમા ભલામણ કરી હતી

મને ૧૮૫૫ ના ડીસેમ્બરના પાછલા પખવાડીઆમા મે મુસાફરીનો આરંભ ભરૂચ જીલ્લાથીજ કર્યો પ્રથમ જંબુસર તાલુકામા ગયો ત્યાના મામલતદાર ઓઝવરામ જીવણરામે મને મારો આશ્રય આપ્યો મુસાફરીમા મારી જોડે ઓફીસના બે સીપાઈ તથા ગુલાબદાસ ગોપાળદાસ સુરતના બેગમપુરાના રહેવાસી તથા સુરત અંગ્રેજી સ્કુલના બીજા કલાસના વિદ્યાર્થિ અને એક ચાકર હતા. મારા કારકુન જીવણરામ જયાનંદ એક માસની રજા અગાઉથી લીધી હતી તેથી તે સાથે આવી શક્યા નહીં. મને જગા મળવાથી મી. ગ્રેહામ ઘણા ખુશી થયા હતા અને એમનો તર્જુમો વેચાતો માગ્યો છતા પણ મફત આપી દીધો અને બોલ્યા કે ભરૂચની સ્કુલના હેડમાસ્તર કાવસજીને જગા ન મળતા તમને મળી તેથી હું ઘણો રાજી થયો છું મારી સ્કુલ તપાસવા તમને આવવા દઈશ પણ કાવસજી નીમાયા હોત તો તેને મારી સ્કુલના કંપૌંડમા પણ પેસવા ન દેત. પાછો બધો ક્રોધ એમનો મારા પર હતો તે શાંત થયલો જણાયો

જંબુસર પરગણામા બે ત્રણ ગામોમા નવી નિશાળો સ્થાપન કરવાની ગોઠવણ કરી હતી આશરે એકાદ માસ ફર્યા પછી આમોદ વાગરા તાલુકા ફરી ભરૂચ તાલુકામા આવ્યો. ઉત્તર તાલુકામા ફક્ત બેજ નિશાળો સરકારી હતી. જંબુસર તથા આમોદ, તેની પરીક્ષા લીધી. વાગરા તાલુકામા નિશા-

બોજ ન હતી. વળી કસબા સીવાય બીજા ગામોમા પણ ગામઠી નિશાળો ન હતી, એટલે પરીક્ષા લેવાનુ કામ ઝાઝું નહતુ. માત્રલોકોને ઉપદેશ કરી નવી નિશાળો સ્થાપન કરવાનુ ઘણુ મુશ્કેલ કામ કરવાનુ હતુ. ભરૂચ જીલ્લાના ગામડાના રહેવાસીઓ ઘણાજ અજ્ઞાન અને સરકારી માણસથી બીહીના હતા. ચોરામા ને મારા ઉતારાપર એકઠા કરવા માગીએ તો તે પણ ન થાય. તલાટી વર્ગના લોકોને ગામડીઆઓ ઘણુજ માન આપે છે ને તેના કહ્યા મુજબ ચાલે છે, તેઓ પોતાની ખાઉકી ઓછી થાય એવા સબબથી ગામડીઆઓને ઉંધીજ સલાહ આપતા કે નિશાળોની જરૂરનથી. લોકોનો ભાવ અમારાપર ઓછો, અને સરકારી રેવન્યુ ખાતાના અધિકારીઓ જોઈએ તેટલી સહાયતા આપે નહીં તેથી મુસાફરી આકરી પડતી. તેની સાથે સરકારના સરક્યુલર કે મહેતાજીનો અડધો પગાર કંટીજંટ–ઘરભાડું લોકોએ આપવા, તેની કબુલાત લોકો પાસે લખાવી લેવી તથા પાચ વર્ષ લગી તે પ્રમાણે વર્તવું; એટલી કબુલત બસ ન ધારીને બીજી હકીકત એવી ઘાલેલી કે લોકો એ પ્રમાણે ચાલશે એવી બાહેધરીની ગામના મુખીઓ એટલે પાચ અગર સાત સદ્ગૃહસ્થોએ બીજી કબુલત લેવી. એવી રીતે કામ કરી લોકોના મન સંપાદન કરવા તે ઘણુંજ અઘરૂં પડતું. ઉપરી તરફથી નિરંતર ઉઘરાણી જારી કે કેટલી નિશાળો સ્થાપન કરી. એવા કષ્ટમાં મન નિરંતર ચિંતાગ્રસ્ત રહેતું. ઇ. સ. ૧૮૫૬ ના મેમા ઓરીઓમલ વરમ બદલાયું ત્યાર પહેલાં ઘણીજ થોડી નવી નિશાળો સ્થાપન થઈ શકી હતી. જેવી એજ્યુકેશન ઇન્સ્પેક્ટરની ઉઘરાણી એ આમનમા મારા પર હતી તેવીજ મામલતદારોપર તથા કલેક્ટરો પર પણ જારી હોવાથી તથા પોતાના જાતી શ્રમથી આશરે વીશેક નિશાળો મારા વિભાગમા નીકળી હતી. મારો મેળાપ મી. હોપ (હાલ સર ટી. સી. હોપ) સાથે ચીખલી મુકામે થવાથી મેં તેમને મારા કષ્ટની વાત જાહેર કરવાથી તેમણે દીલાસો દીધો કે ફિકર ન કરવી, આપણે થોડી મુદતમા ઘણી નિશાળો સ્થાપન કરી શકીશું. વળી મારા કારકુન જીવણરામ જયાનંદનું કામ અને અંગ્રેજી ભાષાનુ સારૂ જ્ઞાન જોઈ રાજી થવાથી તેમને પણ તેમણે આશા આપી હતી, કે હું તમને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગા આપીશ.

ફેબરવારી સન ૧૮૫૬ ની આખર સુધી ભરૂચ જીલ્લામાં ફર્યા પછી સુરત જીલ્લા તરફ ઉતર્યો ને વરસાદ થતા લગી સુરત જીલ્લાની નિશાળો તપાસી, તથા કેટલાક ગામો જલાલપોર, તલગપોર, બગવાડા વગેરે ગામોમાં

નવી નિશાળોનો બંદોબસ્ત કર્યો ને ચોમાસામાં હેડ ક્વાર્ટર, સુરત આવી રહ્યો. પાછી મુસાફરી અક્ટોમ્બરમાં શરૂ કરી, તે સાલ પુરી થતાં લગી ફેરણીનું કામ જારી રહ્યું હતું.

દફતરના નવા નમુના મી. હોપે મહેતાજીઓને સારૂ નવા રચેલા તે દાખલ કરવામાં આવ્યા. તેમાં રોજમેળ, ખાતાવહી (જીલ્લાના તાલુકા તથા ગામના નમુના મુજબના) હતા, તે મેહેતાજીઓને સમજ ન પડવાથી દરેકને શીખવવા તથા તૈયાર કરવા મારા કારકુનને ઘણોજ શ્રમ વેઠવો પડતો.

સન ૧૮૫૭ ની શરૂઆતમાં નિશાળોની સંખ્યા વધવાથી ડેપ્યુટી ઈન્સ્પેક્ટરોની સંખ્યા વધારવાની સરકારને જરૂર જણાયાથી ગુજરાત ખાતે ત્રણ નવા ડેપ્યુટી નીમ્યા. તેમનો પગાર રૂા. ૭૫ નો ઠરાવ્યો. ભરૂચ જીલ્લો મારા તાબામાંથી છૂટો પાડી, મી. દોલતરામ ઉત્તમરામને સોંપ્યો. ખેડા જીલ્લો રા. સા. પ્રાણલાલના હાથ તળેથી કાઢી, મયારામ શંભૂનાથને સોંપ્યો, અને ઘોઘા તથા ધંધુકા બે તાલુકાનો એક ડેપ્યુટી ઠરાવ્યો, તે જગા મારા કારકુન મી. જીવણરામ જયાનંદને સોંપી. તેથી મારા હાથ નીચે પ્રાણજીવનદાસ રામદાસ સુરત અંગ્રેજી સ્કુલના વિદ્યાર્થિને નીમ્યો. એ માણસ મને ઘણોજ ઉપયોગી થઈ પડયો હતો. એણે કોઈ પણ ઓફીસમાં કામ કરેલું ન છતાં પણ સરકારી રીવાજથી તથા દફતરી કામથી માહિતગાર થયો. એ ઘણો પ્રમાણિક હતો.

ઇ. સ. ૧૮૫૭ ના ઉનાળાની મોસમથી ત્રણ નવા ડેપ્યુટીઓ નીમાયા, એટલે મારે કરવાનો પ્રદેશ ઓછો થયો હતો. પરંતુ સર જમશેદજી બાટલીવાળાની નિશાળો મારા તાબામાં હોવાથી ચીંચણ તારાપોર લગી મારે જવું પડતું હતું. તેમજ વાંસદાના રાજાએ નિશાળ સ્થાપન કરી હતી, તેથી પૂર્વમાં વાંસદા લગી ફરવું પડતું. વળી સુરત જીલ્લામાં નિશાળોની સંખ્યા બીજા જીલ્લાઓ કરતાં વધારે હતી એટલે મારા કામમાં મને આરામ થોડોજ મળી શકતો.

મારા ઉપરીનો મારા પર ઘણોજ વિશ્વાસ હોવાથી મારી ભલામણવાળાં માણસોને તેઓ જગા તરત આપતા. મારી ઓફીસમાં ઉમેદવારી કરનાર ગુલાબદાસ ગોપાળદાસને ખેડા જીલ્લાના અલીણા ગામમાં મેહેતાજીની જગા રૂ. વીશના પગારની આપી હતી, તેમજ મારા કારકુનની જગા ખાલી પડવાથી મેં પ્રાણજીવનદાસ રામદાસની ભલામણ કરેલી, તેને પણ જગા આપી હતી. હું ઘણો સંતોષ માનું છું કે, મારી ભલામણવાળા

માણસો ઉત્તમ હોદ્દે ચઢ્યા છે ને તેમના પ્રમાણિકપણા વિષે મારે જરા પણ દલગીર થવાનો પ્રસંગ આવ્યો નથી

ઇ સ ૧૮૫૭ના વરસમા ઇન્સ્પેક્ટર સાહેબ છ માસની રજા લઈ વીલાયત ગયેલા તે ઓક્ટોબરમા પાછા આવવાથી સુરત પધાર્યા ને મને તથા મી જીવણરામ જયાનંદ ઘોઘા વિભાગના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને હુકમ કર્યો કે તમે મારી સાથે ઘોડે સરકારી કામગીરી પર ચાલો તા ૨૪મી ઑક્ટોબરે આગબોટમા મુસાફરી કરતા સાહેબની સાથે ઘોઘે ગયા, ત્યથી સાહેબ પોતાનો મુકામ કુડે લઈ ગયા ત્યા અમને બે જણાને રાખ્યા તથા ગુજરાતી ભાષાનુ વ્યાકરણ તૈયાર કરવા સબધી અમારા અભિપ્રાય લીધા આશરે પદર દીવસ કુડામા રહ્યા પછી અમને બંનેને એવો હુકમ કર્યો કે, જીવણરામે પોતાની ડીસ્ટ્રીક્ટમા ફરવા જવુ ને મારે ભાવનગર, સાહેબની ઓફીસમા વાર્ષિક પત્રક તથા રીપોર્ટ કરવામા મદદ કરવા જવુ આશરે દોઢેક અઠવાડીયુ ભાવનગરમા રહ્યા પછી મને મારી ડીસ્ટ્રીક્ટમા જવાનો હુકમ થયો એટલે હું ઘોઘા કાંઠી વચ્ચે ફરતી ટપાલની બોટમા બેસી ઓરપાડ ગયો ને ત્યાથી સુરત આવ્યો

ઇ સ ૧૮૫૭ના ડીસેમ્બરથી તા ૨૯ એપ્રેલ સને ૧૮૫૮ સુધી પરગણા ફરી ધારા મુજબનું કામ કરી અમદાવાદ જવાનો હુકમ થવાથી પગ રસ્તે મુસાફરી કરતા મેની તા ૧૨ મીને રોજ ગુજરાતની રાજધાનીમા ઓફીસ સાથે ગયો ને હાજાપટેલની પોળમા સોની વાણીઆ અચરતનાન મૂળજીને ત્યા નિવાસ કર્યો રસ્તાની મુસાફરી તાપના દહાડામા દુઃખ સાથે કરવાથી ઘણીજ ભનાખી નડી હતી

અમદાવાદમા ડાહ્યાભાઈ રોહની વાડી જેમા ટ્રેનીંગ કૉલેજ સ્થાપન થએલી હતી, અને જેના ઉપરી મી લાલભાઈ રૂપરામ હતા, તે જગાની જોડેજ હીરાલાલ ફોજદારની વાડીમા મી હોપ સાહેબે પોતાની ઓફીસ સાથે મુકામ કરી રહ્યા હતા એ વેળાએ ગુજરાત તથા કાઠીઆવાડના તમામ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોને સરકારની પરવાનગી લઈ ભેગા કર્યા હતા સુરત જીલ્લાનો હુ, ભરુચ જીલ્લાના દોલતરામ ઉત્તમરામ, ખેડા વિભાગના રાવ સાહેબ મયારામ શભુનાથ, અમદાવાદના રાવસાહેબ પ્રાણલાલ મથુરાદાસ તથા ઘોઘા વિભાગના મહીપતરામ રૂપરામ અને કાઠીઆવાડના રાવ સાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ એવા છ જણા હતા તેમના કામના વિભાગ પાડવામા આવ્યા હતા મારા જીલ્લાનો ચાર્જ દોલતરામને તથા

મહીપતરામના ઉપલાનો ચાર્જ રવસાહેબ પ્રાણલાલને સોપવામા આવ્યો હતો. અમને બે જણને ડેપ્યુટીના કામથી છુટા પાડી બુક કમીટીમા મેમ્બર ઠરાવ્યા તથા રાવસાહેબ ભોગીલાલને અમારી બુક કમીટીના પ્રેસીડેટ ઠરાવ્યા નિશાળોમા ચાલતી ચોપડીઓ કેટલાક દૂષણોને લીધે બધ કરી, તેને બદલે નવી વાચનપાઠમાળા તૈયાર કરવાનુ કામ હોપ સાહેબે આરભ્યુ, બુક કમીટીની ઓફીસ ટ્રેનીંગ કોલેજના એક ઓરડામા રાખવામા આવી હતી

આ કામમા હોપ સાહેબનો જાતી શ્રમ અથાગ હતો. ગુજરાતી વાચન-માળા પાઠ તૈયાર કરવાને માટે ઇગ્લાંડમા તથા હિંદુસ્તાનમા ચાલતી અંગ્રેજી સ્કુલ વાચનમાળાઓના પુસ્તકો ભેગા કર્યા હતા, તેમાથી તે નિશાન કરે, તે મુજબ સારી સાદી ભાષામા ગુજરાતી પાઠો તૈયાર કરવા અમને બે જણને ફરમાવતા, તે પાઠ તૈયાર કરી અમે બુક કમીટીમા અમારા પ્રેસીડેટ રાવસાહેબ ભોગીલાલ આગળ વાચી જતા ને તેમની સુચના મુજબ ભાષામા કે બાબતમા જે સુધારો કરવો ઘટારત હોય તે કરતા કમીટીમા મજુર થયા પછી તે પાઠ હોપ સાહેબ જાતે વાચી જોતા ને તેમા કાઈ ફેરફાર કરવા જેવુ હોય તો તે પાઠ બનાવનારને બતાવી વધારો ઘટાડો કરવો પડે તે કરીને તેની સાફ નકલ ઉતારવા બુક કમી-ટીના કારકુનને આપતા દરરોજ એ પ્રમાણે અમારે સવારના દશથી તે પાછલા પોહોરના પાચ લગી કામ કરવુ પડતુ ફક્ત પેહેલી ચોપડી તૈયાર કરવાને મહીપતરામ અને હોપ સાહેબ, એમને અઢી માસ ફરતા ઓછી મુદત લાગી નહોતી, એવી મતલબથી એ ચોપડી રચી છે કે, બાવન અક્ષરો અથી ज्ञ સુધી આવે ને તેની સાથે બારાખડી ને જોડાક્ષરની સમજ પણ આવી જાય કે નાના બાળકોને વર્ણમાળા શીખવાને જે તીવ્ર શ્રમ લેવો પડે છે તે ન લેવો પડે એ વાત ધ્યાનમા રાખીને વાક્યો તથા શબ્દો સોઠવ્યા છે વર્ણો, બારાખડી ને જોડાક્ષરો શીખતા નાના છોકરાને ત્રણ ચાર માસ લાગે છે, તે કષ્ટ દૂર કરી, અર્થ સહિત વાચન શીખે તો તેથી બાળકને આનદ થાય, ને વળી આખની સાથે અક્કલ પણ કેળવાય, એવી મતલબ એ પેહેલી ચોપડીમા રાખેલી હતી, પણ મૂળ ધારણા રાખ-નાર પુરૂષની ઇચ્છા ફળીભૂત થઈ નહીં. જૂના રીવાજ પ્રમાણે અ, આ, કક્કા, બારાખડી ને જોડાક્ષર શીખવવાનું જારી રહ્યું તેના કારણ સાદા શિક્ષકોની ખામી તથા લોકોની હઠીલાઈ હતી, તેમ પરીક્ષાના ધોરણો

બંધાયા તેમા મૂળાક્ષર દાખલ થવાથી તથા ગુજરાતી લીપીનુ ધોરણ બીજી લીપીઓ કરતાં સહેલુ હોવાથી જૂની રીતજ કાયમ રહેલી જણાય છે.

વાચનમાળાના પાઠોની વેહેચણ એવી રાખી હતી કે વિદ્યા સંબંધી તથા સાધારણ ( સામાન્ય ) જ્ઞાન સબંધી પાઠો તૈયાર કરવાનુ મને સોપવામા આવ્યુ હતુ; નીતિ સંબંધી ને ભૂગોળ સબંધી પાઠો રચવાનુ કામ રાવસાહેબ મહીપતરામને તથા વનસ્પતી ને પ્રાણી સંબંધી પાઠો લખવાનું રાવસાહેબ મયારામને, ઇતિહાસ સબંધીના પાઠો રાવસાહેબ પ્રાણલાલ લખતા–ઇતિહાસના પાઠો અંગ્રેજી જે. બી. પીલ સાહેબ તૈયાર કરતા–એ સાહેબને હોપ સાહેબે પોતાના ઓદ્દાનુ (ઇનસ્પેકટરના ઓદ્દાનું ) કામ કરવાને મદદ આપવા સારૂ સરકાર પાસે માગી લીધા હતા. તેમનો મુકામ પણ અમદાવાદમાજ રહેતો. કવિતાના પાઠ રચવા સારૂ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇને બુક કમીટીમા દાખલ કર્યા હતા–ક્યા વિષયપર કવિતા કરાવવી તે કામ રાવસાહેબ મહીપતરામની મુનસફી પર છોડવામાં આવ્યુ હતું. તથા બીજાં ગુજરાતી કવિતાના પુસ્તકોમાથી યોગ્ય પાઠ તૈયાર કરવાનું કામ પણ રાવસાહેબ મહીપતરામજ કરતા. પ્રત્યેક પાઠ ચાર વખત વાચવામા આવતોઃ પ્રથમ બુક કમીટીમા પ્રેસીડેંટની રૂબરૂ વંચાય, પછી હોપ સાહેબ વાચે, તેમાંની કાઢેલી ખામીઓ સુધારી બીજી વખત બુક કમીટીમાં વંચાય ને હોપસાહેબની મંજુરીઆત થાય ત્યારે તેની સાફ નકલ થાય. એવી રીતે એ કામ અમે જુનથી અકટોબર આખર લગી એક સરખું જારી રાખ્યુ, ને વાચનમાળાનો પોણો ભાગ તૈયાર કર્યો. પછી રાવસાહેબ ભોગીલાલભાઇને પોતાના વિભાગમા જવાનો હુકમ થયો. તેમજ રા. સા. પ્રાણલાલ તથા રાવસાહેબ મયારામ પણ ડીસ્ટ્રીકટમા ગયા. મારે તથા રાવસાહેબ મહીપતરામને છેક ફેબરવારી સને ૧૮૫૯ સુધી રહેવું પડ્યું હતું–કારણ એ લખાયલા તમામ પાઠોને અનુક્રમવાર સાત ચોપડીઓને લાયક ગોઠવવા તથા લાબા ટૂંકા કદમા હોય તે સરખા કરવા તથા છાપવાને લાયક તેની નકલો કરાવવી, એ કામ અમારે બે જણને માથે રાખવામા આવ્યું હતું.

વાંચનમાળા તૈયાર કરવા સિવાય બીજું અગત્યનું કામ હોપ સાહેબે બજાવ્યું, તે નિશાળ પદ્ધતિ વિશે ભાષણો આપવાનું હતું. પાંચ ડેપ્યુટીઓ તથા રાવસાહેબ ભોગીલાલ સુદ્ધાંને અઠવાડીઆમા એકવાર ભાષણ પોતાને બંગલે બોલાવી આપતા. તેની નોટ સૌ લેતા. તે પરથી પાકી નોટ લખી

માહેબને વાચવા આપતા. એ સિવાય અસ્વારીઆમા, ત્રણ વાર, સામાન્ય જ્ઞાન વિશેક પાઠ આપવાને અનુક્રમવાર દરેક ડેપ્યુટીને ફરજ પાડતા. ટ્રેનીંગ કોલેજમા જે મોડલ સ્કુલ હતી તેના વિદ્યાર્થિઓના વર્ગ એ કારણસર બોલાવતા. જે ડેપ્યુટીએ જે ધોરણને લાયકનો કથિત પાઠ તૈયાર કર્યો હોય તેવા વર્ગના વિદ્યાર્થિઓને બોલાવી બધા ડેપ્યુટીઓની સમક્ષ પાઠ આપતા. પંદર મીનીટનો પાઠ પુરો થયો કે તે વર્ગને રજા આપી બીજા ડેપ્યુટીઓ તે કથિત પાઠના ગુણદોષ દર્શાવતા તથા તે પર તકરાર ચાલતી તેનો નિર્ણય હોપ સાહેબ કરતા.

સને ૧૮૫૭ના મે માસમા ૭ મહીનાની રજા લઇ હોપ સાહેબ વિલાયત ગયલા ત્યાથી નવી નિશાળ પદ્ધતિ તથા શિક્ષણ વિશેના નવા ગ્રથો લઇ આવેલા હતા. તે ધોરણ પરથી તેમણે પોતાના ભાષણો તૈયાર કરેલા હતા.

એ ભાષણોથી ડેપ્યુટીઓને કેટલો ફાયદો થયો તે તપાસવાને સવાલો આપી સૌની લેખીત પરીક્ષા નવેમ્બરમા લેવામા આવી હતી રા સા. ભોગીલાલભાઇ એ પરીક્ષામા બેઠા નહોતા, પણ ભાષણો સાભળવામા તે હાજર રહેતા.

હોપસાહેબ ઉપલુ બધુ કામ જાતે કરતા, તે ઉપરની હકીકત પરથી જાણવામા આવશે. પણ તે કેટલી ત્વરાથી કરતા તેનો એક દાખલો બસ છે. તૈયાર કરેલી વાચનમાળામાથી કેટલીક ચોપડીઓ લઇ કેળવણીખાતાના ગુજરાતી ટ્રાન્સ્લેટર રેવરડ ગ્લાસગો જે સુરતમા રહેતા હતા તેમની મજુરી લેવા સારુ અમદાવાદથી પાછલે પહોરે પોતે નીકળ્યા ને ભરૂચ બીજે દિવસે સવારે નવ વાગતે આવી પહોચ્યા. ત્યાની અગ્રેજી સ્કુલ તપાસી તરત નીકળ્યા ને સુરત ટ્રેનમા ગયા, એટલી લાબી મુસાફરી ચોવીશ કલાકમા કરી, એ ઉત્સાહ ઘણો અપૂર્વ કહેવાય.

વાચન પાઠમાળા ગોઠવવાનું કામ પુરું કરી હું તથા મહીપતરામ છુટા પડયા ને પોત પોતાના ડીસ્ટ્રીકટમા ગયા— ( ફેબ્રુઆરી સન ૧૮૫૯ )

સન ૧૮૫૮ ના ફેબરવારી માસમા મને મારી જગા પર બાહાલ કરવા તથા રાવસાહેબનો ખેતાબ આપવા સરકારમા હોપ સાહેબે વખાણ કર્યું હતું તે મજુરી માર્ચ માસમા આવતા મને બહાલ કર્યો ને મારા નામની પૂર્વે રાવસાહેબ ઉપનામ જોડાયુ. ત્યાર પેહેલા મને એક્ટવાયરના નામથી લખવાનો સરકારી રીવાજ હતો

સન ૧૮૫૯ ના ફેબરવારીમા દોલતરામ પાસેથી મેં મારો ચાર્જ લીધો. ફેબરવારીમા પાછો આવ્યો ત્યારે ડાકોર થઇને આવ્યો હતો કારણ એ ગુજરાતનું પ્રસિદ્ધ ધર્મ સ્થળ મારા જોવામા આવ્યુ નહોતું. મારો મિત્ર પરાગજી વલ્લભભાઇ ઉમરેઠની નિશાળના માસ્તર હતા તેમણે મારૂં આતિથ્ય સારૂં કર્યું હતું.

સન ૧૮૫૯ ના મારચ અપ્રેલ ને મે ત્રણ માસ નિશાળોની પરીક્ષા કરીને પાછો મી. દોલતરામને ચાર્જ આપી મને મુબઇ જવાનો હુકમ હોપ સાહેબે કર્યો. હોપસાહેબ કેટલા વિવેકી ને સભ્ય હતા તે એ પરથી જણાશે કે મારા કારકુનને મી. દોલતરામના હાથ હેઠળ સોપ્યો પણ મારી ઓફીસના બંને પટાવાળાને મારી સાથે મુબઇ લઇ જવાનો હુકમ કર્યો હતો. ૭ વરસે મુબઇમાં વસવાનો વખત આવ્યો. સારે સંજોગે મારી અસલ રહેવાની ઓરડીજ મને મળી કેમકે તેમા મારો ભાણેજ જગન્નાથ ગોપાળદાસ રહેતો હતો. મુંબઇમા સન ૧૮૫૯ ના અકટોબર સુધી રહેવાનુ થયું. તે દરમ્યાન મારી હસ્તક નીચે લખ્યા મુજબના કામો હતા.

૧ વાચનમાળાની ચોપડીઓ છપાવવી, તેના પ્રુફ તપાસવા.
૨ ખપ પડે તો એ કામ સારૂ પ્રેસમા જવું ને પ્રીંટરને સમજુતી આપવી.
૩ બીજ ગણીત "Taibe's Algebra" નું ભાષાતર કરાવવું ને તે છપાવવું.
૪ નિશાળોને સારૂ મોટા નકશા જીલ્લા, પ્રાત, ખંડ વગેરેના તૈયાર કરવામા મદદ કરવી. એ નકશા તૈયાર કરવા સારૂ મી. ફાલનને હોપ સાહેબે કામે લગાડયો હતો. તે કુરજ ખાતામા નોકર હતો. ત્યાથી એક માસની રજા લેવડાવી તેને એ કામ સોપ્યુ હતું.

સાત વાચન ચોપડી તથા પાહાવલી તથા કવિતા સંગ્રહ વગેરે પુસ્તકો છપાવી મારા કામથી ફારક થઈ પાછો મારી નોકરી પર હુ હાજર થયો.

સન ૧૮૬૦ના વરસમા એવો હુકમ થયો હતો કે ડેપ્યુટી ઈન્સ્પેક્ટરોએ નવી નિશાળ પદ્ધતી વિશે જે જ્ઞાન મેળવ્યુ છે તે જ્ઞાન પોતાના તાબાના હુશીઆર મેહતાજીઓને એક સ્થળે એકઠા કરી ભાષણને રૂપે આપવું તથા કથિત પાઠ કેમ આપવા, તેનો પણ અભ્યાસ કરાવવો. તે મુજબ મેં નવસારી મુકામે આશરે ૫ દર મેહતાજીઓને બોલાવી પંદર વીશ દીવસ

સુધી ભાષણો આપ્યાં તથા સામાન્ય જ્ઞાન વગેરે વિષયો કથિત પાઠ આપી શીખવવાનો મહાવરો પાડયો.

જ્યારે સન ૧૮૫૮ માં હું અમદાવાદ હતો ત્યારે મ્યુઝીઅમ એટલે છોકરાઓને પાઠ સમજવામાં ઉપયોગી પડે એવા પદાર્થોનો સંગ્રહ કરવાનું કામ પણ મને સોંપ્યું હતું. તે પ્રમાણે અમદાવાદની ટ્રેનીંગ કોલેજને સારૂ મેં સંગ્રહસ્થાન રચ્યું હતું.

મારા જુના કારકુન જીવણરામ જયાનંદ જેમને હોપ સાહેબે ધોધા વિભાગના પ્રોબેશનરી ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર સન ૧૮૫૭માં નીમ્યા હતા, તેમણે એજ્યુકેશન ખાતામાંથી બદલી કરાવી અને આબકારી ખાતામાં સુરતના ડેપ્યુટી એકાઉંટંટ થયા, પણ ત્યાંથી રાજીનામું આપી પાછા પોતાની અસલ કારકુનની જગા પર મારા તાબામાં આવ્યા, એટલે મહેનતુ ને વિશ્વાસુ પ્રાણજીવનદાસ રખડતા થયા; તેઓ આંખના દરદથી બહુ હેરાન થયા હતા.

ભરૂચ વિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી. દોલતરામ ઉત્તમરામ ઉપર ઉપરીને કાંઇ શક લાગવાથી તેમની ખાનગી તપાસ કરી તેમને નોકરી પરથી દૂર કર્યા હતા અને તેમની જગાપર કોઈ લાયક માણસ ન મળવાથી નીમણુક ન થઇ, તેથી ચાર વરસમાં ભરૂચ જીલ્લાનો ચાર્જ પાછો મારી પાસે આવ્યો. ભરૂચ વિભાગ સાથે ઘોઘા વિભાગ પણ જોડાયો હતો, કારણ તે રા. સા. મહીપતરામના તાબામા હતો. પણ તેઓ વિલાયતની મુસાફરીએ જવાથી ભરૂચ સાથે જોડી દીધો હતો ને ખેડાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રા. સા. મયારામને ખાનદેશ જીલ્લામા મોકલવાથી તે ખાલી પડેલી જગા રા. સા. મહીપતરામને આપવામાં આવી હતી.

આ ઉપરથી સમજાશે કે મારા તાબામા દમણગંગાથી તે મહી સુધી તથા પશ્ચિમમાં કાઠીયાવાડમાં આવેલા અમદાવાદના બે પરગણા ઘોઘા તથા ધંધુકા એટલા વિસ્તારવાળી જગા હતી, તેમાં મુસાફરી કરવાનું ઘણું મુશ્કેલ હતું, પણ એટલો તો આરામ હતો કે તાબામાં બે કારકુન અને ચાર સિપાઈ હતા.

હોપ સાહેબની બદલી ગવરનર સર જોર્જ ક્લાર્કના પ્રાઇવેટ સેક્રેટરીની જગાપર થયાથી ઇન્સ્પેકટરનો ચાર્જ રીચી સાહેબની પાસે આવ્યો. થોડી મુદતમાં તેની પણ બદલી થવાથી કરટીસ સાહેબને ચાર્જ સોંપ્યો હતો: પણ થોડીજ મુદતમાં તેમને પાછા હેડમાસ્તરની જગા પર મોકલી

ગ્સલ સાહેબને ઉત્તર ભાગના ઇન્સ્પેક્ટર બનાવ્યા ગુજરાત પ્રાંતને બદલે ઉત્તરભાગ નામ પાડવામા આવ્યુ હતું કારણ પાચ જીના અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત સાથે કોકણનો થાણા જીલ્લો તથા દક્ષિણનો ખાનદેશ જીલ્લો જોડવામા આવ્યો હતો

મારી મુસાફરીમા જેમ ઘોઘા, ધંધુકા ને ભરૂચ જીલ્લા વધ્યા હતા તેમજ સર જમશેદજીની નિશાળો સુરત જીલ્લાની તથા ભરૂચની તથા કોકણ ને તારાપુર વધ્યુ હતુ

એ રીતે સન ૧૮૬૧ના સપટેબર લગી કામ ચાલ્યુ ત્યારબાદ ભરૂચ જીલ્લાનો ચાર્જ મી પ્રાગજી વલ્લભભાઈ અમદાવાદ ટ્રેનીંગ કોલેજના આસી સ્ટટને સોપવાનો હુકમ થયો પણ કેટલીક મુદત લગણ એટલે પ્રાગજી સ્વતત્રપણે કામ ચલાવવા લાયક થાય ત્યા લગણ માગ તાબામા તેમને સોપ્યા હતા તેથી મારે દર વરસે ભરૂચ જીનામા તપાસ કરવાને જવુ પડતુ હતું

તા ૧૪ મી સપટેબર સને ૧૮૬૧ થી મારા પગારમા રૂ ૨૫) નો દર માસે વધારો થયો ડીરેક્ટર સાહેબ તરફથી પુછવામા આવેલુ કે ડેપ્યુટી ઈન્સ્પેક્ટરોના પગારમા વધારો કરવા સારૂ સરકારે રૂ ૧૭૫) મજુર કર્યા છે તો તમારે કયા ડેપ્યુટીને કેટલો વધારો આપવો છે તેની ભલામણ કરવી તે પરથી રસલ સાહેબે લખ્યુ કે મારા ગુજરાતના ત્રણે ડેપ્યુટીઓ ખાત્રી લાયક કામ કરે છે આ મુજબ ત્રણેને વાસ્તે સરખા વધારાની ભલામણ થઇ હતી તે સરકારે મજુર કરી છ વરસે પચીસનો વધારો મળ્યો

સન ૧૮૬૨ના વરસથી ચોમાસામા એટલે સપટેમ્બર માસમા અમદાવાદ બજેટ કરવા સારૂ ઈન્સ્પેક્ટરની ઓફીસમા હાજર થવુ પડતુ હતુ તે મુજબ હું પણ ગયેલો

સન ૧૮૬૨ ના વરસમા બીજા કાંઈ જાણવા લાયક બનાવ નથી ધારા પ્રમાણે નિશાળોની પરીક્ષા-રીપોર્ટ-પત્ર વ્યવહાર વગેરે સિવાય બીજુ કાઇજ કરવુ પડયુ નથી

સન ૧૮૬૩ના વરસમા મારે ત્યા વડીલ પુત્ર મોતીલાલ તથા પુત્રી કમળાગવરીના લગ્ન કરવાના હતા તે સબધી રસલ સાહેબને રીપોર્ટ કરેલો કે ભરૂચ મારા ડીસ્ટ્રીકટમા છે ત્યા રહી વાર્ષિક પત્રકો તથા રીપોર્ટ હું કરીશ. ને મારૂં લગ્નનું કામ સાચવીશ, તે પરથી કર્ટીસ સાહેબે ભલામણ કરેલી કે, એક માસની હકની રજા સરકારે આપવી. પણ ડીરેક્ટર મી. હાવરડ

તરફથી લખાણ આવ્યું કે, જો એ ડેપ્યુટી આસીસ્ટન્ટ ખરચમા રહીને કરવા ચાહે છે તો તે પરવાનગી હમે આપી છે ને હકની રજા આપવાની જરૂર નથી; એવા મહેરબાન ઉપરીઓ હતા. એ વરસના એપ્રીલ મે મા લગ્ન રૂડી રીતે કર્યા, પણ તેમા એક ખામી આવી જે એ હતી કે મારી એસીસ જે ઢાળાવ પર શેઠ ગોર્વીદદાસ વિજભુખણદાસના ઘરમા રાખેલી હતી તેમાં ચોરી થવાથી આશરે રૂ. ૧૫૦) નુ નુકશાન થયુ ને સરકારી સીલીકના રૂપીઆ પણ ગયા હતા તે ભરવા પડયા.

સન ૧૮૬૩ના જુલાઈ માસમા મી. રસલ સાહેબે સઘળા ડેપ્યુટીઓને અમદાવાદમા એકઠા કર્યા હતા કે, સર્વે ટ્રેનીંગ કોલેજમા શીખવવાને મદદ કરે. તે વખતે અમારે ત્રણ માસ ત્યા રહેવું પડેલુ. મે મારો મુકામ હમેશ પ્રમાણે રાયજીની પોળમા મારા મિત્ર અચરતલાલ મલજીને ત્યા ન રાખતા રા. બા. મહીપતરામના બંગલામા રાખેલો હતો. એ બગલો ટ્રેનીંગ કોલેજની પાસે હીરાલાલ ફોજદારવાળો હતો, તેને ત્રીજે માળે મારો નિવાસ હતો. ગોપાળજી સુરભાઈ દેસાઇ પણ મારી પડોસમાજ રહેતા હતા. અમારો સૌનો છુટકો અકટોબરમા થયો. રસલ સાહેબ જાતે ઘણા ભલા આદમી, મોજ-શોખવાળા ને દયાળુ હતા. એક દાખલા તરીકે કહુ છુ કે, એક દિવસે સાહેબના હુકમ મુજબ સઘળા ડેપ્યુટીઓ તથા ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલે સાજે પાચ વાગતે સાહેબને મળવા માટે હાજર થઇ વરદી કહેવડાવી. અમને સૌને ઉપર બોલાવ્યા. સાહેબ પણ દલપતભાઈની વાડીમા જ્યા ટ્રેનીંગ કોલેજ હતી ત્યા બંગલામા રહેતા હતા. પોતે દાદરને મોખરે આવીને ઉભા રહ્યા. જેવા અમને દીઠા કે તરતજ પોતે બોલ્યા "You wisemen of the East I have got no time to talk with you as I am going to sleep. Please come at some other suitable time when I call for you." અમે નિરાશ થયા ને પાછા પોતપોતાને મુકામે ગયા. સાહેબને ભવાઈ જોવાનો શોખ થયો તેથી જાતે પચાસ રૂપીઆ આપી સારામા સારા નાયક ટોળાને બોલાવી વાડીના કંપાઉંડમા ભવાઈ કરાવી. તેમાં સઘળા સ્કોલરોને તથા ડેપ્યુટી વગેરે માસ્તરોને તેડયા હતા. એક વાર એક સરકસ ખેલ કરનાર અમદાવાદમા આવ્યો હતો તેના ખેલ જોવાને પચાશ રૂપીઆ આપ્યા. એવા એ સાહેબ મનમોજીલા હતા. આ સઘળી રમુજો અમારો મુકામ અમદાવાદમા હતો ત્યારે થઇ હતી. પ્રત્યેક ડેપ્યુટીને યોગ્યતા પ્રમાણે ભૂમિતી, બીજ ગણીત, ઇતિહાસ વગેરે ક્લાસોમા

ન્સન સાહેબને ઉત્તર ભાગના ઇન્સ્પેક્ટર બનાવ્યા ગુજરાત પ્રાતને બદલે ઉત્તરભાગ નામ પાડવામા આવ્યુ હતુ મરણ પાચ જી ના અમદાવાદ, ખેડા, પચમહાલ, ભરૂચ, સુરત સાથે કોકણનો થાણા જીલ્લો તથા દક્ષિણનો ખાન દેશ જીલ્લો જોવામા આવ્યો હતો

મારી મુસાફરીમા જેમ ઘોઘા, ધધુકા ને ભરૂચ જીલ્લા વધ્યા હતા તેમજ સર જમશેદજીની નિશાળો સુરત જીલ્લાની તથા ભરૂચની તથા રાંનુ ને તારાપુર વધ્યુ હતુ

એ રીતે સન ૧૮૬૧ના સપટેબર લગી કામ ચાલ્યુ ત્યારબાદ ભરૂચ જીલ્લાનો ચાર્જ મી પ્રાગજી વલ્લભભાઈ અમદાવાદ ટ્રેનીંગ કાલેજના આસી સ્ટંટને સોપવાનો હુકમ થયો પણ ક્લીક મુદત લગણ એટલે પ્રાગજી સ્વતત્રપણે કામ ચલાવવા લાયક થાય ત્યા લગણ મારા તાબામા તેમને સોપ્યા હતા તેથી મારે દર વરસે ભરૂચ જીલ્લામા તપાસ કરવાને જવુ પડતુ હતુ

તા ૧૪ મી સપટેબર સને ૧૮૬૧ થી મારા પગારમા રૂ ૨૫) નો દર માસે વધારો થયો ડીરેક્ટર સાહેબ તરફથી પુછવામા આવેલુ કે ડેપ્યુટી ઈન્સ્પે ક્ટરોના પગારમા વધારો કરવા સારૂ સરકારે રૂ ૧૨૫) મજુર કર્યા છે તો તમારે કયા ડેપ્યુટીને કેટલો વધારો આપવો છે તેની ભલામણ કરવી તે પરથી રસલ સાહેબે લખ્યુ કે મારા ગુજરાતના ત્રણે ડેપ્યુટીઓ ખાત્રી લાયક કામ કરે છે આ મુજબ ત્રણેને વાસ્તે સરખા વધારાની ભલામણ થઇ હતી તે સરકારે મજુર કરી ઠ વરસે પચીસનો વધારો મળ્યો

સન ૧૮૬૨ના વરસથી ચોમાસામા એટલે સપટેમ્બર માસમા અમદા વાદ બજેટ કરવા સારૂ ઈન્સ્પેક્ટરની ઓફીસમા હાજર થવુ પડતુ હતુ તે મુજબ હુ પણ ગએલો

સન ૧૮૬૨ ના વરસમા બીજી કાઈ જાણવા લાયક બનાવ નથી ધારા પ્રમાણે નિશાળોની પરીક્ષા–રીપોર્ટ–પત્ર વ્યવહાર વગેરે સિવાય બીજું કાઈજ કરવુ પડયુ નથી

સન ૧૮૬૩ના વરસમા મારે ત્યા વડીલ પુત્ર મોતીલાલ તથા પુત્રી કમળાગવરીના લગ્ન કરવાના હતા તે માટેથી રજા માગવા રીપોર્ટ કરેલો કે ભરૂચ મારા ડીસ્ટ્રીક્ટમા છે ત્યા રહી વાર્ષિક પત્રકો તથા રીપોર્ટ હુ કરીશ ને મારૂ લગ્નનુ કામ સાચવીશ, તે પરથી કર્ટીસ સાહેબે ભલામણ કરેલી કે, એક માસની હક્કની રજા સરકારે આપવી પણ ડીરેક્ટર મી હાવર્ડ

તરફથી લખાણ આવ્યું કે, જો એ ડેપ્યુટી આશીસકામ ભરૂચમાં રહીને કરવા ચાહે છે તો તે પરવાનગી હમે આપી છે ને હકની રજા આપવાની જરૂર નથી; એવા મહેરબાન ઉપરીઓ હતા. એ વરસના એપ્રીલ મે માં લમ રૂડી રીતે કર્યા, પણ તેમાં એક ખામી આવી જે એ હતી કે મારી ઓફીસ જે ટોળાવ પર શેઠ ગોવીંદલાલ વિજભુખણદાસના ઘરમાં રાખેલી હતી તેમાં ચોરી થવાથી આશરે રૂા. ૧૫૦) નું નુકશાન થયું ને સરકારી સીલીકના રૂપીઆ પણ ગયા હતા તે ભરવા પડયા.

સન ૧૮૬૩ના જુલાઈ માસમાં મી. રસલ સાહેબે સઘળા ડેપ્યુટીઓને અમદાવાદમાં એકઠા કર્યા હતા કે, સર્વે ટ્રેનીંગ કોલેજમાં શીખવવાને મદદ કરે. તે વખતે અમારે ત્રણ માસ ત્યાં રહેવું પડેલું. મેં મારો મુકામ હમેશ પ્રમાણે રામજીની પોળમાં મારા મિત્ર અચરતલાલ મલજીને ત્યાં ન રાખતા રા. સા. મહીપતરામના બંગલામાં રાખેલો હતો. એ બંગલો ટ્રેનીંગ કોલેજની પાસે હીરાલાલ ફોજદારવાળો હતો, તેને ત્રીજે માળે મારો નિવાસ હતો. ગોપાળજી સુરભાઈ દેસાઇ પણ મારી પડોસમાંજ રહેતા હતા. અમારો સૌનો છુટકો અક્ટોબરમાં થયો. રસલ સાહેબ જાતે ઘણા ભલા આદમી, મોજ-શોખવાળા ને દયાળુ હતા. એક દાખલા તરીકે કહું છું કે, એક દિવસે સાહેબના હુકમ મુજબ સઘળા ડેપ્યુટીઓ તથા ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલે સાંજે પાંચ વાગતે સાહેબને મળવા સારૂ હાજર થઇ વરદી કહેવડાવી. અમને સૌને ઉપર બોલાવ્યા. સાહેબ પણ ડાહ્યાભાઈની વાડીમાં જ્યાં ટ્રેનીંગ કોલેજ હતી ત્યાં બંગલામાં રહેતા હતા. પોતે દાદરને મોખરે આવીને ઉભા રહ્યા. જેવા અમને દીઠા કે તરતજ પોતે બોલ્યા "You wisemen of the East I have got no time to talk with you as I am going to sleep. Please come at some other suitable time when I call for you." અમે નિરાશ થયા ને પાછા પોતપોતાને મુકામે ગયા. સાહેબને ભવાઈ જોવાનો શોખ થયો તેથી જાતે પચાસ રૂપીઆ આપી સારામાં સારા નાયક ટોળાને બોલાવી વાડીના કંપાઉંડમાં ભવાઈ કરાવી. તેમાં સઘળા સ્કૅાલરોને તથા ડેપ્યુટી વગેરે માસ્તરોને તેડ્યા હતા. એક વાર એક મદરાસી શતાવધાન અમદાવાદમાં આવ્યો હતો તેના ખેલ જોવાને પચાસ રૂપીઆ આપ્યા. એવા એ સાહેબ મનમોજીલા હતા. આ સઘળી રમુજો અમારો મુકામ અમદાવાદમાં હતો ત્યારે થઇ હતી. પ્રત્યેક ડેપ્યુટીને યોગ્યતા પ્રમાણે ભૂમિતી, બીજ ગણીત, ઇતિહાસ વગેરે કોલેજમાં

તેમાં નાહવા ધોવાની મનાઈ હતી; તેની મને માહીતી ન હોવાથી, હું મારાં ધોતીઆં–અંગુછો ધોવા જતો હતો એટલે ત્યાં ઉભેલા લોકોએ મને અટકાવ્યો કે એ કામ કરશો નહીં, સરકારના ગુન્હેગાર થશો ને શિક્ષા પામશો. નહાવું ધોવું હોય તો બહાર પાણી ભરી લાવી તેમ કરો. શોલાપુરમાં બે ત્રણ દહાડા રહી પુને પાછો ગયો. ગણેશ ચતુર્થીના તહેવાર પુનામાં ઘણા વખાણવા લાયક થાય છે, તે જોઈ પાછો મુંબઈ ગયો ને રજા પુરી થતે નોકરી પર હાજર થયો.

આ મુંબઈની મુસાફરી મિત્રોના મેળાપ સિવાય દ્રવ્યની બાબતમાં સારી નીવડી નહીં. શેરના વેપારમાં પાંચ હજાર ખરચ કર્યા તેમાં મુડી, થએલો નફો તથા બીજા ઘરના ભરતાં છુટકો થયો.

આ વેપાર કરાવામાં મારા મિત્ર ગંગાદાસ કીશોરદાસની સહાયતા હતી. તેમને પણ નુકશાન થયું ને મારા પણ પૈસા ગયા. જોઈંટ સ્ટાક કોરપોરેશનના પંદર શેર લીધેલા હતા, તેણે દેવાળું કાઢયું ને બીજા નવા કોલ શેરહોલ્ડરો પર દેવું વાળવાને કાઢયા. રૂપીઆ પંદરસો, કોલના ભરવા પડત પણ ગંગાદાસની તદબીરથી મારો છુટકો ત્રણસો રૂપીઆ ભરવાથી જ થયો હતો.

સન ૧૮૬૫ના વરસમાં વિશેષ હકીકત નથી.

સન ૧૮૬૬ના ફેબ્રુવારીમાં મુંબઇ ઈલાકાના ડીરેકટર ઓફ ઇન્સ્ટ્રકશન સર આલેકઝાંડર ગ્રાંટ બારોનેટની મુલાકાતને સારૂ ઈન્સ્પેક્ટરે તેડેલા મારે એક અઠવાડીઉં ત્યાં જવું પડેલું, તા. ૫ થી ૧૨ સુધી, અમદાવાદ આવી તેમણે કાંઇ વધારે કામ કર્યું નથી. ડેપ્યુટીઓને મળ્યા ને સાધારણ વાતચીત કરી, ખબર અંતર પુછી હતી. હું મળવા ગયો ત્યારે વરદી કહેવડાવવા છતાં મને બહાર થોભાવી રાખ્યો, બીજીવાર જ્યારે ફરીથી ચીઠી સાથે વરદી મોકલી ત્યારે મુલાકાત થઇ.

સન ૧૮૬૭ના વરસમાં ભરૂચ જીલ્લાનો સ્વતંત્ર ચાર્જ મી. પરાગજીને મળવાથી મારે તે તરફ જવાનું તથા તે નિશાળો તપાસવાનું બંધ થયું. ઈન્સ્પેકટરે મારો રીપોર્ટ માંગ્યો કે હવે પરાગજી સ્વતંત્ર રીતે કામ કરવાને લાયક થયો છે કે નહીં? મારા અનુભવ પ્રમાણે તે લાયક થયો છે, એવું [illegible]ારી દેખરેખ નીચેથી તે નીકળી ગયા ને ઇન્સ્પેકટર સાથે [illegible]ખ્ખાણ વગેરે કરવા માંડ્યું.

શીખવવાને વખત આપ્યો હતો; મને ભૂમિતી સીનીયર સ્કોલરોને શીખવવાનું સોંપ્યું હતું.

સન ૧૮૬૩ના સાલમા ડીસેંબર માસમા શુકલતીર્થની યાત્રા કરવા ગયો હતો. ત્યા પણ રસલ સાહેબ આવી પહોચ્યા હતા. સુરતથી અમદાવાદ ટ્રેનમાં જતા ભરૂચના સ્ટેશન પર લોકોની ભીડ જોઇને ખબર કાઢી કે આજે શું છે? લોકોએ કહ્યું કે અહીંથી સાત કોસપર શુકલતીર્થ ગામમા જાત્રા ભરાઈ છે ત્યા સૌ જાય છે. તે પરથી પોતે પણ એક ગાડી કરી રાત્રે શુકલતીર્થમા ગયા ને ખળીમા હવાલદારના માડવામાં રાત્રે તેના ખાટલા પર સુઇ રહ્યા ને સવારે મેહેતાજીને તેડાવી મંગાવી રેવાજીમા નહાવા પડયા. તરવામા ઘણા ખબરદાર હતા; મેળો તથા ઓંકારનાથનું દહેરૂ વગેરે જોઈ પાછા ભરૂચ આવી અમદાવાદ સિધાવ્યા હતા; એવા શોખીન માણસ હતા. મારો મેળાપ થયો હતો ત્યારે મને કહ્યું કે, નર્મદામાં નાહી વિષ્ણુનાં દર્શન કરી પવિત્ર થયો છું.

સન ૧૮૬૪ ના વરસમાં વિશેષ હકીકત થોડીજ છે. તા. ૪ થી જુલાઇથી ત્રણ માસની હકની રજા લઈ હું મુબાઈ ગયો હતો. મનમાં લોભ એવો હતો કે કોઇ સારી વધારે પગારની જગા બેંક કે મીલમા મળે તો રહેવું, ને સરકારી નોકરી છોડવી. એવી લાલચ ઉત્પન્ન થવાનું કારણ મારા મિત્રો પ્રાણલાલ મથુરાદાસ તથા કેખશરૂ હોરમસજી આલપાઇવાળા તથા રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ સરકારી નોકરીઓ છોડી મોટે પગારે બેંકોના મેનેજર થયા હતા. થોડા દહાડા મુબાઈમા રહ્યો. પ્રેમચંદ રાયચંદને મળ્યો, તેમણે મને ત્રણસો રૂપીઆની જગા કરાંચીમાં આપવા કહ્યું. પણ તે મને સારૂં લાગ્યું નહીં. પુને મારા મિત્ર મંછારામ નરભેરામને મળવા ગયો ત્યાં શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈની મુલાકાત થઇ. તેમણે મને એટલીજ શીખામણ દીધી કે, સરકારી નોકરી છોડી કોઇ બેંકમાં રહેવાની લાલચમાં પડશો નહીં. થોડો પગાર મળે પણ સરકારી નોકરી સારી ગણવી. એ વાત મારા મન પર ઠસી તેથી વધારે પ્રયત્ન ન કરતાં હું મારા મિત્ર રા. સા. નારાયણભાઇની ભલામણ લઈ પંઢરપુરની જાત્રાએ ગયો, ત્યાના માસ્તર તથા ફોજદાર તથા ડાકટર સાથે સારી મિત્રાચારી થઈ. તેમણે મને સિફારસ કરી શોલાપુર જોવા મોકલ્યો. ત્યાના ડાકટર નારાયણરાવ ઘણા હેતાળ હતા તેમને ઘેર ઉતર્યો. શોલાપુરમાં તે વખતે મોટું તળાવ હતું, તેનું પાણી લોકોના પીવામાં આવતું, તેથી

તેમાં નાહવા ધોવાની મનાઈ હતી, તેની મને માહીતી ન હોવાથી, હું મારાં ધોતીઆં—અંગુછો ધોવા જતો હતો એટલે ત્યાં ઉભેલા સોલ્જરોએ મને અટકાવ્યો કે એ કામ કરશો નહીં. સરકારના ગુન્હેગાર થશો ને શિક્ષા પામશો. નહાવું ધોવું હોય તો બહાર પાણી ભરી લાવી તેમ કરો. શોલાપુરમાં બે ત્રણ દહાડા રહી પુને પાછો ગયો. ગણેશ ચતુર્થીના તહેવાર પુનામાં ઘણા વખાણવા લાયક થાય છે, તે જોઈ પાછો મુંબઈ ગયો ને રજા પુરી થતે નોકરી પર હાજર થયો.

આ મુંબઇની મુસાફરી મિત્રોના મેળાપ સિવાય દ્રવ્યની બાબતમાં સારી નીવડી નહીં. શેરના વેપારમાં પાંચ હજાર ખરચ કર્યાં તેમાં મુડી, થએલો નફો તથા બીજા ઘરના ભરતા છુટકો થયો.

*આ વેપાર કરાવામાં મારા મિત્ર ગંગાદાસ કીશોરદાસની સહાયતા* હતી. તેમને પણ નુકશાન થયું ને મારા પણ પૈસા ગયા. જોઈંટ સ્ટાક કોરપોરેશનના પંદર શેર લીધેલા હતા, તેણે દેવાળું કાઢયું ને બીજા નવા કોલ શેરહોલ્ડરો પર દેવું વાળવાને કાઢયા. રૂપીઆ પદરસો, કોલના ભરવા પડત પણ ગંગાદાસની તદબીરથી મારો છુટકો ત્રણસો રૂપીઆ ભરવાથી જ થયો હતો.

સન ૧૮૬૫ના વરસમાં વિશેષ હકીકત નથી.

સન ૧૮૬૬ના ફેબ્રુવારીમા મુંબઇ ઈલાકાના ડીરેકટર ઓફ ઇન્સ્ટ્રક્શન સર આલેકઝાંડર ગ્રાંટ બારોનેટની મુલાકાતને સારૂ ઈન્સ્પેકટરે તેડેલા માટે એક અઠ્વાડીઉં ત્યાં જવું પડેલું, તા. ૫ થી ૧૨ સુધી, અમદાવાદ આવી તેમણે કાંઇ વધારે કામ કર્યું નથી. ડેપ્યુટીઓને મળ્યા ને સાધારણ વાતચીત કરી, ખબર અંતર પુછી હતી. હું મળવા ગયો ત્યારે વરદી કહેવડાવવા છતાં મને બહાર ચોબાની રાખ્યો, બીજીવાર જ્યારે ફરીથી ચીઠી સાથે વરદી મોકલી ત્યારે મુલાકાત થઇ.

સન ૧૮૬૭ના વરસમા ભરૂચ *ઇલ્લાનો સ્વતંત્ર ચાર્જ* મી. પરાગજીને મળવાથી મારે તે તરફ જવાનું તથા તે નિશાળો તપાસવાનું બંધ થયું. ઈન્સ્પેકટરે મારો રીપોર્ટ માંગ્યો કે હવે પરાગજી સ્વતંત્ર રીતે કામ કરવાને લાયક થયો છે કે નહીં? મારા અનુભવ પ્રમાણે તે લાયક થયો છે, એવું લખવાથી મારી દેખરેખ નીચેથી તે નીકળી ગયા ને ઇન્સ્પેકટર સાથે બ્હારોબહાર લખાણ વગેરે કરવા માંડયું.

સન ૧૮૬૮ના ફેબરવારીમા મારા પુત્ર મગનનાન તથા મારી પુત્રી તારાગવરીના લગ્ન કર્યા

સન ૧૮૬૮ના અકટોબરમા શુક્નતીર્થની યાત્રા, એજ વરમના ક્રીસ્ટમસ (નાતાલ)ના તેહેવારમા ભરૂચ ખાતે સગ્રહસ્થાન થયુ હતુ તેની યોજના કરનાર મી હોપ સુરતના કલેક્ટર હતા ઘણા દેશોના રાજા જેવા કે ગાયકવાડ, નાદોદ, ધરમપોર, વામદા તથા મુબઈના ગવરનર તથા ઘણા પરદેશીઓ આવ્યા હતા સંગ્રહસ્થાન ઉઘાડનાની ક્રિયા ગવરનર સાહેબે કરી હતી એ પ્રમગે એજ્યુકેશનન ઈન્સ્પેક્ટર મી કરટીસ હતા તેમણે ગુજરાતની નિશાળોને દશ દિવસની રજા આપી હતી તેથી ઘણા મેહેતાજીઓ તથા ડેપ્યુટીઓ ભરૂચ આવ્યા હતા વ્હાઈટરોડ પર આવેલી જીનીંગ ફેક્ટરી અમજદ બાગ નામે ઓળખાય છે,તેમા એ સગ્રહસ્થાનનો મડપ રચવામા આવ્યો હતો તથા મડપને ઉત્તર પાસે ગવરનર, રાજાઓ, યુરોપીઅનો વગેરેને સારૂ તબુઓ મારવામા આવ્યા હતા ને મોટી શોભા સડક પર કમાનોથી તથા વાવટાથી કરી હતી

સગ્રહસ્થાનમા જાત જાતનુ કાપડ,વાસણો, યત્રો વગેરે ગોઠવ્યા હતા ને દરબાર તથા સગ્રહસ્થાન જોવાને સારૂ ટીકીટ (પાસ) કાઢી હતી, તે બે જાતની હતી પેહેલા વર્ગના પાસની કીમત રૂ પાચ ને બીજા વર્ગની રૂ ત્રણ હતી એ પાસ દશ દીવસ સગ્રહસ્થાન ખુલ્લુ રહ્યુ ત્યા સુધી કામ આપતી હતી એક પાસથી ઘણા જુદા જુદા માણસો જોઈ શકતા એ સગ્રહસ્થાન ઉઘડયુ ત્યારે ગવરનરે મોટી ભવ્ય દરબાર મડપમા ભરી હતી માણસ તથા વાહનની ગરદી એટલી થઈ હતી કે, એક પોલીસ સ્વારનો ઘોડો ચમકયો ને તે કઠેરામા ગુચવાઇ પડવાથી પગ ભાગ્યો, તેને તરતજ ગોળી મારી પુરો કરવામા આવ્યો હતો

એજ વખતે મી કરટીસની જગ્યા પર ડા બ્યુહનર નીમાવાથી તેઓ ચાર્જ લેવા આવ્યા હતા મી કરટીસ પોતાની જગાનો ચાર્જ મને સોપીને ગવા હતા તેથી મે ઓફીસનો ચાર્જ આપ્યો

મી કરટીસના હાથ તળે તથા ડાકટર બ્યુહનરના હાથ તળે કેવુ કામ બજાવેલુ તેના દાખલાને સારૂ પરીશીષ્ટ (    ) તથા (    ) મા તેમના આપેલા સરટીફીકેટોની નકલો છે

સન ૧૮૬૮મા વિશેષ વર્ણન કરવા જેવુ નથી, પણ ડાકટર બ્યુહનરના હાથ નીચે સખત કામ કરવાનુ હતુ તે નવા હતા, ગુજરાતીનુ સ્વલ્પ જ્ઞાન

હતું પણ જાતે મેહેનતુ અને તીક્ષ્ણ બુદ્ધિના હતા તેથી એટલે હાથ તળેનાં માણસો પાસે સખ્ત કામ લેનારા હતા.

સન ૧૮૬૯ના વરસમાં પણ શુક્લતીર્થની જાત્રા કરી હતી. ડાક્ટર બ્યુલર આક્ટીંગ હતા એટલે તેમની બદલી થવાથી તે જગાપર મી. કરટીસ બહાલ થયા. તેમની પ્રકૃતિ ચોમાસા (સન ૧૮૭૦) માં બગડવાથી મી. જે. બી. પીલ ડાયરેક્ટર થવાથી, તેમનું ચિત્ત વ્યગ્ર થયું. લોકલફંડના મકાનો બાંધવાનું કામ તેમની પાસે રહેવાથી નાણું રહેવા લાગ્યું તેમાંથી કેટલોક ભાગ ખાનગી વપરાયાથી ઘણીજ ઘેલછા આવી ગઈ, પોતાની જાતને ઈજા કરવા લાગ્યા, માથું ફોડયું, ને ગમે તેમ લવવા માંડયું. મી. પીલ મારા હસ્તકનાં નાણાંનો હીસાબ માંગશે તો તે કેમ અપાશે? સરકારી નાણું કયાં ગયું એવાં એવાં વાક્યો ઉચરે. એ વેળા એ સાહેબનો મુકામ સુરતમાં હતો. મારે જઈ કેટલોક દીલાસો આપવો પડતો, પણ તે સઘળું પાણીમાં જતું. આખરે ઓફીસનો ચાર્જ મારે લેવો પડયો ને સાહેબને એમના મડમ વીલાયત લઈ ગયાં. ઓફીસનો ચાર્જ ૧૩ સપટેમ્બર સને ૧૮૭૦ થી તા. ૫ નોવેમ્બર સને ૧૮૭૦ લગી રહ્યો ને પછી ડાક્ટર બ્યુલર પછી પાછા કાયમ નીમાઈને આવ્યા.

સન ૧૮૭૦ની સાલમાં બે વાર અમદાવાદ જવું પડેલું. જુલાઈમાં બજેટ સારૂ તથા અક્ટોબરમાં ટ્રેનીંગ કોલેજની પરીક્ષા સારૂ.

કરટીસ ટેસ્ટીમોનીઅલ ફંડ ઉભું કર્યું, એજ વરસમાં, તેમાં રૂ. ૨૫) આપવા પડયા હતા ને તે સઘળો અવેજ એમની મડમને મોકલવામાં આવ્યો હતો. સન ૧૮૬૯ના નવેમ્બરમાં ડીરેક્ટર મી. પીલ સાહેબે મને ગુજરાતી બુક કમીટીનો એક મેંબર નીમ્યો, તે ઓદ્દો સરકારી નોકરી છોડયા પછી પણ મી. જાઇલ્સની ભલામણથી જારી રાખ્યો છે.

સન ૧૮૬૮ના વરસમાં મી. કરટીસે મને સૂચના કરી કે ઇગ્લંડનો ઈતિહાસ ગુજરાતી ભાષામાં નથી તે પુસ્તક તારે તૈયાર કરવું. તે પરથી એમની ભલામણ મુજબ ડેવીસ કૃત ઈગ્લંડનો ઈતિહાસ બાપે દીકરા પર લખેલા પત્રના રૂપમાં છે, તેનું ધોરણ પકડી તથા કેટલોક વધારો ઘટાડો કરી પુસ્તક કર્યું. અને જ્યારે મી. કરટીસ ઈગ્લંડ સન ૧૮૬૮–૬૯માં ગયા ત્યારે તેમને તપાસવા આપ્યું હતું. તેમણે તપાસીને પોતાના સારા અભિપ્રાય સાથે તથા કેટલોક સુધારો કરવાની સૂચના સાથે એડનથી મારા ઉપર તે પાછું મોકલ્યું. પીલ સાહેબ ડીરેક્ટર થયા ત્યારે તે છપાવાને અરજ કરેલી. તે

પરથી તુમારો તથા લખાણ ચાલતાં સન ૧૮૭૩માં અંત આવ્યો. સરકારે તે ગ્રંથ લઈને પોતાને માથે છાપવાની ના કહી. પણ જો હું મારે જોખમે છપાવું તો સરકાર તે પુસ્તકની કેટલીક પ્રત લાઈબ્રેરી સારૂ રાખશે તથા નિશાળોમાં ઈનામોમાં વાપરવા પરવાનગી આપશે એમ જણાવ્યું. સરકારે તો ફક્ત ૧૭૦ નકલ રાખી. પણ ઈનામ વગેરે કામ સારૂ ખરીદવામાં આવીને હજાર બીજી નકલ પૂરી થઈ. એની કીમત રૂ. ૧) રાખી હતી ને બાળબોધ અક્ષરે છાપી હતી. હવે તેમાંની શોધી નકલ જડતી નથી.

સન ૧૮૭૦ના સપટેંબર તા. ૧૫ થી ઇન્સ્પેક્ટરની ઓફીસનો ચાર્જ મારી પાસે હોવાથી અક્ટોબરમાં તા. ૧ થી તા. ૨૨ સુધી ગુજરાત ટ્રેનીંગ કોલેજની વાર્ષિક પરીક્ષા લેવા સારૂ અમદાવાદમાં રહેવું પડ્યું. તે વેળા મુકામ પણ કોલેજની ઇમારતમાંજ રાખ્યો હતો.

સને ૧૮૭૧ના એપ્રીલની તા. ૧ થી મારા પગારમાં રૂ. ૨૫) નો વધારો થયો એટલે રૂ. ૧૭૫) ને બદલે રૂ. ૨૦૦) મળવા લાગ્યા.*

પોતાના સમયના કેળવણીકારો તેમજ પ્રખ્યાત સાહિત્ય રસિકો સાથે એમને સારો સંબંધ હતો ને એ સંબંધ એમના સ્વર્ગવાસ સુધી ચાલુ રહ્યો હતો. બુદ્ધિવર્ધક સભાના સભ્યો, વાંચન પાઠમાળાના એમના સહકાર્યકરો, ઉપરાંત કવિ નર્મદ જેવા અન્ય વિદ્વાનો સાથે પણ એમને સંબંધ હતો. સુરતની પાસે આવેલા અડાજણ ગામની નિશાળ કવિ નર્મદાશંકરને હાથે એમણે ખુલ્લી મુકાવી હતી.* કવિ નર્મદાશંકર એમને તથા એમના પિતા વિષે નીચે પ્રમાણે પોતાના ધર્મવિચારમાં જણાવે છે:—

પ્રથમ ચોપડીઓ અને મહેતાજીઓ તૈયાર કરવામાં, ને નિશાળો થયા પછી વ્યવસ્થા તથા વૃદ્ધિને અર્થે શ્રમ લીધો જેણે, તે ભરૂચના મોઢ વાણીઆ રણછોડદાસને અમે આરંભ કાળનો ગુજરાતની પ્રસિદ્ધિનો પહેલો પુરૂષ કહીશું. તેનાજ ભણાવેલા દુર્ગારામ મહેતાજીએ મંત્રાદિક તથા પુનર્લગ્ન

* મુંબઇના અઠવાડીક પત્ર "ગુજરાતી" માં સને ૧૯૦૮ ની સાલમાં આ આત્મકથન પ્રસિદ્ધ થએલું; તે રા. બા. મોહનલાલને પોતાને હાથે જ લખાએલું હોવાથી પ્રસિદ્ધ કર્યું છે. ત્યારબાદનો અહેવાલ એમના કુટુંબ તરફથી મળ્યો છે.

* એ શાળા ખુલ્લી મુકતી વખતે જોડવામાં આવેલા દોહરાનું અર્ધપદ નીચે મુજબનું મળી આવે છે:

"ધન્ય અડાજણ ગામને, ધન્ય અહિંના લોક."

સંબંધી સુધારાના વિચાર પોતાની નવીના લેખોમાં ચરચાતા કીધા ને પ્રજા-કામ સરકારના સંબંધમાં મરતાં સુધી કીધાં. રણછોડદાસના મોટા દીકરા મોહનલાલે બુદ્ધિવર્ધક સભાના પહેલા સમયમાં, સારાં સારાં ભાષણ કર્યા હતા. તે નાના દીકરા મનમોહનદાસ તે હમણાં ભરૂચની પ્રાર્થના સમાજમાં કવિતા વાણીએ પ્રાર્થના તથા ભાષણો કરે છે. રણછોડદાસને પોતાને વેદાંતના ગ્રંથો વાંચવા પર પ્રીતિ હતી એવી અમારી સ્મૃતિ છે.

સુરતના મર્હુમ સુપ્રસિદ્ધ વકીલ કાળાભાઈ ગુજરાત તેમજ મુબાઇના નામાંકિત પુરૂષોના સંસર્ગમાં ઘણા આવેલા તેઓએ રા. બા. મોહનલાલભાઈ માટે નીચેની હકીકત જણાવી હતી.

મી. કાળાભાઈ જ્યારે પાંચ વર્ષના હતા ત્યારે એમના પિતા લલ્લુભાઈ મુનસફે રા. બા. મોહનલાલને એક મ્હોટી Tea-Party આપેલી (ચાહા પાણીનો મેળાવડો કરેલો.) આજે એવા મેળાવડા સાધારણ છે પરંતુ તે કાળમાં એવા મેળાવડા કવચિત્ જ થતા જે અસાધારણ ગણાતા હોવાથી તેને બહુ મહત્ત્વ અપાતું. એ મેળાવડા સમયે રા. બા. મોહનલાલે જે પ્યાલા રકાબી વાપરેલા તે કુટુંબમાં સ્મરણ ચિન્હ તરીકે એમણે જાળવી રાખેલા. એ મેળાવડાના મહત્ત્વનું એક બીજું પણ કારણ એ હતું કે તેમા નાહાના છોકરાને શિખવવા માટે એક નિશાળ (Infant School) કાઢવાનો વિચાર થયેલો ને ત્યાંને ત્યાંજ એ બાબતની એક કમીટી નક્કી થઈ, જેના ચરનશીન રા. બા. મોહનલાલ હતા અને મી. મોતીરામ ભગુભાઈ, તથા રા. લલ્લુભાઈ મુનસફ સેક્રેટરી હતા. મોતીરામ પ્રાણજીવનદાસ, નાનાભાઈ હરીદાસ, મહીપતરામ રૂપરામ, લલ્લુભાઈ કેશવલાલ અને કહાનદાસ મંછારામ મેમ્બર હતા. દર મહીને નીચલા સદ્ગૃહસ્થો તરફથી નાણાની મદદ મળતી. જેથી એ સ્કુલ ચાલતી. મીર જાફર અલીખાન, મુલ્લાંજી સાહેબ, શેઠ બમનજી ભાવનગરી, આત્મારામ ભુખણવાળા, શેઠ મંછુભાઈ, દીવાનજી મીઠારામ દયારામ, શેઠ ચુનીભાઈ ચકા વગેરે. મીસીસ હેનરી હોબાર્ટની પણ એમાં મદદ હતી (સન ૧૮૫૪-૫૫). ગોપીપરામાં અસલ જે જગાએ થીઓસોફીકલ સોસાઇટીનું મકાન હતું ત્યા એ સ્કુલ બેસતી, અને મી. જટાશંકર નામના એક નોરમલ સ્કોલરને રા. બા. મોહનલાલની ભલામણથી માસ્તર નીમવામાં આવ્યો હતો. મી. કાળાભાઈ, એમની બ્હેન તથા હરિદાસ ચુનીભાઇ ચકાએ સ્કૂલના પહેલા બાળ નિશાળીઆ હતા. ડૉકટર,

ગાર્ટનની રૂઢી મુજબના મોડલ તથા મણકાના ફ્રેમ, પીકચરો વગેરેની મદદથી ત્યા મગજની કેળવણી શરૂ કરવામા આવતી. કીંડર ગાર્ટનની પદ્ધતિનું મૂળ તે વખતથીજ રા. બા. મોહનલાલના પ્રયાસથી રોપાયલું એમ આ ઉપરથી જણાય છે.

રા. લલ્લુભાઈની મુબઈ સદર દીવાની અદાલતમા બદલી થઈ ત્યા સુધી એ શાળા ચાલી પછી ૧૮૫૭ મા મી. મોતીરામ ભગુભાઈના હાથમા ચાર્જ આવ્યો. જેમણે બધો સામાન તથા શાળાને બક્ષીસ મળેલું ઘડીઆળ પણ વેચી નાખ્યા. મોડેલ, પીકચર વગેરેનો કેવી રીતે ઉપયોગ કરવો તે બતાવવા રા. બા. મોહનલાલ વારંવાર એ શાળામા જતા.

એમને ગુજરાતી, મરાઠી, અંગ્રેજી, સસ્કૃત, ઉર્દૂ ભાષાઓનુ સારૂ જ્ઞાન હતુ. ઉર્દૂ ભાષા તો પોતાના ઓદ્દાને અગે શીખવી પડેલી. સુરતમા ઉર્દૂ શાળાઓ હતી. તે તપાસવાનું કામ પણ એમને માથે હતુ. આજની માફક તે સમયમા દરેક જીલ્લામા સંખ્યાબંધ ડેપ્યુટીઓ ન હતા. એમના આત્મકથન પરથી જણાશે કે એમને એકલે હાથે કેટલી બધી શાળાઓ તપાસવી પડતી હતી. પોતાના ઓદ્દાને અંગે જેટલુ જેટલું જાણવાનું તથા શીખવાનુ આવશ્યક લાગે તેટલુ શીખી લેવું એ હેતુથી ઉર્દૂનો અભ્યાસ કરેલો.

એમનુ સામાન્ય જ્ઞાન પણ ઘણુજ ઉચા પ્રકારનુ હતુ. ગણીતમા તો આજે જે ધારણ M. A.મા છે ત્યા સુધીનો એમનો બીજ ગણીતનો અભ્યાસ હતો. પદાર્થ વિજ્ઞાનમા પણ Newton'sના Principiaનો એમનો સારો અભ્યાસ હતો.

એમની લાઇબ્રેરીમાના પુસ્તકોની યાદી પરથી જણાય છે કે ગુજ-રાતી–અગ્રેજી ચોપડીઓ ઉપરાત એમા મરાઠી ચોપડીઓ પણ સારી સંખ્યામા હતી.

સ્વભાવે એઓ શાત, સદા હસ્તા મ્હોડાના, કસાએલા શરીરના, કુટુબ પ્રેમી હતા એટલુજ નહીં પણ હાથ નીચેના માણસો પ્રત્યે પણ વાત્સલ્ય ભાવ રાખતા. જુના નોકરો સરદારખા તથા શીવાજી નામે હતા તેમના પર ઠેઠના ઠેઠ સુધી ભાવ રાખેલો એટલુજ નહીં પણ તેમના ગંભીર દોષો પ્રત્યે પણ ઉદાર ભાવથી જોતા. એમનો સ્વભાવ એટલો શાત તથા મનનુ એકાગ્રપણુ એવું સરસ હતુ કે એઓ લખતા વાંચતા હોય ત્યા છોકરાઓ તોફાન કરે, બુમ બરાડા પાડે પણ તેથી કોઈ દિવસ પણ છોકરાઓ પર ગુસ્સે થતા નહીં.

સુરત જીલ્લા પરત્વે તો એમની લોકપ્રીયતા એટલી હતી કે આજે પણ કોઇ કોઈ મુખેથી "ડેપ્યુટી"ના ઓદ્દાનું નામ "મોહોલાલ" કોઇ વૃદ્ધ પુરૂષને મ્હોડેથી સાંભળવામાં આવે છે.

એમના મૃત્યુનો શોક દર્શાવવા ભરૂચના શહેરીઓની મળેલી સભામાં ચપલા ઠરાવમાંના "પેન્શન લીધા પછી અમારા શહેરના દરેક જાહેર કામમા અગ્ર ભાગ લઇ શહેરની સારી સેવા બજાવી છે." શબ્દો એમની શહેરી તરીકેની કારકિર્દી દર્શાવે છે.

## એમની કૃતિઓ :

૧ દેશાટણ.

૨ રસાયન શાસ્ત્ર.

( ૭ ભાષણોની હારમાળા )

૩ સ્ત્રી કેળવણી.

૪ ઇલેક્ટ્રીક ટેલીગ્રાફ

( વીજળીના કાસદ ) ( ભાષણોની હારમાળા )

૫ ડંકપૂર મહાત્મ.

૬ અખેગીતા.

૭ વલ્લભકૂળના ગરબા.

૮ ચોરાસી વૈશ્ણવની વાર્તા.

૯ નીતિબોધ કથા.

૧૦ મરેઠી બખર. બે ભાગ ( સં. ૧૯૧૧ )

૧૧ એશીઆ ખંડની ભૂગોળની સમજુતી.

૧૨ ઈંગ્લાંડનો સંક્ષિપ્ત ઇતિહાસ.

આ સિવાય નીચેનાં પુસ્તકો સુધારીવધારી એમણે પ્રસિદ્ધ કરેલાઃ—

દેશી હિસાબ.

ગુજરાતી–અંગ્રેજી કોષ–કરસનદાસ મૂળજીકૃત.

બુદ્ધિવર્ધક સભાના ગરબા પણ એમણે છપાવી પ્રસિદ્ધ કર્યાં હતા.

## રા. સા. મયારામ શંભુનાથ ચરિત્ર

રાવસાહેબ મયારામ શંભુનાથનો જન્મ, ગામ મોતા, તાલુકે ફડોદ જીલ્લે સુરત, ઇલાકે મુમ્બાઈમા, સંવત ૧૮૮૬ના ચૈત્ર સુદી ૧૩, મુકાબીલ માર્ચ સને ૧૮૩૦ ઇસ્વીને રોજ થયો હતો. ( તારીખ, વારની ખબર નથી ) એ જાતે હિંદુ (ગુજરાતી) મોતાળા બ્રાહ્મણ ( મોતા ગામ ઉપરથી મોતાળા બ્રાહ્મણ નામ પડ્યુ હોય એમ લાગે છે ) એમના પૂર્વજો સારા કુટુંબના તથા વિદ્વાન હતા, અને ધર્મકૃત્યના કામમા ઘણા કુશળ હતા એમના દાદા, ભાઇરામ, એમના વખતના ગામના નાના તડના તડવાઈ પટેલ હતા, અને તેમનુ સાગકુળ એટલે શામકુળમા ભારદ્વાજ ગોત્રીની કન્યા દુધીદેવી સાથે લગ્ન થયુ હતુ અને તેમના પિતા શંભુનાથ કાવ્યમા એટલા તો કુશળ હતા કે આઘેઆઘેના વિદ્યાર્થીઓ તેમની કીર્તિ સાભળીને તેમની પાસે વિદ્યાભ્યાસ કરવા આવતા એ શંભુનાથ એવા ગુણી અને શાંત સ્વભાવના હતા કે એમને સામેથી કોઈએ પત્થર મારી આખ ફોડી નાખી, તોપણ તેની ઉપર ફરિયાદ કે કાઈ દુર્ભાષણ કર્યા વગર બેસી રહ્યા અને બોલ્યા કે થવાકાળ થયુ એમા બીજાનો વાક નથી. વળી તેઓ એટલા શરમાળ હતા કે તેમની વિદ્વતા જોઇ તેમને પુણામા ગૃહસ્થોને ત્યા કથા પુરાણ કરાવવા તેમના સગા સ્નેહી લેઇ ગયા, ત્યા મોઢામાથી ભાષણ પણ પુરેપુરૂ થતુ નહોતુ, એ કામમા પાર પડ્યા નહિ, ત્યારે પોતાના જજમાનના ગામ રાજપરામા પોતાની ઉદરપોષણ વૃત્તી જીવતા સુધી તેમણે ચલાવી તેમના સ્વભાવ તેમની વાક્ય સિદ્ધિ તથા નિર્લોભતા તથા દાન પ્રતિગ્રહનો અનાદરની વાતો હજુ સુધી તેમના જજમાનોમા ચાલે છે તેમનુ લગ્ન ભારદ્વાજ ગોત્રમાના મોટા કુલીન શીવદત્ત આણંદભટના દીકરા મયાભટની વચલી દીકરી નામે કાશી વેરે થયુ હતુ

રા. સા મયારામ એ કાશીની કુખે આઠ છોકરાઓમાના સૌથી નાના દીકરા ઘણી દીલગીરીની વેળાએ જન્મ પામ્યા હતા. એમના જન્મ સમયે એમની બેન નામે પ્રાણકોર જે આસરે આઠ વર્ષની હતી, તે તરતજ રાંડી હતી તેથી સઘળા નાતના લોકોમા તથા તેમના કુટુંબમા રડાપીટો ચાલતો હતો. તેથી એમની માનો એમના ઉપર બહુજ તે વખતે અનાદર હતો, અને તે એમને પુરેપુરૂ ધવરાવતા પણ નહિ. અને તેમનુ ઘોડીઉ બહાર વાડામાજ પડી રહેતુ હતુ, કોઈ દરકાર રાખતુ ન હતુ તેથી પાડાપડોશી ધવરાવતા, અગર નહિ તો એમની મા જે છોડી રાડ્યાને લીધે ખુણે રહેતા

તેમની પાસે લેઈ જઇ કહેતાં કે, કાશી આને એકવાર તો ખોળે લે ? અને ધવાડ.' ત્યારે તે દુઃખનું દૂધ ધવારે, અને ઘણીખરી વાર તો એમની મોટી બેન લખમી જેમને તે વખતે મંછારામ નામનો છોકરો વરસેકનો થએલો હતો, તે ધવાડતી. એટલું દુઃખ છતાં પણ તેમના પીતા શંભુનાથને સ્વભાવની રીત પ્રમાણે બીલકુલ એમનો અનાદાર નહોતો. એ ઘરમાં દુખને રડાપીટને લીધે પોતાના જજ્માનોના ગામમાં ઘણાખરા રહેતા, તેથી મયારામને જન્મ સમયે પણ ઘેર નહોતા. તે જ્યારે ઘેર આવ્યા ને છોકરાના જનમની વાત સાંભળી, ત્યારે તેઓ જ્યોતિષ્ય પણ સારૂં જાણતા હતા તેને લીધે કે અનુમાનથી કે, વાક્ય સીદ્ધિથી કહેવા લાગ્યા જે એ છોકરો મોટો કુળદીવો તથા પરાક્રમી નિકળશે. દુઃખના દિવસમાં જન્મ થયો તેથી એમના કોઇએ જન્માક્ષર પણ કરાવ્યા નહિ. એ કુળનું આદીનામ ઉપાધ્યા, પણ શંભુનાથ તથા ભાઈદાસ વ્યાકરણ, પુરાણ, તથા કાવ્ય ભણ્યા હતા, તેથી ભટની અટકે ઓળખાય છે.

૩. જન્માક્ષર નહિ તેથી જન્મરાસીનું નામ ન પાડતાં ૧. લી કલમમાં લખેલા એમની માના બાપ મયાભટનું નામ લેઈ રાખવા એમનું નામ મયારામ પાડ્યું. એમના બાહ્ય ભાગ્યે કે ઇશ્વિર ઇચ્છાએ, પોતે ત્રણ વર્ષની ઉમરે પહોંચતાં પહેલાં એમના ભોળા પીતાનો કાળ થયો. તેથી સઘળો ઘરખટલો એમની માની ઉપર આવી પડ્યો. કેમકે એમના મોટાભાઈ દીનાનાથ, જે હાલ ભુજદરબાર સગીર રાજા તથા કટાયા કુંવરના વિદ્યાગુરૂ છે, તેમની ઉમર તે વખતે ૭ વર્ષની હતી. એટલે પાંચ માણસના વસ્તારી કુટુંબનો આધાર જજ્માન વૃત્તિ ઉપર આવી પડ્યો. કેમકે ભાઇદાસ ભટના વારાનું જે કાંઈ થોડુંઘણું સંચીત દ્રવ્ય હતું તે એમના કાકા ત્રીકમભટે ગામ ઇજારે રાખ્યાં હતાં તેમાં તથા ઊઘરાણી ડુબી ગઈ તેમાં ગુમાવી દીધું. પણ એમની માની બુદ્ધિ, ચતુરાઇ, ડહાપણ, તથા કરકસરથી કુટુંબનું પોષણ જજ્માન વૃત્તિ ઉપર ચાલ્યું. એટલુંજ નહિ પણ છોકરાઓને જનોઈ વગેરે ખરચ્ચ કરતાં પણ સગાઓની ભીડ વખતે મદદ થવાય એટલું દ્રવ્ય સંચય થયું. મયારામને જનોઈ સાત વર્ષે આપ્યું, અને નાતની રીત પ્રમાણે પોતાનું મોટું તડ જમાડી બ્રહ્મભોજન કર્યું હતું.

રા: સા. મયારામની ઉમર પાંચ વર્ષની થઇ, એટલે તે હોંસે હોંસે પોતાના વડાભાઇ દીનાનાથની સાથે ગામની સરકારી નિશાળે જવા લાગ્યા અને એવી તો છાની રીતે શિખ્યા કે નિશાળના મેહેતાજી નરભેરામ જેશંકર

મેહેતાજીની જગ્યે મળી નહીં, અને મને ૧૮૪૬ મા મેહેતાજીઓને તૈયાર કરવા માટે નૉર્મલ કલાસ નીકળ્યો તેમા શીખના રૂ ૫) ના પગારે મયારામનુ નામ નોધાયુ તેથી મી હારકનીસ ઘણા ખુશી થયા પણ તેમા જે છોકરાઓ શીખવાને આવ્યા હતા, તેઓ ઘણા કાચા હતા, તેથી તેમને પેહેલેથી શીખવવાનુ શરૂ કર્યું તેમા થોડા દિવસ રહ્યાથી મયારામને લાગ્યુ જે આમાં વરસ ૧-૧ા સુધી મારૂં શ્રીખેલુજ શીખવવામા આવશે, તેથી તેટલો વખત ફોકટ જશે તેથી મી હારકનીસને કહ્યુ કે અમારી અગ્રેજી શીખવવાની ખુશી છે, માટે અગ્રેજીમા બેસવા પરવાનગી આપો, એ સાભળી સાહેબ બહુ ગુસ્સે થયા, અને કહેવા લાગ્યા જે તમારે વાસ્તે આટલી મહેનત કરી સરકારમા લખ્યુ તથા તમારો પગાર બાધી આપ્યો તે સઘળુ પાણીમા નાખવાનુ કરો છો ? પણ મયારામે કહ્યુ જે અમારા બે વર્ષ ફોકટ જાય તેટલામા તો અમો અગ્રેજી બે ચાર બુક શીખીશુ, તેથી સાહેબે નાખુશ થઇ અગ્રેજી શીખવાની રજા આપી પણ કહ્યુ કે તમને પગાર મળશે નહીં તોપણ અગ્રેજી શીખવાનો વિચાર છોડશો નહિં, અને શીખવાનુ શરૂ કર્યું

ખાધાપીધાનો આધાર સન ૧૮૪૩ મા મુબઈ આવ્યા પછી એમના મોમાઈભાઈ ઘેનાભાઇને સા રહ્યા તથા રસોઈપાણી કર્યું પણ ભણવુ બરાબર નહી થયાથી ૧ા વરસ પછી જુદા રહ્યા અને ભણાવવા જતા ત્યા રૂ ૫) ને આસરે મહીને મળતા, તે ઉપર તથા ખુટતા રૂપીયા પોતાની મા પાસેથી મગાવી અગ્રેજી વર્ષ બેને સુમારે ભણ્યા, એટલે અગ્રેજીમા સન ૧૮૪૭ ની સાલમા રૂ ૫) ને પગારે ગુજરાતી શીખવવામા મોનીટર રહ્યા પછી સન ૧૮૫૦ ની સાલમા આસીસ્ટટ માસ્તર બે કલાક ગુજરાતી શીખવવાને અગ્રેજી સ્કુલમા રૂ ૧૨) ના પગારે નીમાયા અને અગ્રેજી કોલેજની પ્રવેશક પરીક્ષામા પાચમે નબરે પાસ થયા, અને રૂ ૧૦) ના પગારની સ્કોલરશીપ મેળવી, સા કોલેજમા વરસેક અભ્યાસ કરી ગુજરાતી મુખ્ય સ્કુલમા મુખ્ય મેહેતાજીની જગો સન ૧૮૫૧ મા રૂ ૩૦) ના પગારે નેમણુક થઈ તે દરમ્યાન પણ સાહેબ લોકને ગુજરાતી શીખવતા તેનો પણ પરચુરણ રૂ ૨૫-૩૦ દર માસે પગાર મળતો એ રીતે સન ૧૮૫૫ ની સાલ સુધી મુખ્ય મહેતાજીની નોકરી કરી તે દરમ્યાન મી હારકનીસ મયારામ ઉપર ઘણા ખુશી હતા અને તેઓ પોતાના પુત્ર પ્રમાણે ગણતા છેલે કચ્છમા થરપારકરના કલેક્ટરના હેડ આકાઉંટની જગા રૂ ૪૦) ના

પગારથી મળી તે કબુલ કરી, તેથી મી. હારકનીસ સાહેબ ગુસ્સે થયા ને એક પગાર નહીં આપ્યો ( પછી તે મહીનો નોકરીમાં ગણાયો છે ) સને ૧૮૫૫ માં મુનસફની પરીક્ષા નાનાભાઈ હરિદાસ સાથે આપવા ગયા, તેમાં સદર અદાલતના હારીસન સાહેબે નાની ઉંમર ગણી દાખલ કર્યા નહીં.

એજ સાલમાં મયારામની કમાઈ જોઈ એક ઘર પોતાની છોકરીના નામનું લખાવી લેઈ ભટ કૃષ્ણરામ મોટા તથા તેમની સ્ત્રી લખમીકુંવરે, વડાભાઈ દીનાનાથને પડતા મુકી પોતાની દીકરી રૂખમણી ૭ વર્ષની મયારામ વેરે લગ્ન કર્યાં. ( એ વખતને અનુસરી મયારામને તેમ કરવું પડયું) એ લગ્ન થયાથી કાંઈક કરજ થયું, તથા પોતાના વડાભાઈ દીનાનાથ (જે ભુજમાં મહેતાજી છે) તેની મદદ કરવી, એવા હેતુથી કચ્છમાં થરપારકરના કલેક્ટરના હાથ નીચે નોકરી કબુલ કરી ત્યાં ૧॥ વર્ષ શોર્ટ સાહેબના હાથ નીચે સ્વારીમાં તથા ભૂજમાં નોકરી કર્યા પછી સન ૧૮૫૭ ની સાલમાં મુનસફની પરીક્ષા આપવા માટે સાહેબની રજા માગી તે ન મળી, તેથી પરીક્ષાની મેહેનત બંધ કરી.

ખબર મળી કે ખેડા વગેરેમાં ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની જગ્યા નવી નીકળનાર છે, તે સાભળી મેહેરબાન હોપ સાહેબને અરજ કરી, તેમા હારકનીસ સાહેબ તરફથી મળેલું સરટીફીકેટ બીડેલું, તેથી તે સાહેબને હોપ સાહેબે પુછતાં રીતભાત ચાલચલગત હોશિઆરીની માહિતી સારી મેળવી, અને ખેડા જીલ્લાના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની જગા રૂ. ૭૫) ની તથા દરરોજ રૂ. ૨) ભથુ એ રીતે નેમણુક કરી પ્રોબેસન રીતે આપી. તેમાં વર્ષ એક બરાબર હોશિઆરીથી તથા ચાલાકીથી નોકરી કરી એટલે બહાલ કર્યા. સન ૧૮૫૮ ની સાલમાં બુક કમીટિમાં મેમ્બર દાખલ નીમાયા. અને સન ૧૮૫૯ ના ફેબ્રુવારિ માસમાં ખાનદેશના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર દાખલ નેમણુક થઈ ત્યાં ભાષા તથા લખાણુ મરાઠી છતાં ઉપરી સાહેબ હોપ સાહેબની એટલી તો મહેરબાની થઈ કે પહેલે વર્ષે રાવસાહેબનો ખીતાબ ઇનાયત સરકાર પાસે કરાવ્યો, એ ખીતાબ તેમની હૈયાતી સુધી તેમને રહે એવો ગયા જુન માસમાં (સન ૧૮૭૭ ના) ઈંડિઆ સરકારનો હુકમ આવ્યો. બીજે વરસે રૂ. ૧૫૦ ના પગારથી થાણાના ડેપ્યુટિની જગા માટે તથા રૂ. ૩) દરરોજ ભથા માટે ભલામણ કરી, પણ પ્રથમની ભલામણ જગ્યા કાઢી નાખવાથી તથા બીજી ભલામણ સરકારને સન ૧૮૫૭–૫૮ ના બંડના ખર્ચ બહુ થયાથી નાણાની તંગીને લીધે મંજુર થઈ નહીં. પણ હોપ સાહેબે એક લેટર

સમાધાન પમાડનારૂ લખ્યુ. તે સતોષ પામવા જેવું હતુ. તેમા લખ્યુ હતુ કે તમે તમારૂ કામ સારૂ બજાવ્યુ, તેમ મારે જે કરવુ તે હુ કરી ચુકયો, પણ મારા હાથમા તે નહીં તે ન થયુ, તેથી નાખુશ થશો નહીં, ને તમારૂ કામ ઢીલા પડયા વગર કર્યા જવુ છેલે સન ૧૮૬૧ મા ખેડાના ડેપ્યુટિની જગાએ રૂ ૧૦૦)ના પગારે બદલી થઇ, તે વખતે હોપ સાહેબ ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરી હતા, તેમણે ત્યાથી કાગળ લખ્યો હતો કે હું ખુશી થયો છુ.

ખેડામા વર્ષ ૧ાા ને સુમારે નોકરી કર્યા પછી કર્ટીસ સાહેબે સન ૧૮૬૩ મા અમદાવાદ જીલ્લામા ડેપ્યુટિ ઇન્સ્પેકટરની જગ્યાએ રૂ. ૧૨૫) ના પગારે બદલી કરી તે સન ૧૮૭૭ના અગસ્ટ તા. ૨૪ સુધી રહી તે દરમ્યાન સન ૧૮૬૯મા રૂ ૧૫૦) અને સન ૧૮૭૧ મા રૂ ૧૭૫) પગાર થયો, છેવે અરધુ પેનસીન લઇ ઘેર બેઠા તે પછી હાલમા મુબાઇમા શેઠ ગોકળદાસ તેજપાળના ધર્મ ખાતાના સેક્રેટરી રૂ, ૧૦૦) ના પગારે છે.

સન ૧૮૬૩ ની સાલમા એમની સ્ત્રી રૂખમણીને પેટે એક દીકરી થઈ અને સન ૧૮૬૬ મા એક દીકરાનો જન્મ આપી ૧૧ મે દીવસે ગુજરી ગઈ. એ દીકરી ધીરજકુંવર તથા દીકરો મુગટરાય હયાત છે.

એ સ્ત્રી (રૂક્ષ્માણી) ગુજરી જવા પછી સન ૧૮૬૬ની સાલમા બડી ધામધુમથી ઓરપાડમા મહેતા પ્રાણજીવન આદીતરામની દીકરી મંછાકુવર વેરે લગ્ન કર્યાં. તે આખી નાતમા દેદીપ્યમાન ગણાયા. ઓરપાડ, સોતામા લગ્ન કરવાનો વેહેવાર નહતો, તે આથી તુટયો, અને લોકોમા વાહ વાહ થઈ રહી.

દીકરી ધીરજકુવરના લગ્ન ફોજદાર મેહેતા ભવાનીપ્રસાદના દીકરા ચદુલાલ (ભારદ્વાજ ગોત્રી) વેરે સન ૧૮૭૧મા, અને સન ૧૮૭૫મા દીકરા મુગટરાયના ભારદ્વાજ ગોત્રીભટ કાશીરામ પ્રાણશકરની દીકરી (રૂખમાણી) વેરે ઘણી ધામધુમ તથા શાબાશી સાથે કર્યા. અને જશ સારો મેળવ્યો છે.

એમની બીજી સ્ત્રીને સન ૧૮૭૫ની સાલમા દીકરી અવતરી ગુજરી ગઈ. બીજી દીકરી સન ૧૮૭૬મા અવતરી ગુજરી ગઈ તથા ત્રીજી દીકરી સન ૧૮૭૭મા અવતરી ૧૫ વાસા જીવી ગુજરી ગઇ

એ સન ૧૮૫૭ થી તે સન ૧૮૭૭ સુધી ગુજરાત, ખાનદેશમા નોકરી કરી તેથી લોકો તથા સરકારની પ્રસનતા એટલી તો મેળવી કે ખેડા જીલ્લાના લોકો તથા મહેતાજીઓ તથા અમદાવાદ જીલ્લાના કેટલાક લોકો તથા મહેતાજીઓ તથા ખાનદેશ જીલ્લાના કેટલાક લોકો તથા મહેતાજીઓ પોતાના મા બાપ ગુજરે તેમ તેમને છોડતી વેળા ડુસકે ડુસકા મેલીને રોયા એટલા તે માયાળુ, મળતાવડા, ને પર ઉપકારી છે.*

* 'મયારામ વિલેગ'માથી ઉધ્ધૃત.

## રાવબહાદુર જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી

જમીઅતરામનો જન્મ સને ૧૮૬૦ માં સુરતના ચોર્યાશી મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિમાં શાસ્ત્રી ગૌરીશંકર રામશંકરને ત્યાં થયો હતો. તે જમાનામાં ગુજરાતમાં સુરત સંસ્કૃત ભાષાના અભ્યાસ માટે ઘણું નામાંકિત થયું હતું અને તેથી તેને નાની કાશીનું ઉપનામ આપવામાં આવ્યું હતું. એ સમયે સુરતમાં ધર્મ, ન્યાય, વેદાન્ત ઇત્યાદી વિષયોના નિષ્ણાત શાસ્ત્રી, પંડીત પુરાણી વગેરે હતા. તેમાં ગૌરીશંકર અગ્રણી હતા. અને વેદાન્ત વાચસ્પતિ તરીકે જાણીતા થયા હતા. એમના ત્યાં વિદ્યાર્થીઓ રહેતા હતા એટલુંજ નહીં પણ દેશદેશના વિદ્વાનો વડોદરા કે કાશી તરફ જતાં સુરત એમના દર્શનાર્થે આવી રહેતા હતા. ગૌરીશંકરને વડોદરા અને ભાવનગર રાજ્યોએ પણ બોલાવ્યા હતા અને સારો સત્કાર કરી વર્ષાસન બાંધી આપ્યું હતું તેવીજ રીતે સુરત જીલ્લાના કેટલાએક જાગીરદારોએ પણ તેમને જાગીરો આપી તેમની વિદ્વતાની કદર કરી હતી.

ગૌરીશંકર માત્ર શુષ્ક વેદાન્તી નહોતા તેમજ તેમનું જ્ઞાન પુસ્તકીઆજ નહોતું. તેઓ ખરા જ્ઞાની, ત્યાગી હોઈ જીવનમુક્ત દશાને પ્રાપ્ત કરી શક્યા હતા.

આવા પવિત્ર પુણ્યશાળી પિતાના સમાગમનો લાભ જમીયતરામને બહુ વખત રહ્યો નહીં. તેમના જન્મ પછી બે વર્ષમાંજ ગૌરીશંકરનું અવસાન થયું પરંતુ એમના જ્યેષ્ટ પુત્ર ગણપતરામના ઉપર ગૌરીશંકરના પવિત્ર જીવનની સચોટ અસર થઇ હતી અને તેમની દ્વારા એ જીવનના સંસ્કાર જમીઅતરામ ઉપર પણ પડયા. તેમજ તેમના માતુશ્રીના ભોળા, ભાવિક અને નિર્દોષ સ્વભાવની પણ અસર એમના ઉપર થઇ હતી. જમીઅતરામના માતુશ્રીની ઉમર હાલ લગભગ ૯૫ વર્ષ થઈ છે અને આખા કુટુંબની ભાગ્યદેવી તરીકે એમના પૌત્ર રા. સા. ભૂપતરામ શાસ્ત્રીના ઘરમાં બીરાજે છે.

એમનો સ્વભાવ ઘણો મળતાવડો હતો અને તે જે જે મંડળમાં હોય તેમાં અતિપ્રિય થઈ પડયા હતા. આ વૃત્તિ એમને જીવનમાં ઘણી ઉપયોગી થઈ પડી. પિતાના અવસાનથી બાળપણમાં પરાવલંબી રહેવું પડયું હતું તેમજ વિદ્વાન પિતા પુત્રને માટે વિદ્યા પ્રાપ્ત કરવા જેટલું પણ સાધન મુકી ગયા નહોતા એટલે વિદ્યાભ્યાસ પણ જાતકમાણીથી કરવાનો હોવાથી

એમને જીવનમા ઘણી અડચણો નડી હતી પણ તે બધી ધીરજ અને ઉત્સાહથી રમતા રમતા દૂર કરતા હોય તેમ બીજાએ જોઇ શકતા નહોતા.

જમીયતરામની બાલ્યાવસ્થા સુરતમાં જ્યેષ્ઠ બંધુઓની દેખરેખ નીચે પસાર થઈ હતી અને તેમનો વિદ્યાભ્યાસ પણ ત્યાજ થયો હતો. મેટ્રીક્યુલેશન પાસ થયા પછી એમને નોકરી કરવાની જરૂર પડી કારણ એમના મોટાભાઇનો પગાર જુજ હતો અને આખા કુટુંબનો બોજો વહોરવાનો હતો એટલે તેઓ આગળ અભ્યાસ કરવામા મદદ આપી શકે એવું નહોતુ. નોકરી કરતા જાય અને થોડા ઘણા પૈસા બચે તે વડે કાલેજમા જઇ ટર્મ રાખે અને પરીક્ષાઓ આપે અને પાછા નોકરી ઉપર આવે. સદ્‌ભાગ્યે એમને ઘણા સુશીલ અને સંસ્કારી પત્નિ મળ્યા હતા. તે પોતે શિક્ષિત નહોતા છતા એટલા બધા ઉદાર દિલના, દીર્ઘદૃષ્ટિ અને હિમતવાળા હતા કે એમણે અભ્યાસ માટે પોતાના પલ્લાના પૈસા સ્વેચ્છાથી આપી દીધા હતા. આ પ્રમાણે કાલેજનો અભ્યાસ પુરો કરી સને ૧૮૮૬ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી. તે પહેલાંજ કેળવણીખાતામાં દાખલ થયા હતા એટલે તે ખાતામાં એમની ઉત્તરોત્તર ચઢતી થવા માંડી. ભરૂચ, વલસાડ, સુરત, અમદાવાદ ઈત્યાદિ સ્થળે હાઈસ્કુલમાં શિક્ષક તરીકે કામ કરી ૧૮૯૩ માં ત્રે. રા. ટ્રેનિંગ કાલેજમાં વાઈસ પ્રિન્સિપાલ નીમાયા. તે વખતે કાલેજના પ્રિન્સિપાલ માધવલાલભાઇ હતા. તેમનો એમના ઉપર ખાસ પ્રેમ અને વિશ્વાસ હતો. ૧૮૯૯ માં તે તેલંગ હાઇસ્કુલમા હેડમાસ્તર નીમાયા. તે વખતના ઇન્સ્પેકટર મી. જે. જી. કોવર્નટન હાઈસ્કુલનું ઇન્સ્પેકશન કરવા આવ્યા તે વખતે એમના કામકાજથી એટલા બધા ખુશ થઈ ગયા કે તેમને ઈન્સ્પેકટીંગ લાઇનમાં લેવાનો વિચાર કર્યો અને થોડા વખતમાં એમના જ્યેષ્ઠ બંધુ રા. સા. ગણપતરામ વાનપ્રસ્થ થયા ત્યારે તેમની જગાએ અમદાવાદમાં ડેપ્યુટી એજ્યુ: ઈન્સ્પેકટર નીમાયા. એમની' કામ કરવાની પદ્ધતિ એવી સરળ અને વ્યવહારૂ હતી કે એમના કામથી ડીરેકટર મી. જાઇલ્સ અને ઇન્સ્પેકટરો કોવર્નટન અને લોરી ઘણા ખુશ થઈ ગયા અને તેથી ૧૯૦૪ માં નવી વાચનમાળા કરવાને માટે જે કમીટી નીમવામા આવી તેમાં ગુજરાતી તરફથી એમનાથી સીનીઅર બીજા કેળવણી ખાતાના અમલદારો હતા તેમ છતાં એમની પસંદગી થઇ. વાંચનમાળા લખવાનું કામ ઘણું કપરૂ અને જોખમદાર હતું તે એમણે ગુજરાતના અનેક સાક્ષર, શિક્ષક અને શાળાના સહકારથી સારી રીતે પાર ઉતાર્યું.

એ કામ પુરૂં થએ એઓ અમદાવાદના ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેકટર તરીકે પાછા આવ્યા. એ વખતે સરકારે એમના કામની કદર કરી રાવસાહેબનો ખિતાબ એમને આપ્યો.

સને ૧૯૦૮ માં સુરતના ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેકટર તરીકે એમની બદલી થઇ. જ્યાં જ્યાં એમણે કામ કર્યું ત્યાં ત્યા એમના કામના સરકારે વખાણ કર્યા અને લોકપ્રિયતા પણ એમણે પ્રાપ્ત કરી. ૧૯૧૪ મા એ પ્રે. ટ્રે. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ નીમાયા અને ૬ માસની અંદર ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની માનવંતી પદ્દી પ્રાપ્ત થઇ અને રાવબહાદુરનો ખિતાબ મળ્યો. ગુજરાતી તરીકે આ જગ્યા મેળવનાર એ પહેલાજ હતા. એ જગ્યા ઉપર એમને ૫૫ વર્ષ પછી ૧ વર્ષ વધારે પણ આપવામાં આવેલો સને ૧૯૧૬ ની આખરે એઓ વાનપ્રસ્થ થયા અને થોડા વખત પછી પોતાના વતન સુરતમા જઇ રહ્યા. ત્યાં એમને ફર્સ્ટ ક્લાસ ઓનરરી મેજીસ્ટ્રેટ નીમવાને કલેકટર મી. રોથફીલ્ડે ઇચ્છા જણાવી પણ એમણે આવી જંજાળ ન જોઇએ એમ કહી એ કામ લેવાની ના પાડી. પરંતુ ૧૯૧૯ માં સુરત મ્યુનિસિપાલીટીએ ફરજીઆત કેળવણી દાખલ કરવાનો ઠરાવ કર્યો ત્યારે એમને સ્કુલ કમીટીમાં સરકારે નિયુક્ત કર્યા તેની ના કહેવાય નહી કારણ એ એક શહેરને માટે અગત્યની સેવા હતી. તેઓ નિયુક્ત સભ્ય હોવા છતા સ્કુલ કમીટીના ચેરમેન ચુંટાયા. એ એમની લોકપ્રિયતા બતાવી આપે છે. અહિં એમનો અનુભવ મ્યુનિસિપાલીટીને ઘણો કામ લાગ્યો, વિદ્યાર્થીશાળા અને શિક્ષકોની સંખ્યા લગભગ બમણી થઇ ગઇ. તે વખતે એમના બહોળા અનુભવથી કામ સરળતાથી પાર ઉતાર્યું. આ રીતે ઘણા અગત્યના કામમાં રોકાયા હતા ત્યારે ૧૯૨૧ ના જાન્યુઆરીમાં પાછળ ચાર પુત્ર, એક પુત્રી અને એક વૃદ્ધ માતુશ્રી મૂકી દેવલોક થયા. એમની ખોટ સુરતને ઘણી લાગી અને શહેરીઓએ એક જાહેર સભા બોલાવી શોક પ્રદર્શિત કર્યો.

ગરીબાઇમાં બાલ્યાવસ્થા ગાળી ઉચ્ચ કેળવણી લઇ ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર થવાનું માન પ્રાપ્ત કર્યું તે એમનો સ્વાશ્રય, ખંત, કાર્યકુશળતા અને વ્યવહારિકતા દર્શાવે છે. એઓ હંમેશાં આનંદી અને ઉદાર સ્વભાવથી જેના જેના સંસર્ગમાં આવ્યા તેની પ્રીતિ સંપાદન કરી શક્યા હતા.

**:: એમની કૃતિઓ ::**

૧ જગતનો ઇતિહાસ.
૨ બ્રાહ્મણોના સોળ સંસ્કાર.

## જોશી સાંકળેશ્વર આશારામનું જીવનચરીત્ર

જોશી સાકળેશ્વર આશારામનો જન્મ આશરે સંવત ૧૮૭૧ની સાલમા થયો હતો. અને જાતે ગાયકવાળ બ્રાહ્મણ હતા. જોશીજીનો જન્મ અમદાવાદમા રાયપુર દરવાજા પાસે હાલમા જ્યા મોગલીધરનુ મંદીર છે તેમા થયો હતો. એમનુ અસલ ગામ વેહેલાળ નામે છે. આ વેલાળ ગામથી જોશીજીના બાપના બાપ નરભેરામ જોશી અહીં રેહેવા આવ્યા હતા. ઉપર બતાવેલું મકાન ગાયકવાડ સરકારના સુબા કાકા સાહેબે જોશીજીના દાદા નરભેરામને રેહેવા આપ્યુ હતુ. જોશી નરભેરામ કડીના મલ્હારાવ ગાયકવાડને ત્યા નોકરીમા જોશી તરીકે રહેતા હતા. કડીવાળા મલ્હારાવે નરભેરામ જોશીને સીધા બાધી આપ્યા હતા.કડીવાળા મલ્હારાવ ગાયકવાડનું વડોદરાના ગાયકવાડ સરકારે ઈંગ્રેજ સરકારની મદદથી રાજ જપ્તી લીધું ત્યારે નરભેરામ જોશીને કડીવાળા મલ્હારાવે જે સીધાં બાધ્યા હતા તે વંશપરંપરાના હોવાથી વડોદરા સરકારે રૂ. ૨૭૪) અંકે બસો ચ્યુમોતેર જોશી સાકળેશ્વરને મળતા હતા. જોશી સાંકળેશ્વરે સંસકૃતમા કૌમોદી સુધી વ્યાકરણ તથા ગણીતમા લીલાવતી સુધી અભ્યાસ કરેલો હતો. અને નવા શ્લોકો બનાવી શકતા હતા જોશીજી ભુગોળ તથા ખગોળ શાસ્ત્ર જાણતા હતા. અને કેટલીક બાબતો રા. રા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ જોશીજી મીત્ર હોવાથી તેમની પાસેથી શીખ્યા હતા. જોશીજી શેતરંજ રમવામાં બહુ ચતુર હતા. આ રમતમા તો તે સામા માણસને પહેલેથી કહેતા કે આપણા દસથી તમને હું માહાત કરીશ. ઉમમસ્લી સુધી રમી જાણતા હતા. જોશીજી ઘડીઆળ રીપેર કરવાનું કામ નવા ઘડીઆળ બનાવવાનું કામ જાણતા હતા. જોશીજીએ પહેલ વહેલું જ્યોતીશશાસ્ત્ર જેમા ચંદ્ર સુર્ય તથા બધા ગ્રહો ફરતા માલમ પડે તેવું ઘડીઆળ ભરૂચમા સંગ્રહસ્થાનમા મુકયું હતું. તે વખતે આપણા કલેક્ટર સાહેબ મી. હોપ કરીને હતા. જોશીજીએ એક ઘડીઆળ ભાવનગરના રાજ્ય સાહેબને બધા ગ્રહોવાળુ બનાવી આપ્યું હતું અને તેની કીમતના રૂ.૧૫૦૦) મળ્યા હતા. જોશીજી અમદાવાદમા વરનાક્યુલર સોસાયટીમાં થોડા દાહાડા લેખ લખવાનું કામ કરેલું અને સોની નીબંધ તથા કીમયા કપટ નીબંધ લખેલા હતા. જોશીજી હાલમા જે બદ્રમા ઘડીઆળ છે તે ઘડીઆળને ચાલુ રાખવાનું ઘણા વરસો સુધી કામ કરેલુ છે. જોશીજીને કોટાના રાજ્યસાહેબે કોટામા ગ્રહ વેધશાળા હતી

તેને સુધારવા માટે તેડાવ્યા હતા ત્યાં જતાં વચમાં ઉદેપુર આવવાથી ઉદેપુરમાં ઉતર્યા હતા અને ત્યાં રાંણાજીનો મેળાપ થયો. રાંણાજીએ આ ઘણા વીધ્વાંન છે એમ સમજીને જોશીજીને દરરોજના રૂપૈઆ ત્રણની સણંદ રાણાજીએ કરી આપી હતી. જોશીજી કોટે પોચ્યા પછી એમના પુત્ર ભવાંનીશંકરને કોલેરા થવાથી તે ગુજરી ગયો તેથી જોશીજી કોટેથી પાછા અમદાવાદ આવી ગયા. જોશીજીએ ઈજીનેર તરીકે હાલ જ્યાં માધવભાઈની મીલ છે ત્યાં જીન હતું ત્યા નોકરીમાં હતા. જોશીજીએ પોતાની નાતની કુળદેવના લલીતાંબાની ઉજાંણી વૈશાક શુદ ૬ ને થાય તેથી રૂ. ૧૩૦૦) વ્યાજે મુકેલ તેના વ્યાજમાંથી આજ સુધી ઉજાંણી નાત થાય છે. જોશીજીએ વડોદરામાં ગણપતરાવ ગાયકવાડની વખતમાં દુભાશીયાની નોકરીમાં હતા. હેમની નોકરી ગાયકવાડ સરકાર પોતેશ્રી મુખે જે કહે તે રીસીડંન્ટ સાહેબને કહેવુ અને સાહેબ કહે તે ગાયકવાડ સરકારને કેહેવુ. આ વખતે ગોવીંદરાવ રોઢીયા દીવાન હતા. જોશીજીના આ પ્રમાણે મીત્રો હતા. રા. રણછોડલાલ છોટાલાલ તથા રા. ભોળાનાથ સારાભાઈ તથા રા. મહીપતરામ રૂપરામ તથા શેઠ મયાભાઇ પ્રેમાભાઇ તથા શેઠ જેસંગભાઈ હઠીસંઘ, શા. અચરતલાલ ગીરધરલાલ વેરાગી, તથા શા. દામોદરદાસ મોહોલાલ શોધન, તથા નગીનદાસ પ્રેમચંદ પતાસાની પોળવાળા. જોશીજી છેવટની વખતમાં ધ્રાંગધ્રાના મહારાજા રાજસાહેબ માંનસીહજીને ત્યાં નોકરીમા રહ્યા હતા અને માહારાજા રાજસાહેબે જોશીજીને પગારના માસ એકના રૂ. ૭પ) પંચોતેર તથા દરરોજનાં પાંચ સીધાં બાંધી આપ્યાં હતા અને દશ વરસ ત્યા રહ્યા હતા અને રાજસાહેબ બહુ માન રાખતા હતા. છેવટે જોશીજીએ પોતાની મીલકતનુ એક વુઇલ કર્યું હતું તે વુઇલમા આશરે પચીશ હઝારની મીલકત મુકીને સંવત ૧૯૪૬ ના ભાદરવા વદ ૭ દેવલોક થયા. અને પોતાની પાછળ કુટુંબમાં તેમની સ્ત્રી તથા પોતાના પુત્રની સ્ત્રી મુકી ગયા છે. પોતે જે વુઇલ કર્યું છે તેમાં મુખ્ય ત્રષ્ટી તરીકે રણછોડલાલ છોટાલાલ તથા માધવલાલ રણછોડલાલ તથા ગોપીલાલ મણીલાલ તથા જયાનંદ જેશંકર વીગરે અગીઆર ત્રષ્ટીઆ કરેલા છે અને બધી મીલકત બ્રાંમણ ભોજનમાં વાપરવાની નકી કરી ગયા છે. આ બધી હકીકત જોશીજીની પાસે રેહેનાર હું જયાનંદ જેશંકર જેટલો વાકેફ હતો તેટલી જણાવી છે. તા. ૧૮–૩–૩૩.

## ગણપતરામ રાજારામ ભટ્ટ

### મારો જીવન વૃત્તાંત.

મારૂં જીવનવૃત્ત નોંધ લેવા યોગ્ય, લોકોને ઉદાહરણ આપવા જેવું હોય એમ બહુધા હું માનતો નથી જગતમાં કોઇ પણ અધિપતિ, અધિકારી વા વિદ્વાન પડે છે ત્યારે તેને માટે જે હોહા થાય છે, લખાય છે તથા તેના ગુણના ગીત ગવાય છે તેને હું પાણીમાં પથરો પડયા જેવું લેખું છું ખરૂં જોતાં છે પણ તેમજ કેમકે એ બધું થોડા વખતમાં શમી જાય છે, અને પછી કોઇ તે તરફ દૃષ્ટિ કરતું નથી એથી વખત જતાં તેનું નામ પણ વિસરાઇ જાય છે આથી મહજ્જનોને માટે જોઇશું તો તેમના કામજ સતત તેમના નામ લોકના સ્મરણમાં રાખનારા છે એમ મારૂં માનવું છે મારે માટે તેવું બહુ નથી તોપણ જો યત્ કિંચિત્ હશે તો તેથીજ હું લોકસ્મરણમાં રહીશ, છતાં આપની ઇચ્છા છે તો કાળક્રમ પ્રમાણે મારે વિષે સારમાં હું નીચે પ્રમાણે નિવેદન કરૂં છું

હું જ્ઞાતિયે રાયકવાળ બ્રાહ્મણ કૌશિક ગોત્રી, યજુર્વેદી, માધ્યંદિની શાખાનો છું મારો જન્મ સંવત્ ૧૮૦૪ વૈશાખ વદી ૬ છઠ બુધવારે અમદાવાદથી ૭ કોશને અંતરે આવેલા ઝાણું ગામમાં થયો હતો મારી માતાનું નામ મહાકોર અને પિતાનું નામ રાજારામ હતું પિતાનું નિવાસ સ્થળ ભરૂચ જિલ્લામાં આવેલો આમોદ કસ્બો હતું ઝાણું મારૂં મોસાળ હતું મારી માતા મને ત્રણ વર્ષનો મૂકી પહેલી વીશીમાંજ પરલોક પામી હતી, પણ તે પછી તેની ખોટ પીતાએ પૂરી હતી મારા માતા સાથે તેમનો લગ્નસંબંધ બીજી વારનો હતો, સંતતીમાં માત્ર હુંજ હોવાથી પોતાનું તન, મન, અને ધન તે, મનેજ ગણતા, અને તેથી મારૂં લાલન પાલન કરવામાં કસર રાખતા નહોતા જંબુસર કસ્બાના એક શેઠીઆની ગુમાસ્તી તે કરતા અને કપાસ લોઢાવવાનો ધંધો ચલાવતા સ્વભાવે ઉગ્ર, હૃદયના ઉદાર અને મનના ભોળા તે હતા જો કે બાળપણમાં તે મારા કોડ પૂરતા તો પણ મોટો થતા જતા મારા ઉપર ધાકનો છાપ પાડવા ચૂકતા નહોતા હું ગામઠી નિશાળમાં સાત વર્ષની ઉમરે જતો થયો એવામાં મને મારા પિતા ઘેર આંક ગોખાવતા હતા દોઢ બે વર્ષ ગામઠી શાળામાં અભ્યાસ કરાવી મને તેમણે સરકારી શાળામાં મૂકયો પોતે વૃદ્ધ થયેલા

હોવાથી, માંદા સાજા ચાલવાથી નવ વર્ષની વયે તેમણે મારૂં લગ્ન કરી નાખ્યું.

આમોદની સરકારી ગુજરાતી શાળામાં ચારેક વર્ષ અભ્યાસ કર્યા પછી રા. ૩)ની સ્કોલરશીપ મળવાથી હું સન ૧૮૬૨ ની સાલમાં અંગ્રેજી અભ્યાસ કરવા સુરત ગયો, અને ત્યાં ગોપીપૂરા બ્રાંચ સ્કૂલમાં દાખલ થયો, જ્યાં હેડમાસ્તર રા. સા. નવલરામ લક્ષ્મીરામ હતા. સુરતથી દેઢેક માસમાં બે માસની રજા પડતાં હું ઘેર આવ્યો. સુરતમાં રહેવાની અનુકૂળતા તથા ખાનપાનની જોગવાઇ ઠીક ન હોવાથી હું કેદમાંથી છૂટેલા કેદી જેવો દુર્બળ થયો હતો, એથી મારા પિતાએ ફરી મને સાં મોકલવાનું માંડી વાળ્યું. મારા પિતા ત્રણ મળે તેરનું જોર કરે એવા હતા. તેમના શોખી સ્વભાવથી તે "રાજારામ ભાઉ" કહેવાતા; ભાઉ સાહેબો કહેવાતા જેમ "ભરમ ભારી ખિસ્સા ખાલી" હોય છે, તેમ તેમને થયું હતું. આથી તંગી ટાળવા અને દેવું વાળવા તેમણે કપાસના વ્યાપારનો સટ્ટો કર્યો, જેમાં, "લેવા ગઈ પૂત અને ખોઈ આવી ખસમ" જેવું તેમને થયું. વૃદ્ધાવસ્થામાં તેમની આ દશા થવાથી અભ્યાસમા આગળ વધવાની આશા મેં માંડી વાળી, અને સન ૧૮૬૫ના ફેબ્રુઆરીમાં રૂ. ૧૦) ના આસિસ્ટંટ મહેતાજીની નોકરીમાં શીતપોણ ટંકારીઆ ગામની નિશાળમા જોડાયો. ત્યાંથી પાંચેક મહિના પછી રૂ. ૭) ની સ્કોલરશીપ લેઇ હું જુલાઈ માસમાં સુરત ટ્રેનિંગ સ્કૂલમાં દાખલ થયો.

હવે હું પૂર્વાવલોકનમા મારી બાલ્યા અને કિશોરવય તરફ જરા દૃષ્ટિ કરાવીશ. નાનપણથીજ હું રસીક, પ્રેમી અને વાચાળ હતો. ગામમા માણભટ્ટ ભારતની કથા કરવા આવતા તેમની ભારત કથા ભાવથી હું એકાગ્ર ચિત્તે બહુ પ્રેમથી સાંભળતો, અને રાત્રિએ જે સાંભળ્યું હોય તે મારા સંબંધી કે પાડોશીને દિવસે વ્યાસની રીતે થોડું ઘણું ગાઇ સંભળાવતો હતો. બાળપણથીજ મને કવિતાનો છંદ હતો. ચોથી ચોપડી શીખતો હતો ત્યારે તે ચોપડીમાંની લોભીયા બ્રાહ્મણની વાત કવિતામાં સ્લેટમા લખીને મેં મારા સોબતીને બતાવી હતી; તથા તેજ રીતે સાતમી ચોપડી શીખતો હતો ત્યારે મંગો પાર્કની વાત કવિતામાં લખી ચોપડીમાં રાખી હતી. સોળ વર્ષની વય પછી મિત્રો સાથેનો પત્ર વહેવાર બહુધા કવિતામા ચલવતો હતો. હું ઉદ્યોગ કે બુદ્ધિ જેનામાં દેખું તેને બહુ ચહાતો. નાનપણમાં આવી ચાહનાનું પાત્ર મારા મિત્ર રા. સા. ગણપતરામ અનુપરામ

જે ગજકોટ ટ્રેનિંગના પ્રિંસિપાલ અને જુનાગઢ કેળવણી ખાતાના ઉપરી આધકારી થયા હતા તે હતા. હું રમતો રમવાનો છંદી નહોતો, પણ તે જોવાનો બહુ રસિયો હતો. ગિલ્લી દંડા, ભમરડા તથા લખોટીઓની રમત માત્ર હુ જોતો, પણ રમતો નહિ; તોપણ સારા રમનારના દાવ ખેલ દેખી બહુ ખુશ થતો, મારા મોટા માસી માનબાઇનો પ્રેમ મારા ઉપર બહુ હતો, અને તેમનો પુત્ર રામચંદ્ર જે મારાથી વર્ષેક મોટો હતો ને મારો બાળપણનો સાથી હતો; તે પણ કવિતાનો શોકિન હતો; બેઠી બાધણીની કુતોહલ (કૌતૂહલ) ઉપજે એવી કવિતા તે બનાવતો, જે પાત્રીશેક વર્ષની વયે કાળવશ થયો હતો.

સુરત ટ્રેનિંગમા હું દશ માસ રહ્યો, જ્યા નિબંધો રચી વાચવાનો ધારો હેડમાસ્તર નંદશંકર તુળજાશંકરે કાઢ્યો ત્યારે તેમના માન્યા પ્રમાણેનો "સુલેહ" વિષે નિબંધ મેં લખી વાચ્યો હતો, તેથી તેઓ પ્રસન્ન થયા હતા; વાર્ષીક પરિક્ષા વખતે ઇન્સ્પેક્ટર ટી. બી કર્ટિસ મારે મુખે કવિતાનો મુખ પાઠ સાંભળી એવા તાનમાં આવી ગયા હતા કે, પરીક્ષા વખતે બેઠેલા સભ્ય રા. સા. મોહનલાલ રણછોડદાસ આદિએ પોતાના મુખે રૂમાલ ધર્યા હતા. એ સમયનાં અભ્યાસનાં ધોરણ હમણાના જેટલા ઉચા નહોતાં. એવી ઉઘડેલી નિશાળોમા–મહેતાજીઓની તાણ ઘણી હતી, તેથી પ્રાથમિક શાળાઓને યોગ્ય શિક્ષક તૈયાર કરી નોકરી આપતાં હતા. આ કારણથી જોઇએ તેવી ઉંચી કેળવણીનો લાભ મને મળ્યો નહિ.

મહેતાજીની નોકરીમાં હું તા. ૧ લી જુન સન ૧૮૬૬ માં જોડાયો. આમોદ તાલુકાના ઈખર ગામમાં રૂ. ૧૫)ના પગારમાં મહેતાજી થયો, ત્યાથી વર્ષ દિવસમા એજ તાલુકાના સરભોણ ગામમા મારા વતન પાસે રૂ. ૧૮) માં બદલી થઈ, અને ત્યાંથી સન ૧૮૬૮ના નવેંબરમા રૂ. ૧૫) મા દહેજ બંદર બદલી થઇ. પગારની વધઘટનું કારણ ઉપરીની કદરદાની અને શાળાની સ્થિતિને અવલંબી રહ્યું હતું. આ વિષે વિવેચનની અત્ર જરૂર નથી. મુખ્ય ડેપ્યુટી રા. સા. મોહનલાલ રણછોડદાસે ઉન્નતિમાં આણ્યો, અને તેમના પછીના આસિસ્ટંટ ડેપ્યુટી પ્રાગજી વલ્લભભાઇએ અવનતિમાં તાણ્યો. દહેજ ગામ મારા વતનથી દૂર દરિયા પાસે એકાંતમાં હતું, ત્યાં જવાથી હું અશાંત થયો હતો, અને મારૂં મન શોક નિમગ્ન મારી દૈન્ય સ્થિતિને લીધે હતું. એવામાં એ વર્ષના ડીસેમ્બર માસમા ભર-

ચમાં સંગ્રહસ્થાન ઉઘડવાનું હતું, તે જોવા હું ત્યાં ગયો હતો, તેવામાં દુર્દૈવે જાંગે ગુમડું થઈ આવવાથી સંગ્રહસ્થાન જોવાનો જોગ આવ્યો નહોતો, તોપણ બહારની બધી રચના જોઇ હતી. સંગ્રહસ્થાન વિષે ત્રીશ પૃષ્ઠ " બુદ્ધિપ્રકાશ " નાં ભરાય એવો નિબંધ રચનારને રૂા. ૫૦) નું ઇનામ આપવાની જાહેર ખબર એ વખતે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર કર્ટિસ સાહેબે બહાર પાડી હતી. દહેજ આવ્યા પછી તે નિબંધ મેં આઠ દિવસમાં રચી મોકલ્યો હતો, પણ તેનું ફળ મને પ્રાપ્ત થયું નહોતું. દહેજમાં ભરૂચનાં કલેક્ટર સાહેબનો મુકામ આવેલો ત્યારે એ નિબંધ તેમના કચેરી મંડળ આગળ વાંચવાનો જોગ આવવાથી મેં તેમાંની કવિતાઓ સંભળાવી જેથી શ્રોતા મંડળ ખુશ થયું હતું, પણ મને એ નિબંધનું ફળ નહિ મળેલું જાણી જ્ઞાતા પુરુષો આશ્ચર્ય પામ્યા હતા, પણ એમાં આશ્ચર્ય જેવું હતું નહિ, કેમકે નિબંધ સંગ્રહસ્થાનને લગતી હકિકત, તેનો પૂર્વાપરનો ઇતિહાસ જાણવાનો હેતુનો માગ્યો હશે અને મેં તો જે જોએલું તે ગદ્ય-પદ્યમાં લખ્યું હતું. વીશ વર્ષની ઉમર સુધીમાં એટલે કાચી વયમા હું ઘાખર સરભોણમાં મહેતાજી તરીકે રહેલો ત્યાં આસિસ્ટંટોમા મારૂં વજન પડેલું તથા ગામ લોકના મનમાં મારી સારી છાપ પડેલી મેં જોઇ હતી. વયોવૃદ્ધ ડાહ્યા પુરુષો મારા કવિતા આદિના વાંચનથી ચહાતા અને માન આપતા હતા, તથા જુવાનિયા મારા ઉપર સારો સ્નેહ રાખતા હતા. દહેજ ગામમાં આવ્યા પછી પણ તેવુંજ જોવાયું, અને ત્યાં વિશેષ રહેવું થવાથી ગામના લોકોનો તથા ગામના ઠાકોરનો બહુ સ્નેહ થયો હતો.

જો કે ટ્રેનીંગ સ્કુલમાં મને ઉંચી કેળવણી મળી નહોતી, તોપણ નોકરી મળ્યા પછી અભ્યાસી જેવી જીંદગી ગુજારી હું મારા જ્ઞાનમા વૃદ્ધિ કરતો રહ્યો હતો. જેમાં સંસ્કૃત તથા અંગ્રેજીનો અભ્યાસ કરતો, કવીશ્વર દલપતરામની " બુદ્ધિપ્રકાશ " માં આવતી કવિતા મોટી મોહ-સથી વાંચતો, તથા પ્રેમાનંદ શામળ આદિ પ્રાચિન કવિવરોનાં કાવ્ય અને બીજા સારા લેખકોનાં ગદ્યપદ્ય પણ વાંચતો હતો. દહેજમાં મારૂં મન ઉદ્વિગ્ન રહેતું હતું. માથે પિતાનું ઋણ, પહેલી વીશીમાં સંસારની જાળમાં ગુંથાવું, જેમાં બે પુત્રની પ્રજા થઇ હતી, તથા કમાણીનો માર્ગ બહુ સાંકડો હતો, એથી દુસ્તર સંસાર શી રીતે તરાશે એ વિષેના વિચારની હારમાળા ઉદ્વિ-ગ્નતાનું કારણ હતી.મનની આવી સ્થિતિ ચાલતી હતી તેવામાં દહેજમાં પૂર્વાપર નહિ અનુભવેલો એવો ભીષ્મ (ભયંકર) ગ્રીષ્મકાળ કોળેજી ઉપલ

પાથન કરે એવો પ્રથમજ સંવત ૧૯૨૫ મા જોવામા આવ્યો, જેથી મારી અનર લાગણી ભારેલા અગ્નિ પેઠે, કાળના વહેનાથી શાત પડી હતી તે એ સમયના દહેજ બારામા વાતા ભયકર વાયુથી ભડકો થઈ ઉઠી તેથી મે મારો જન્મ વૃતાત જન્મથી તે એ સમય સુધીનો કવિતામા લખ્યો ને તેનુ નામ " દેશ દુ ખ દર્શક " આપ્યુ વળી એ વખતમા ઘોઘર, મરોળીણ તથા દેહજમા રહી જે કંઈ પ્રાસ્તાવિક ગદ્યપદ્ય લખ્યુ હતુ તે ભેગુ કરી " પ્રથગ વિષય ' નામનુ પુસ્તક લખ્યુ આ પ્રમાણે મે અત્યાર સુધીમાં ભરૂચ સગ્રહસ્થાન, દેશ દુ ખદર્શક તથા પ્રથગ એ ત્રણ પુસ્તક લખ્યા હતા

ઉપર જણાવેલા મારા ત્રણ લેખ કવિતાના કાચા ફાગ જેવા હતા દેહજમા આવે તેર માસ વીત્યા પછી મારે એક વિદ્યાનુરાગી મિત્ર સાથે મૈત્રી થઈ તે મિત્ર અમલેશ્વરના મહેતાજી બધુ મારી વયના હતા તેમનો તા ૧૫ મી સપ્ટેબર સન ૧૮૬૯ નો પત્ર મારા ઉપર આવ્યો તે પોતાને અનુરૂપ મિત્ર મેળવવા બહુ ઉત્સુક હતા તેમણે પોતાનો અભિલાષ પાર પાડવા કેટલાક મહેતાજીઓને પત્ર લખી જોયા હતા, જેમા તેમના મનની તૃપ્તિ મારાથી થઇ હતી, અને તેથી મારો તેમનો પત્રવ્યવહાર ગદ્યપદ્યમા ચોપાનિયા રૂપે ચાર વર્ષ ચાલ્યો હતો આ મિત્ર તે કવિ છોટાલાલ નરભેરામ હાલ વડોદરા નિવાસી, ગુજરાતી પ્રાચીન કાવ્યોના ટીકાકાર અને વિવેચક તથા વાગ્ભટાદિ સસ્કૃત પુસ્તકોના ભાષાતર કર્તા, ગુજરાતીમા 'રસશાસ્ત્ર' અને 'શાતિસુધા' કાવ્યના રચનાર હતા એ મિત્રના પત્ર વ્યવહારથી મારી કાવ્યશક્તિ ખીલતી જતી હતી અને સસ્કૃત આદિ જ્ઞાનમા વૃદ્ધિ થતી હતી મારી કવિતાને ખીલી ઉઠવાનુ, નવો રસાલ કાલ આવવાનુ "ચાવડા ચરિત્ર" કાવ્યના રસાનુભવથી થયુ હતુ ઘણુ કરી દુ સરભોણ હતો ત્યારે " બુદ્ધિ પ્રકાશ"મા કવિ હરજીવન કુબેરજી જે હમણા કવિરાજ નામથી પ્રસિદ્ધ છે, તેમના ચાવડા ચરિત્ર કાવ્યની પહોચ મારા વાચવામા આવી હતી, જેમાની એ કવિતા વાચી તે પુસ્તક આખુ વાચવાને હુ બહુ ઉત્સુક થયો હતો, પણ તે વખતે એ પુસ્તક મળ્યુ નહોતું દહેજ આવ્યા પછી લખી ગામની નિશાળમાથી તે મળી આવ્યુ, જે ગામના સભ્ય લોકને સભળાવી મે એવા પ્રસન્ન કર્યા હતા કે, જેમણે મારાથી સાભળ્યુ હશે તે જીવતા સુધી મને સ્મરણમા રાખ્યા વિના રહેશે નહિ ચાવડા ચરિત્રે ગામ લોકનો ચાહ મારા ઉપર ઘણોજ વધાર્યો હતો, એ વિષે સારમા લખતા પણ લબાણ થા

માટે કશું લખતો નથી. ચાવડા ચરિત્ર કાવ્ય મારી કવિતાની છાપને સ્વાતિ-જળ જેવું, કાવ્ય વાટિકાને મધાની વૃષ્ટિ જેવું તથા નવોઢાને રસિક રમણ મળ્યા જેવું થઇ પડયું. હું ખરૂં કહું છું કે, એ કાવ્યે કરી મારી કવિતા-વેલી ખીલી. એ સમયથી તેનું રૂપ બદલાયું અને ગજરેલ સરાણે ચઢાવ્યા જેવો ચમત્કાર એ પછી અનુભવાયો.

ચાવડા ચરિત્રની ચૂટકી લાગ્યા પછી સંવત ૧૯૨૭ માં મેં શ્રાવક લોકના ભોજકને મુખે સાંભળેલા લીલાવતીના રાસ ઉપરથી છંદોબદ્ધ "લીલાવતી કથા" રચી, જે મારા ગ્રંથોમાં જનપ્રિય ગણાઈ છે, એ કથા-માંના " આત્મજ્ઞાનોપદેશ " પરથી થતી મારી પરિક્ષા જોવા તે વૃદ્ધ ડોશી-ઓને સંભળાવ્યો હતો, જે સાંભળી તેમનાંમાં મારે વિષે ગુરૂ જેવી ભાવના સ્ફુરેલી મેં જોઈ હતી.

લીલાવતી કથાને પ્રસિદ્ધિમાં લાવવા, એ દ્વારે મારૂં દારિદ્રય દૂર કરવા મેં મનમાં ઘણાં ઘણાં હવાઈ કિલ્લા ચણ્યા, પ્રયત્ન કરી જોયા પણ કશું વળ્યું નહિ. વય, વસિલો અને વિખ્યાતી નહિ એવાનું નજ વળે એ સિદ્ધાંત પાકો કરી મેં એ વિષે પાંપળાં કરવાં પડયાં મૂકયાં-એવામાં ૧૮૭૧ ના જુલાઇ માસમાં ભરૂચ જિલ્લા ખાતે રા. સા. ગોપાળજી ગુલાબભાઇ દેશાઈ સબ ડેપ્યુટી થઈ આવ્યા. પાછળથી તેઓ ડેપ્યુટી થયા હતા. તેમણે આવતાં વારને પોતાના રોપનો કોરડો મહેતાજીઓ ઉપર મોટી ચોંપથી ચલાવવા માંડયો. મારે ને તેમને એક વાતમાં મતભેદ પડવાથી બંન્નેની તકરાર ઈન્સ્પેકટર સુધી ગઇ. મેં સત્ય વાત અર્જી દ્વારા ઇન્સ્પેકટર સાહેબને જણાવવા ઉપરીના ભયથી ન ડરતાં મનનું સાચ્ચું સ્વાતંત્ર્ય દર્શાવ્યું, તેમ તેમણે પોતાના સામે માથું ઉંચકનારને નોકરીથી દૂર કરી પોતાના કામનો માર્ગ મોકળો કરવા ડૉકટર જી. બુલર, એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને વિનંતી કીધી; જેમાં બંન્નેને શાંત પડવાનો ન્યાય મળ્યો હતો. આ તોફાની ગડગડાટ એક બીજાને જાણ્યા પીછાણ્યા પહેલાંજ થયો હતો અને તેથીજ " પાણીમાં રહેવું અને મગર સાથે વેરાણું ". જેવું જોઈ તેમના તાબામાંથી છુટવા મેં વિચાર્યું હતું. પણ પછી મારૂં તેમને મળવું થતા અન્યોન્યે એક બીજાને ઓળખી લીધા હતા. તોપણ મારી નિશાળની પરિક્ષા તેમને હાથે ઠીક ન ઉતરવાથી મારો પગાર રૂ. ૨૦) થયો હતો, તે પરિક્ષા પછી રૂ. ૧૫) થયો. વખત જતાં મારી શુદ્ધ વૃત્તિ અને નિર્દોષ સ્વતંત્ર સ્વભાવ જોઇ મારી સાથે તેમનો સ્વાભાવિક સ્નેહ થયો, ત્યારે મેં મારી "લીલાવતી કથા"

તેમને બતાવી તે ઉત્તેજન મળવા શું કરવું તે વિષે પૂછ્યું: તેમણે એ કથા અવકાશે અવલોકિ ઇન્સ્પેક્ટર સાહેબ તરફ મોકલી ઉત્તેજન મળવા અરજી કરવા પત્રદ્વારે જણાવ્યુ, પણ તેમ કરી જોવાનો પરિણામ નિષ્ફળતામાંજ આવ્યો; એ પછી સન ૧૮૭૫ મા પરિક્ષા માટે તેમનું દહેજ આવવું થયું ત્યારે મેં તેમને પૂછ્યુ કે, હવે હું શો વિષય લખું કે સરકારમાંથી ઉત્તેજન મળે ? તેમણે વિચારી ઉત્તર આપ્યો કે, કેળવણી ખાતા સંબંધમાં કવિતારૂપ ઇતિહાસ લખો એમા બુક કમીટીને વાંધો કાઢવા જેવું કશું નહિ આવે. વળી એ વિષય નવીનજ ગણાઈ એને કેળવણીખાતા તરફથી ઉત્તેજન મળશે. મેં આ સૂચના સાભળી કહ્યું કે, એ વિષય કવિતામાં મારાથી લખી નહિ શકાય. વિષય કવિતા ગ્રહણ કરે એવો જોઇએ. એ વિષયમા કવિતા રસયુક્ત રચાય નહિ, અને જેમા રસ ન આવે તે કવિતા કહેવાય નહિ. આ પ્રમાણે સમજાવી મેં કહ્યું, તોપણ યત્ન કરી જોવા મને તેમણે આગ્રહ કર્યો હતો, તથા એક બે વાર મળવું થતા તે વિષે ટોકણી કરી હતી; એથી થોડો વખત વીતતા મેં એ કામનો આદર કર્યો હતો. આ સમયમાં મારા પિતા તા. ૫મી ઑગસ્ટ સન ૧૮૭૫, સંવત્ ૧૯૩૧ ના શ્રાવણ સુદિ ૪ ગુરૂવારે દહેજમાં દેહોત્સર્ગ પામ્યા. પરલોક ગમન પહેલાં પહોરવારજ તેમણે મને પોતાની પાસે બોલાવ્યો, અને ખાટલામાં બેઠા થઈ લાકડીનો ટેકો રાખી સ્થિર રહી પ્રસન્ન સુખમુદ્રા કરી બોલ્યા કે—

" ગણપત ! આજ હું બહુ પ્રસન્ન છું ! તારા ઉપર બહુ પ્રસન્ન છું !! તેં મારે માટે બહુ કર્યું છે. બાપ માટે તારા જેવું કરનાર થોડાંજ હશે. આજ તને આશિષ આપું છું કે, તારૂં કોટિ કલ્યાણ થજો ! " ઈત્યાદિ. આમ છેલ્લો આશિર્વાદ આપ્યા પછી રાતના સાડા સાત વાગે તેઓ નિર્વાણ પામ્યા હતા.

સન ૧૮૭૬ ના ડિસેંબર આખરે દહેજથી મારી બદલી ભરૂચમાં નં. ૩ ની નિશાળમાં થઈ, ભરૂચમાં પ્રસિદ્ધિમાં આવવાનો મને પ્રથમ પ્રસંગ મળ્યો. એ યોગ એવી રીતે આવ્યો કે, એ શહેરમાં નાના પાયા ઉપર પ્રાર્થના સમાજ ચાલતો હતો, તેના પ્રમુખ રા. રા. ગુરજીરામભાઈ ભાર્ગવ બ્રાહ્મણ, જે એ શહેરમાં રેજીસ્ટ્રાર હતા તેમને મેં તા. ૨૮ મી જુલાઇ સન ૧૮૭૭ શનિવારે ચીઠી લખી જણાવ્યું કે-રવિવાર આપને ત્યાંનું પ્રાર્થનાદિનું કામ પતયા પછી મને કંઇક બોલવા અવકાશ આપશો કે શી રીતે ? મને ઉત્તર મળ્યો કે-ઘણી ખુશી સાથે આપને પહેલી જોગવાઇ

આપીશું. તા. ૨૯ મી રવિવારે સાયંકાળે હું સમાજમાં ગયો, ત્યાં ક્રમ પ્રમાણે સમાજનું કામ ચાલવા દેવાનું કહી પછી મેં બોલવાનું રાખ્યું. એ વર્ષમાં અષાડ માસ વીત્યા સુધીમાં વર્ષાદ નહિ થયેલો તેથી મેં તે સંબંધમાં ઈશ્વર પ્રાર્થનાની કવિતા રચી હતી. એ સમયે તે સંભળાવતાં સમાજ બહુજ પ્રસન્ન થયો અને મારાપર પ્રેમ દર્શાવ્યો. પ્રમુખે પછી વર્ષાદ સંબંધમાં ઈશ્વિર પ્રાર્થના કરવા મોટો જનસમાજ તા. ૧૯ મી ઓગસ્ટ સંવત્ ૧૯૩૩ શ્રાવણ સુદિ ૧૧ રવિવારે મેળવવા ગોઠવણ કરી, તે મેળામાં વાંચવા નવી પ્રાર્થના રચી લાવવા ચીઠી લખી મને વિનંતિ કીધી હતી. શ્રાવણ સુદિ ૧૧ રવિવારે શહેરના નામાંકિત નરો, સંભાવિત ગ્રહસ્થો તથા બીજાઓનો મોટો મેળો મળ્યો હતો, જેમાં પ્રાર્થના સમાજના મેંબરો તથા અન્ય જનો પણ હતા. અનેક ઉત્સાહીઓ ગદ્ય પદ્યમાં પ્રાર્થના રચી લાવ્યા હતા, અને સભાનું પ્રમુખસ્થાન રા. બા. ચુનીલાલ વેણીલાલ ડેપ્યુટી કલેકટરે દીપાવ્યું હતું. એ સમયે ઈશ્વર પ્રાર્થનાનું લાંબું ભાષણ પ્રમુખના સુપુત્ર મોતીલાલ ચુનીલાલ હાલ જેઓ ભરૂચ મ્યુનિસીપાલીટીના પ્રેસિડેન્ટ અને તે સમયે ટ્રેઝરી ઓફીસના હેડ એકાઉન્ટેટ હતા તેમનું હતું; કવિ દલપતરામ દુર્લભરામે, પ્રાર્થનાની કવિતા સુરકે ગાઈ સંભળાવી હતી તથા બીજાઓએ પણ સમયાનુસાર ભાષણ કર્યા હતાં. સર્વ બોલી રહ્યા પછી પ્રમુખને અપરિચિત એવો, તે વખતમાં ચોથિયા નાવથી તવાયલો હું બોલવા ઉભો થયો. મારી કવિતારૂપ પ્રાર્થના સાંભળી શ્રોતાઓ બહુ પ્રસન્ન થયા; જેમાં સભાધ્યક્ષ ઉપર તેની ઘણી અસર થઈ. આથી તેમણે મારી પાસે બેઠેલા પોતાના શિરસ્તેદાર રા. રા. હરિનારાયણ બાપુરામ જે મારા જ્ઞાતિબંધુ અને સંબંધી હતા, તેમને મારે વિષે પૂછ્યું; જેમણે તે વિષે ખુલાસો કરતાં ઉભા થઇ ખુલ્લા અંતઃકરણથી ભાષણ કરતાં તેઓ બોલ્યા કે—" અહિં બહુ પ્રાર્થનાઓ બોલાઈ, પણ પ્રભુ જે સાંભળી પ્રકટ થાય અને તેમના અંતરમાં ઉતરે એવી પ્રાર્થના મહેતાજી ગણુપતરામની છે, આપણ ચર્મચક્ષુથી ઇશ્વરને જોઈ શકાતા નથી, પણ આ ગણુપતરામની પ્રાર્થના સાંભળવા પ્રભુ અત્ર પધારેલા હોવા જોઇએ, અને તેથી આપણે ખુરશીઓ અને બાંક ઉપર બેસી એ પ્રાર્થના સાંભળી એ અઘટિત કીધું છે. ખરી રીતે તો એ છે કે એ પ્રાર્થના આપણે સર્વેએ ઉભા રહી હાથ જોડી સાથે ઉચ્ચારવી જોઇએ, છાપેલી તેની પ્રતો આપણી પાસે નથી તેથી તેમ થઇ શકતું નથી. એ દિલગીર થવા જેવું છે; તોપણ આપણી ભુલ સુધારવા હવે બેઠકો ઉપરથી

હેઠે બેસી જઇ ગણપતરામને આપણી વચ્ચે બેસાડી હાથ જોડી પ્રભુનું ધ્યાન ધરી જાણે આપણેજ પ્રાર્થના કરતા હોઇએ તેમ એ પ્રાર્થના ફરી વંચાવવી." આ પ્રમાણે અધ્યક્ષના કહેવા પછી તેમ કરવામાં આવ્યું હતું; એવામા કોઇએ તેમને કહ્યું કે, ગઇ વખતની પ્રાર્થના આ કરતાં ઉતરે એવી ન હતી. આ ઉપરથી તે પ્રાર્થના પણ ફરી વંચાવી હતી. સભાધ્યક્ષ રા. બા. ચુનીલાલે એ પછી મારી પ્રાર્થનાની નકલ કરી તેમને આપવા ઇચ્છા જણાવી. દર રવિવારે અવકાશે પોતાને ત્યા આવવા મને મીઠા બોલોમા કહ્યું હતું. ત્રીજી પ્રાર્થના રચાતી હતી એવામાં વર્ષાદે લીલાલહેર કરવાથી તે પ્રાર્થના, ઈશ્વરનો ગુણાનુવાદ તથા તેનો ઉપકાર કૃષ્ણાષ્ટમીની સભામાં વાચ્યો હતો. સંવત્ ૧૯૩૪ આષાઢ સુદિ ૧૧ના દિવસે એ વર્ષમાં સવેળા દાદ સાભળી પર્જન્યપ્રેર્યો સંબંધમાં ઉપકાર સ્તવન ગાયું હતું. કોઈ પણ સભા પ્રસંગે હું બોલવાનો છું એમ જાણતા તો ત્યાં રા. બા. ચુનીલાલ અવશ્ય પોતાની હાજરી આપતા હતા. વર્ષાદ સંબંધની ઇશ્વર પ્રાર્થનાની એક નાની ચોપડી તે વખતની લખેલી મારા લેખોમાં ગણવા જેવી છે.

સન ૧૮૭૭ ના અક્ટોબરમાં રા. સા. ગોપાળજી ડે. એ. ઈ. ની બદલી ખેડા જીલ્લામાં થવાથી તે ત્યાં જવાના હતા, તેવામાં ભરૂચ જીલ્લાના ઘણાખરા મહેતાજીઓ મળવા-ભેટવા ભરૂચ આવ્યા હતા. એવામાં તે તેમના મકાનમાં મહેતાજીઓનુ થોડું મંડળ બેઠું હતું તે વખતે રા. સા. ગોપાળજીએ સુચવેલો કેળવણીનો કવિતારૂપ ઇતિહાસ જેને મેં "ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ" એવું નામ આપ્યું હતું તેમાંનો અમુક થોડો ભાગ વાંચી સંભળાવ્યો. જેની અસર રા. સા. ગોપાળજી ઉપર એવી થઇ કે, તેથી તેમને હર્ષાશ્રુ આવ્યા અને તેથી તેઓ ગદગદ સ્વરે બોલ્યા કે-"ગણપતરામ! હું ગરીબ છું; જો રાજા હોત તો તમારી કવિતા એવી છે કે, એક ગામ આપત! તોપણ મારી ગુંજાસ પ્રમાણે હું તમને રૂ. ૨૦૦) આપીશ તે સ્વીકારજો." આ વખતે ભરૂચના તાલુકા માસ્તર મગનલાલ હરિભાઇ ત્યાં હતા તેમણે કહ્યું કે, "અમો સર્વ મહેતાજીઓ એ પુસ્તકના ગ્રાહક થઈ ઉત્તેજન આપીશું માટે આપે એમ કરવાની જરૂર નથી." આ પછી તા. ૧૫ અક્ટોબરને દિવસે ભરૂચની મુખ્ય નિશાળમાં મહેતાજીઓ તથા શહેરના સંભાવિત ગ્રહસ્થોની સભા ભરવામાં આવી, જેમાં અંગ્રેજી સ્કુલના માસ્તરો આદિ પણ હતા. પ્રમુખપદ એ સભામાં રા. બા. ચુનીલાલ વેણીલાલને આપવામાં આવ્યું હતું; જે વખતે મેં પ્રાચીન કેળવણી સંબંધની કવિતાઓ

ગાઈ મભજાવી હતી, જે સાભળી અગ્રેજ કુલના સ્વદેશાનુરાગી, દેશાભિમાની માસ્તરે ભારતવર્ષની પૂર્વ કેળવણીનો વૃત્તાંત સાભળી મોટી હર્ષ ગર્જના કરી ઉઠયા હતા મહાધ્યક્ષ તુષ્ટિદાનમા મને બધાવવાની પાઘડી હાથમા લઇ એ વખતે બોલ્યા હતા કે,–"તમારા ગુણના પ્રમાણમા આ વસ્તુ નહિ જેવી છે, તોપણ ફુલ નહિ, ફુલની પાખડી ગણી કસુર રાખશો ' એ પછી મેળાવડો વિસર્જન થયો હતો સન ૧૮૭૭ના આક્ટોબર માસની આખરમા ગ સા ગોપાળજીભાઈનું ખેડા જીલ્લા ખાતે જવુ થયુ અને મને મારા ગ્રથ સબધમા રૂા ૨૦૦) ઉત્તેજન મળ્યુ એથી "ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ" છપાઈ પ્રસિદ્ધ થયો સમય આવેજ ફળ પાકે છે, તેમ એ સમય પછી "લીલાવતી કથા" માટે પણ થયુ રા બા ચુનીલાલ વેણીલાલને તેમના પરિચયમા આવ્યા પછી એ કથા મે જોવા આપી હતી તેમણે તે પ્રસિદ્ધ રીતે વચાવવા સભા ભરી એજ વર્ષના નવેબરમા મારી લીલાવતી કથાને પ્રસિદ્ધિમા આણવા ઉત્સાહ દર્શાવ્યો, જેનુ પરિણામ બ સારૂ આવ્યુ ભરૂચમાથી એ કથાનેસારૂ અનુમોદન મળ્યુ, તેમજ મુબઈના નામાંકિત નરો ગ બા ચુનીલાલભાઈના મિત્રો, ડીસે બરમા નાતાલ ટાકણે ભરૂચ આવ્યા હતા તેમના તરફથી પણ સારૂ ઉત્તેજન મળ્યુ કચ્છના દિવાન રા બા મણિભાઇ જશભાઇને વિનતીપત્ર લખવાથી ત્યાથી પણ જોઇએ તેવુ ઉત્તેજન મળ્યુ, તેમજ બીજેથી પણ ઠીક ગ્રાહક મળી આવ્યા, આથી એ ગ્રથ છપાવવાને જોગવાઇ મારાથી થઈ શકી આ પ્રમાણે મારા ભાગ્યનો ઉદયકાળ થતા હુ સન ૧૮૭૭મા ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ અને સન ૧૮૭૮ મા લીલાવતી કથા પ્રસિદ્ધ કરી શકી કઇક પ્રસિદ્ધિમા આવી શક્યો, તથા અનેક સુજ્ઞ જનોના હૃદયમા પ્રેમથી વસી શક્યો નામાંકિત નરમણી દિવાન બહાદુર મણીભાઈ જશભાઈના અતરમા પણ અપરિચિત છતા એ વખતથીજ વસ્યો, સમય જતા ઘણોજ ઠર્યો, એવો કે તેમના અવસાન સુધી ખસ્યો નહિ તેમના છેલ્લા મદવાડ સમયે સંવત્ ૧૮૫૬ના ફાગણ માસમા હુ તેમને જોવા ગોટલાદ ગયો હતો ત્યા બે દિવસ રહી તેમની આજ્ઞા લેવા હુ તેમની પાસે ગયો ત્યારે તે પોતાની પાસે બેઠેલા સ્વજ્ઞાતિ નાગર મડળી પ્રત્યે બોલ્યા હતા કે—

"જીવતાને કોઈ જાણતું નથી, પણ મુઆ પછી તેના ગુણ ગવાય છે આ કવિ છે, હમણા એ બહુની જાણમા નથી, પણ પાછળથી ગુજ-

રાતમા એ બીજા પ્રેમાનંદ કહેવાશે!" મારી ગ્રંથ કૃતિઓથી મારી ગણના તેમને વખતના વહેવા સાથે એ પ્રમાણે થઈ હતી.

ભરૂચમા લીલાવતી કથા સભામા સભળાવતા શ્રોતા બહુ પ્રસન્ન થયા હતા. તે સમયે રા. બા. ચુનીલાલ પોતાને ઉપજેલો આનંદ દર્શાવતા બોલ્યા હતા કે, "અમદાવાદ શહેરને માટે જેમ કવીશ્વર દલપતરામ છે, તેમ હવેથી આપણા શહેરના કવિ ગણપતરામને ગણવા."

ઉપર પ્રમાણે ભરૂચમા માગ ઉદયનુ પ્રભાત થઈ ભાગ્ય ભાનુના કિરણ જરા જણાતા કષ્ટનુ કાળુ વાદળ ચઢી આવ્યું, રા. સા. ગોપાળજીને ખેડા જીલ્લામા ગયા પછી તેમના સ્વભાવની ઉગ્રતાને લીધે પોતાની ઓફીસના કારકુનો તથા કેટલાક મહેતાજીઓ સાથે અણરાગ થયો. સાવધાનપણું થોડું, તડાક ભડાક દેશ કાળ જાણ્યા વીના બોલવું અને અંતઃકરણ ઉઘાડુ એ દોષે તેમનું અનિષ્ટ ઇચ્છનારાઓએ એમના ઉપરી ઇન્સ્પેક્ટર સાહેબના કાન ભર્યા તથા તેમના ભડભડિયા સ્વભાવનું છીદ્ર તેમના આગળ ધર્યું. આથી થયું એમ કે, એમના સંબંધમા જે જે આવેલા તેમને માથે તવાઈ આવી; જેમાં મુખ્ય હું હતો. જો કે રા. સા. ગોપાળજીએ મારૂં કશું દળદર ફેડ્યું નહોતું, પણ આવતાવારને તેમની મારેલી પાટુથી હું પાછો પડયો હતો, તોપણ મારા ગુણ જાણી પાછળથી મને તેમને ચાલ્યો હતો અને તેમની રૂડી સલાહ સ્વીકારી, મેં ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ કેળવણી ખાતાના વરિષ્ટ અધિકારી સાહેબ તરફથી મારી સારી કદર થવા મેં રચ્યો હતો. ઇન્સ્પેક્ટર મી. ઈ. જાઇલ્સ સાહેબને ગોપાળજી સંબંધમાં વાંકું પડવાથી મારૂં ઇષ્ટ થવા મેં કીધેલો યત્ન મારૂં અનિષ્ટ કરતાં થઈ પડયો. જો કે મારા યત્ન સંબંધમાં વિદ્દદ્વર્ય ગુજરાતી ગ્રંથ વિવેચક રા. સા. નવલરામ લક્ષ્મીરામે ૧૮૯૮ના "ગુજરાતી શાળા પત્ર" અંક પાચ-૭ માં ભરૂચ જીલ્લાના કેળવણી ખાતાના ઇતિહાસનું વિવેચન કરતાં મારી કૃતિની પ્રશંશા કરી મારૂં ભવિષ્ય સારૂં ભાખ્યું હતું, છતા આ વખતે તો તેથી હું રાહુની દશામાં આવી પડયો; મારો પાંચ વર્ષનો પુત્ર ગત થયો હતો, હું અવસાનના મંદવાડમાંથી જરા પાસુ ફેરવતો થયો હતો તેવામાં ઇન્સ્પેક્ટર સાહેબે મુકામ અમદાવાદથી ભરૂચ તા. ૧૬ ડીસેંબર સન ૧૮૭૮ના રોજ સાંજરે આવી ગોપાળજી સંબંધમાં તથા મારા ગ્રંથ સંબંધમાં મને સતાવી જોયો, પણ મેં નિડર પણે જે સત્ય હતું તેજ નિવેદન કર્યું; તા. ૨૨ મી ફેબ્રુઆરી સન ૧૮૭૯ના દીવસે પણ

તેમને મને પોતાની પાસે તેડી ફરી વાત છેડી પોતાને વહેમ હતો તે સંબધમાં પૂછ્યું, પણ તેમને પથ્ય ન આવે એવું કહે મારી નોકરી જશે, કે મને પગારેમાં નુકશાન થશે એ વાતનો જરા પણ ધોકો ન ધરતાં મેં સત્યજ નિવેદન કર્યું; પણ તેથી તેમનાં મનની તૃપ્તિ થઇ નહિ જેનું પરિણામ એ આવ્યું કે સન ૧૮૭૯ના મે ની આખરે મારી બદલી રૂ. ૧૫) ના પગારમાં ખેડા ઇલ્લાના કરમસદ ગામમાં થઇ. ભરૂચમાં મને એ વખતે રૂ. ૨૧) પગાર હતો અને રૂ. ૨૫) થવાની વકી હતી, એવામાં અજવાળામાં આવતો આ જીવ અંધારામાં ફેંકાયો. આ સમયમાં રા. સા. ગોપાળજીના પ્રસંગીઓ પણ ઓછે પગારે અનુચિત સ્થાને જઈ પડવાની પીડામાં આવી પડયા, અને તેમને પોતાને અધુરી મુદ્દતે પેન્સન લઇ "રીટાયર્ડ" થવાની જરૂર પડી. મારે રાહુ સ્થાનમા આવ્યા જેવું થયું, તોપણ હું નિસ્તેજ થયો નહિ, પણ થોડો સમય વીત્યા પછી પાછો અજવાળામા આવવાનું તપ આદરી બેઠો. કેળવણી ખાતા તરફની લેખા દેવી મેં જોઈ લીધી, એથી અભ્યુદયનો રસ્તો સરસ્વતી સેવનમા જ જોયો, મારે ખરનો માર્ગ તેજ જણાયો, અને તેથી પ્રકાશમા આવવા "પ્રતાપ નાટક" લખવા લક્ષમા લીધુ. એ નાટક લખવાની પ્રેરણા રા. સા. ગોપાળજીએજ કીધી હતી. એ વિષે પ્રતાપ નાટકની પ્રસ્તાવનાના પરિચ્છેદ ચાર, પાંચ, માં જણાવ્યું છે. એટલે અત્ર તે વિષે કશું જણાવતો નથી. પ્રતાપ નાટકનો પોણો ભાગ કરમસદમા લખી નડિયાદમા મે તે પૂર્ણ કર્યું હતું. સન ૧૮૮૦ માં સપ્ટેંબરમાં મારી માગણીથી મારી બદલી સરખે પગારે નડિયાદ બ્રાંચ નં. ૩ ની નિશાળમા થઈ હતી પણ રાહુની દશામાં, ઉણું હશે તે પૂરું થવા ત્યાંથી સરખેજ પગારે ખેડાની નિશાળમા સન ૧૮૮૧ ના ઓકટોબર આખરે, ખરે મને પણ દુ:ખી થવા ત્યાંના પહેલા આસિસ્ટંટની જગોએ મારી બદલી થઈ. આ બદલી મારી કોઇ પણ કસુર માટે નહિ પણ ખેડાની કન્યાશાળાના મહેતીની બદલી નડિયાદ થવાથી તેમના સ્વામીની સગવડ નડિયાદમાં કરવા માટેજ કરવામાં આવી હતી; જે મારા ભાવીમાં ઉદ્યોત ફગવનારી હતી, છતા તેને મેં મારા અભ્યુદયમાં પૂર્ણ અંધારૂં કરનારી જાણી. મારા પુત્રો નડિયાદમાં અંગ્રેજી કેળવણી લેતાં હતાં એથી મારૂં ગૃહસુત્ર મારે ત્યાંજ રાખવું પડયું અને જાતેજ ખેડામાં રહેવું પ્રાપ્ત થયું; આથી અદ્યાપિ સુધી બહુધા હાથે "રોટ મંથન" નહિ કરેલું એવો હું બહુજ ગભરાયો, અને તેથી શુભેચ્છુઓની સલાહ માની પ્રતાપ-

નાટક દ્વારા મે મારૂં ભાવિ જોવાનો નિશ્ચય કરી નોકરી ઉપરથી રજા લઈ દેશાટન કરવાનો આદર કર્યો. રાહુની છાયામા રહે કોઇ પણ ગ્રહનું ગ્રહણ છૂટતું નથી. જો તે ગતિ કરી ખસે તોજ પાછો તેનો પ્રકાશ થાય છે; મેં આ વાતનું અનુકરણ કરી મારા ભાવીનો પ્રકાશ થવા પ્રતાપ નાટકના પ્રસિદ્ધિ પત્રરૂપે ખેડેથી ખશી મારૂં અદષ્ટ અજમાવી જોયું; જેનું પરિણામ ધાર્યા કરતાં અતિ ઉત્તમ આવ્યો. પ્રતાપ નાટકની કૃતિએ મારા ભાગ્યની ઉંધી પડેલી નૌકા છતી કરી નાખી. રા. સા. મોતીલાલ સુતીલાલ એ સમયે મહેમદાબાદમાં મામલતદાર હતા, અને ભરૂચમાથીજ મારા શુભેચ્છક સ્નેહી થયા હતા, તેમના આગ્રહથી દીન ૬ની "કેઝ્યુયલ" રજા લઈ તા. ૧૬ મી માર્ચ ૧૮૮૨ મા મેં લીંબડીના ઠાકોર સર જસવંતસીંહની ભેટ લઈ સભા ભરાવી પ્રતાપ નાટક પ્રદર્શિત કર્યું. જ્યાં મારૂ સારૂં સન્માન થયું. એ પછી તા. ૧૩મી એપ્રીલથી માસ ૧) ની હકની રજા લઇ ભાવનગર, પાલીતાણા આદિ સ્થળે ફર્યો પણ સમયની પ્રતિકુળતાથી ધાર્યો અર્થ સર્યો નહિ, તોપણ ફેરો નિષ્ફળ ન જતા ત્યાં સારૂં બીજારોપણ થયું, જેથી બીજી વખતના પ્રવાસમાં ઇચ્છત કામ ભાવનગર તથા જુનાગઢ જવાથી થયું. ટૂંકી રજામાં ધાર્યું કામ કરવામાં ઠીક ન પડવાથી મેં તા. ૧૯મી ઑગસ્ટથી એક વર્ષની પગાર કપાતે રજા લીધી, અને "આટા તોલ ઠીકરી જલતી હૈ" એ સ્થિતિમા અમદાવાદમાં ગૃહસુત્ર મુકી કમ કસી જોવા હું બહાર પડયો; જેનો પરિણામ એ આવ્યો કે, પ્રતાપ નાટકે મારા અભ્યુદય ઉપર આવેલું કાળું વાદળ ખમેડી નાખ્યું; અને ઋણ મુક્ત કર્યો; દારિદ્રયને મારા ઘરમાથી હાંકી કાઢ્યું. પ્રતિષ્ઠા સાથે પૈસાની પ્રાપ્તિ કરાવી; સ્વપ્ને પણ જેમનો સમાગમ દુર્લભ એવાં નામાંકિત નરો નરવરો સાથે સ્નેહ જોડાવ્યો તથા મારી પ્રખ્યાતિ ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ, મુંબઈ, ઉદયપુર, અને કાશી સુધી પ્રસારી. આજ સુધી એ નાટકની ચાર આવૃતિ પ્રસિદ્ધ થઈ ચૂકી છે.

પ્રતાપ નાટક સંબંધના પ્રત્યેક પ્રસંગની વિગત જણાવતાં એક નિબંધ રચવા જેવું થાય, જેમાં મારી આત્મશ્લાઘાનો દોષ આવી જાય એવા ભયથી તે વિષે કશું લખવા હું નથી ઇચ્છતો, તોપણ ઇચ્છવા યોગ્ય નૃપતિ અને નામાંકિત નરોના પ્રસંગમાં આવતા મે જે સાંભળેલું જોએલું તે દેખાવ લાંબો કાળ વિત્યા છતાં મારી નજરે તરે છે તેમાંનું કંઇક જણાવું છું; સન ૧૮૮૨ ના સપ્ટેંબરની તારીખ ૨૩ મીએ ભરૂચમાં પ્રતાપ નાટ-

કનું વ્યાખ્યાન મેં આપ્યું ત્યારે સભાના પ્રમુખ રા. બા. ચુનીલાલ વેણીલાલ બોલ્યા હતા કે–"આજે કવિ ગણપતરામે આપણને તૃપ્ત ન થઇએ એવું તેમની વાણીનું અમૃત ચખાડયું, પણ તેમની વાણીના પ્રમાણમાં તેમનું શરીર બળવાન નથી, માટે ઇશ્વર તેમને એવા બળવાન બનાવો કે આપણે તેમની વાણીનો પૂર્ણ સ્વાદ અનુભવીએ." મુંબઇમાં તા. ૬ઠી અકટોબરે શેઠ લક્ષ્મીદાસ ખીમજીને હું મળ્યો, અને તેમનાં મિત્ર મંડળ સમક્ષ તેમના મકાનમાં ચારેક દિવસ રાત્રિએ અવકાશે એ નાટક સંભળાવ્યું તેથી એ એટલા પ્રસન્ન થયા કે, તેમણે ઉદયપુરના મહારાણા દીવાળી ઉપર મુંબઇ પધારવાના છે માટે ત્યાં સુધી મને થોભવા કહી અંતર ઉર્મી દાખી પ્રતાપ નાટકના બદલામાં મહારાણાશ્રી પાસેથી એક ગામ અપાવવા પોતાનો ઉદ્ગાર કાઢયો હતો. મહારાણા મુંબઈ આવી ન શકવાથી તા. ૨૨મી અકટોબરે શેઠ લક્ષ્મીદાસે ભાટીઆ મહાજન વાડીમાં સભા મેળવી પ્રતાપ નાટકનું વ્યાખ્યાન અપાવી મને ઘણા સજ્જન સમાગમનો લાભ આપી સારૂં ઉત્તેજન મળે તેમ કર્યું હતું. આ સમયમાં સર મંગળદાસ નથુભાઈએ પોતાના વાલકેશ્વર ઉપરના બંગલામાં મને રાત રાખી મારૂં નાટક સાંભળી પ્રસન્ન થઈ સારૂં ઉત્તેજન આપ્યું હતું. શેઠ લક્ષ્મીદાસે એ સમયમાં ઉદયપુરના મહારાણાશ્રી સજ્જનસિંહજી ઉપરનો પત્ર લખી આપી આગ્રહ કરી ઉદયપુર એ પછી મને મોકલ્યો હતો, ત્યાં મને સારૂં ઉત્તેજન મળ્યું હતું, પણ શેઠ લક્ષ્મીદાસને તેથી જોઇએ તેવી તૃપ્તી થઇ નહોતી. સન ૧૮૮૬ એપ્રીલમાં જે સમયે મેં લઘુભારત ભાગ ૧લો રચ્યો હતો તેવામાં ઇડરના ન્યાયાધીશ નડિયાદ નિવાસી કવિ મહાશંકર પીતાંબર, જે મારા મિત્ર હતા તેમના આગ્રહથી હું ઇડર ગયો હતો, તે સમયે ત્યાંના મહારાજા સર કેશરીસિંહજીના મેળાપમાં કાવ્ય વિનોદ કરતાં તે નામદાર ઉચ્ચર્યા હતા કે, "ગ્રંથ કર્તા કોઈ, અને નામ હોય બીજાનું હાલ એમ જોવાય છે. મેં પ્રતાપ નાટક પાંચ વાર વાંચ્યું છે અને તેના કર્તા તમેજ છો એવી મારી ખાત્રી થઈ છે."–ઇત્યાદિ. મહારાજાશ્રીએ મને રૂ. ૧૦૦) રોકડાનો શીરપાવ કર્યો હતો.

પ્રતાપ નાટક સંબંધના કાર્યથી પરવારી રહેવા આવતાં મેં સન ૧૮૮૭ ના નવેંબરમાં ગુ. વ. સોસાયટીની જાહેર ખબર ઉપરથી કચ્છ દરબાર તરફથી રૂ. ૩૦૦) ના ઇનામનો–"આરોગ્યતા અને સ્વચ્છતા" નો નિબંધ નવ માસમાં લખી મોકલવાનો છતાં મુદત પાસે આવેલી તેથી દોઢ માસમાં

લખી, મોકલ્યો, જેની "ફેર કોપી" કરવાનો સમય મળ્યો નહોતો. હરિક્ષિ-ઇના ત્રણ નિબંધ ગએલામા મારો પાસ થવાની પૂર્ણ આશામા હું હતો, પણ તેમા વૈવિશાળિઓ વર થવા જેવો જોગ બનવાથી હું નિષ્ફળ થયો હતો; પણ એ પછી કચ્છ દરબાર તરફના "મનોવિકાર તથા આશા નિરાશા" નાં બે નિબંધ લખી રૂ. ૧૫૦) પારિતોષિક મેળવી શક્યો હતો. પ્રથમનો નિષ્ફળ નીવડેલો નિબંધ "બુદ્ધિપ્રકાશ" ના પૃષ્ઠ ૨૦૦ ના પુરતો રૂ. ૩૦૦) ઇનામ માટે હતો ત્યારે આ સફળ થએલા નિબંધ પ્રત્યેક "બુદ્ધિપ્રકાશ" જેવડા પૃષ્ઠ ૪૦ મા માગ્યા હતા. કચ્છ દરબાર તરફ આઠ નિબંધો રચાવવાની જાહેર ખબર સન ૧૮૭૮મા પ્રસિદ્ધ થઈ હતી તેમાના એ બે નિબંધો હતા. એ આઠ નિબંધમા પ્રત્યેકનુ ઇનામ રૂ. ૫૦) રાખ્યું હતુ, જેમા "સત્સંગ" વિષેનો રા. રા. મણીશંકર પ્રભુરામ પંડિતનો પસંદ પડયો હતો. એ પછી બીજા નિબંધોનુ ઇનામ વધારી પ્રત્યેકના રૂ. ૭૫) કરી અમુક ગ્રંથ કર્તાને આપવા ઠરાવ થયો હતો, જેમા જે લખવાની ધર કોઈએ નહિ ઝીલેલી એવા બે—"મનોવિકાર તથા આશાનિરાશા" ના મને આપવામાં આવ્યા હતા, જે પરિક્ષકને બહુજ પસંદ પડયા હતા, તેથી દિ. બા. મણીભાઈએ તેમના અભિપ્રાયની નકલ મને જોવા મોકલી તે સાથે એ નિબંધથી પોતાને ઉપજેલો પરમ સંતોષ પત્ર દ્વારે લખી જણાવ્યો હતો. આ નિબંધોનું પારિતોષિક આપવા પછી કચ્છ દરબારને ખર્ચે છપાવી તેના ગ્રંથ સ્વામિત્વનો લાભ પણ મનેજ આપવામા આવ્યો હતો, આ પછી સન ૧૮૮૫મા કચ્છ દરબાર તરફના નિબંધોમાનો "શૌર્ય" વિષેનો નિબંધ જેને સોપ્યો હતો તે લખી ન શકવાથી મને આપવામા આવ્યો, જે લખી હું રૂ. ૭૫) મેળવી શક્યો હતો. મારા સાંભળવા મુજબ એ નિબંધ ગુ. વ. સોસાયટીને છપાવી પ્રસિદ્ધ કરવા આપેલો પણ ગેરવલ્લે પડી જવાથી છપાયો નહોતો. બાકીના નિબંધોનું શું થયુ તે જાણવામા આવ્યુ નથી. આઠ નિબંધમા નવમો "બાળલગ્ન" વિષેનો લખવા ઉમેરાયો હતો. એ નિબંધો ભેગા છપાવી તેને "કચ્છ નિબંધ સંગ્રહ" એવું નામ આપવું એવી દિ. બા. મણિભાઈની ઇચ્છા હતી. આ પછી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ સ્મારકનું રૂ. ૧૫૦) નું ઇનામ—"બાળલગ્નથી થતી હાનિ" વિષે ઇનામી કાવ્ય કલ્પિત સરસ્વતી ગુણવંતની કથા લખવાથી ગુ. વ. સો. તરફથી મને ૧૮૮૯ મા મળ્યુ હતું, તથા તે પછી પારવતી કુંવર સ્મારકનું રૂ. ૩૦૦) નું ઇનામ "પાર્વતિ કુંવર ચરિત્ર"

લઘુ કાવ્યમાં રચી સન ૧૮૯૦ ના નવેંબરમાં મેળવ્યું હતું. આ કાવ્યનું પારિતોષિક સભામાં તે વંચાવી આપવાનું ઠર્યું હતું, એથી તેમ તથા સભાધ્યક્ષ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ ઇનામની રકમ સ્વહસ્તે આપતા ઉચર્યા હતા કે–"રા. ગણપતરામની કવિતા ઘણી સારી છે; અને તેથી હું ધારૂં છું કે જેમ સોસાયટીએ મને સોનાને અક્ષરે કવીશ્વર પદ કોતરાવી આપ્યું છે તેમ એમને પણ આપે તો ખોટું નથી. એવા પ્રહરથોને તો સોસાયટી સરખાએ રૂા. ૧૦૦) ને દર માહે કવિતા કરવા રાખવા જોઇએ."

પરીક્ષે મારી શક્તિનું માપ જાણી લીધા પછી વિદ્વાનો વખાણે, વારંવાર જેની કથા થતે અભાવ ન થાય, જે ચિરકાળ પર્યંત નાશ ન પામે, પણ જેની પરંપરા ચાલુ રહે તથા જેમાંથી જાણવાનું, બોધ લેવાનું ભારત જનો બહુ મળે એવો શિષ્ટ ગ્રંથ રચવાનો મને અભિલાષ થયો. વિચાર કરતાં એ વાતને યોગ્ય વિષય મને શ્રી વ્યાસ નારાયણ કૃત મહાભારત ભાસ્યું. અને તેથી મેં સંવત્ ૧૯૪૮, સન ૧૮૯૨ મા ગુર્જરગિરામા કવિતા રૂપ લઘુભારત રચવાનો આદર કર્યો. કામનુ મ ડાણ કરતા તો કર્યું;પણ પછી મને એ કામ મારી શક્તિ–ઉપરાતનુ સમજાયુ, તો પણ પુરૂષ પ્રયત્ન શું કરી શકતો નથી. એ વિચાર દ્રઢ કરી હુ મારા યત્નમા લાગું રહ્યો, એથી કામની કઠિનતા સરલ રસવતિ થતી ગઈ જેથી હું આજ સુધીમા લઘુ ભારત.ના ચાર ભાગ રચી પ્રસિદ્ધ કરી શકયો છુ; જેમાં મારી યોજના હતી એટલુ આવી ગયુ છે. પ્રથમ ભાગના પ્રસિધિપત્ર રૂપે મેં જાતેજ વેશ ભજવ્યો હતો, જેમા પ્રશસાના મોજા કાને બહુ અથડાઈ કવિવર પ્રેમાનંદ જેવો કહેવાનો સંભળાઈ મારી કૃતિનુ માપ જાણી લેઇ હું ઘેર આવ્યો હતો; પણ તેથી પ્રતાપ નાટકના જેવું ઉતેજન મેળવી શકયો નહોતો, જે માત્ર એ કામનીજ બલીહારી હતી. પણ ખરી બલિહારી મેં દિ. બા. મણીભાઈની **उदये सविता रक्तो, रक्त, रत्नास्तमने स्तथा** જેવી જોઈ, કે જેમના સહાયે કરી લઘુભારત ભાગ ૧ લો પ્રસિધ થયો. ભોજ જેવા સાહિત્ય ભોગી તે નામાંકિત નર સ્વર્ગવાસી થયા પછી વિના પ્રયાસે અમદાવાદ શહેરના શ્રીમાન્ રા. ગ. ચીનુભાઈના ઉદાર હૃદયમાં દિ. બા. મણિભાઈ વિદેહ મના નિવસ્યા નહિ હોય શું ? એવો અનુભવ તેમના સમાગમથી મને થયો છે. એક ઉદાર આત્મા અનેક શુભ કાર્ય કરી શકે છે તો જ્યાં એક દેહમા તેવા બે મળે તો શું ન થઇ શકે ?

મે મારા પ્રત્યેક ગ્રંથની પ્રસ્તાવનામા મારે લગતી હકિકત ટૂંકામા લખી પ્રસિદ્ધ કીધી છે, એટલે અત્ર તે વિષે પુનરૂક્તિ કરતો નથી. મારી બદલી ખેડે થયા પછી સન ૧૮૮૨ સંવત્ ૧૯૩૮ મા મે મારૂ નિવાસ સ્થળ અમદાવાદમા કરી જ્ઞાતિ વહેવાર ત્યાંજ બાંધ્યો. આમોદનું ઘર-બાર પિતાના દેવામા ડૂબી ગયું હતું, છતા ઇશ્વર કૃપાથી વાગ્દેવીના સહાયે અમદાવાદમા પ્રતિષ્ટા સાથે હતુ તેથી શ્રેષ્ટ સર્વ સંપાદન થયુ, સન ૧૮૮૮ની સાલમા અમદાવાદના જોઇન્ટ સેશન જજ દયારામ ગીદુમલે “હિંદુસમાજ સુધારા સમાજ”મા ઉપદેશકની જગોએ મારી યોજના ગ સા મહીપતરામ રૂપરામ તથા વકીલ કેશવલાલ મોતીલાલના અભિપ્રાયથી કરવાથી હું મારી નોકરી પરથી વર્ષ એકની રજા લેઇ એ જગોએ જોડાયો હતો. એ જગોએ જોડાતા વારમા મે ભાષણ વખતે શ્રોતાઓને શીઘ્ર બોધ કરે એવી “બાળ લગ્નનો નિષેધ” એ નામની કવિતા રૂપ રૉયલ સોળ પેજી એક ફર્માની ચોપડી ચાર દિવસમા તૈયાર કરી તેની બે હજાર પ્રત છપાવી, જે ભાષણો આપતા થોડા વખતમા ખપી જવાથી તેની બીજી આવૃતિની બે હજાર પ્રત છપાવી હતી તે પણ શ્રોતાઓમા ઉપડી ગઇ હતી. ગુજરાતના ઘણાખરા કસ્બા, શહેરો, તથા મુંબઈમા મારા ભાષણોથી મારી અસર થયેલી મે જોઇ હતી અને તેથી મારે બહુ સુજનો સાથે સ્નેહ થયો હતો. પ્રતાપ નાટકની પ્રસિદ્ધિ માટે મે લીધેલી રજા પુરી થયા પછી મારી બદલી નડિયાદ મારી મૂળ જગોએ થઇ હતી જ્યા જગ્યામા ત્યાને ત્યા નોકરીમા મારો પગાર રૂા ૨૦) થયો હતો, એકંદરે મે ઓગણીસ વર્ષ નડિયાદમા ગાળ્યા હતા, જ્યા રહી કાર્ય પરત્વે લાંબી રજાઓ ભોગવી હતી. નડિયાદમા મારો પગાર વધવાનો સંભવ નહોતો, એથી ડેપ્યુટીઓએ બીજે બદલી કરાવી પગારમા વધારો કરાવવા પ્રેરણા કરી હતી, પણ મે જે સ્થિરથી મને હાનિ પહોંચી હતી તેથીજ મારી વૃદ્ધિ કરવાનો સંકલ્પ ર્યો હતો તેથી નડિયાદ છાડી બીજે જવાની ના પાડી હતી. ઇશ્વરે મારો સંકલ્પ સિદ્ધ કર્યો અને હું ૫૧ વર્ષની વયેજ સંતોષ માની પચાવન પુરા થયા પહેલા નોકરીથી છુટો થયો.

મૂળથીજ હું છુટા વિચારનો, સાકર માખણ ધનવી મોટાઓના મન મેળવનારો નહોતો, પણ પ્રસંગે સત્ય વાતનું મારી વાણીથી નિદર્શન કરી જ્ઞાનવાન સજ્જનો અને તેવાજ મહીશોના મન આકર્ષનારો હતો, તેને માટે એકજ ઉદાહરણ અત્ર આપું છું —

નામદાર શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની સવારી સંવત ૧૮૮૫ના એપ્રીલમાં પેટલાદ મહાલમાંથી પાછી ફરતાં વડોદરે જતાં નડિયાદ સ્ટેશને આવી હતી, એ સમયે નડિયાદના દેશાઈ બેચરદાસ વિહારીદાસે તેમના સન્માન માટે સ્ટેશન પાસે શમિયાનો ઉભો કરી મોટો સમારંભ કર્યો હતો તે તે મહારાજાને સભાના માણ હિતેચ્છુ મિત્ર માસ્તર મનસુખરામ નરસીંહદાસના આગ્રહથી મેં એક કવિતા આગળથી રચી રાખી હતી જે મહારાજા શ્રીના સન્માનની ક્રિયા પૂર્ણ થતાં તેમને અર્પણ કરવાના હું તે નામદારના સન્મુખ ગયો, તે વખતે નડિયાદના સમજુ રા. રા. હરિલાલ સત્યવાદીએ મને કહ્યું કે—" વખત થોડો છે માટે selected portion ( પસંદ કીધેલો ભાગ ) વાંચજો " મેં કહ્યું કે, જે છે તે તેવુંજ છે " કવિતા મહારાજાની પ્રશંસાની નહોતી પણ રાજાને ઉપયુક્ત તત્ત્વ બોધની આશીર્વાદ યુક્તની હતી તેના આરંભનો દોહરો આ પ્રમાણે હતો —

## દોહરો.

" રાવ વખાણ રીઝવે, કહે કવિ શુભ શીરપાવ
રાવ બોધ કરી રીઝ શુભ, સાચુ સયાજીરાવ

મારી કવિતા અર્ધિક વંચાતાં મહારાજાના સેક્રેટરીએ-તેઓ શ્રીને સ્પેશીઅલ ટ્રેન ઉપડવાના સમયની સ્મૃતિ આપી, જેથી મહારાજાએ " વૉચ ' ઘડી જોઈ ચચરી વૃત્તિ કરી, તે સમયે મેં કહ્યું — "રાજાઓ પ્રત્યેક કામ માટે ઘડિયાળ કાંટે વખત સામે જુએ છે પણ કવિઓ તથા કારીગરો તેમને માટે જે કરે છે તેમાં તેમ કરતા નથી ' મારું આ કહેવું સાંભળી મહારાજા શ્રી ઉભા થએલા [illegible] પોતાના આસન ઉપર બેસી ગયા અને મારી કવિતા સંપૂર્ણ તત્પર ચિત્તથી સાંભળી બહુ પ્રસન્ન થયા, અને સન્માન કરવા તે માગી લીધી એ પછી ટ્રેનમાં એમના તેમને વડોદરે હું જાઉં તો તેમને મળું એવી ઇચ્છા જણાવેલી તે ઉપરથી નડિયાદના નાગર ગૃહસ્થ રા. રા. મોતીભાઈ રઘુનાથજી પંડ્યાએ એ વાતની ખબર મને કરી હતી પણ [illegible] તેવો યોગ આવ્યો ન હતો

સંવત ૧૮૫૮ ના જેષ્ટ માસમાં કચ્છના નામદાર મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુરના કુંવરી શ્રી બા [illegible] કુંવરબાના લગ્ન પ્રસંગની કંકોત્રી આવવાથી હું ત્યાં ગયો હતો ભુજનગર જતાં ગાડીનું પૈ… મારે

ડાબે પગે ભીમાવાથી મને મોટી ઇજા થઇ હતી, એથી ત્યા એક માસ પર્યંત ખાટલો સેવવો પડયો હતો, એ વખતે કવિઓ અને સુજનો મારી પાસે આવતા અને દીલગીર થઇ મને કહેતા કે, અહિ આવ્યાનો કશો લહાવ કે લાભ લેવાયો નહિ, એ ખોટું થયુ હુ તેમને કહેતો કે દૈવઇચ્છા બળવાન છે, આપણુ ધાર્યું થતુ નથી, ઉપરથી આમ કહેતો, પણ મનમા નિશ્ચય હતો કે, ઇશ્વિર મારૂ ધાર્યું પાર પાડશે, અને મારૂ અત્ર આવવુ સાર્થક થશે. મહારાવશ્રીની મુલાકાત થતા તેમને મારે શુ સભળાવવુ એ વાતનો નિશ્ચય કરી ખાટલામા પડે પડે મે કઇક કવિતા રચી હતી જેથી ટટાર થતા મેળાપનો યોગ આવતા તે સભળાવી, એથી તેઓ એટલા પ્રસન્ન થયા કે, મારો સત્કાર બીજા કવિઓ કરતા શ્રેષ્ટ થયો હતો. મારી કવિતામા મહારાવશ્રી પાસે મારૂ આવવાનુ કારણ, તેમને વિષે શુ જોયુ તથા આશીર વચન, આ ત્રણ વાત હતી. જે તેઓ શ્રીએ પ્રસંગ વદને એકાગ્ર થઇ સાભળી કવિતાવાળો કાગળ મારી પાસેથી માગી લઇ તેમાની કવિતાઓનુ લક્ષપૂર્વક અવલોકન કર્યું હતુ હુ મારે ઉતારે જતાજ રૂા. ૧૫૦) ની શીખ મારે માટે એ પછી દરબાર તરફથી આવી હતી.

ભાવનગરના જોઇન્ટ સેશન જજ રા. રા. મોતીલાલ ત્રીભોવનદાસ મહેતાવાળા જે વગર મળે મારી ગ્રથ કૃતિ આદિથી મારા મિત્ર થયા હતા તેમના આગ્રહથી તેમને મળવા હુ સંવત્ ૧૯૬૧ ના ભાદરવામા ભાવનગર ગયો હતો. ભાવનગરના એ સમયના દિવાન ર. રા. પ્રભાશંકર દલપતરામ પટણીના સૌજન્ય વિષે મે પુર્વાપર સારૂ સાભળ્યુ હતુ, એથી ત્યા ગયા પછી તેમને મળ્યો, અને સાભળ્યા પ્રમાણેના તેમના સુગુણનો અનુભવ કર્યો જો કે હુ તેઓને ઓળખતો નહોતો, પણ તેઓ મને નામથી જાણતા, એથી તેમની મુલાકાતનો લાભ સારી રીતે મળ્યો. તેઓશ્રી સાહિત્ય ભોગી અને કવિતા કરી જાણનાર હોવાથી તેમની સાથે સ્વલ્પ સમયમા કાવ્ય વિનોદ કરવાથી મારાથી તેમને બહુ આનદ ઉપજેલો મે જોયો હતો. તેઓશ્રીએ ભાવનગરના નામદાર ઠાકોર શ્રી ભાવસિંહજીની મુલાકાતનો યોગ કરી આપવાથી હું તે નામદારને મળ્યો હતો અને મુલાકાતમાં તેઓ શ્રીને આશીરવાદની કવિતા સંભળાવી હતી. એથી તે નામદાર ઉદાર નૃપતિ તરફથી રૂા. ૧૫૦) શીરપાવના મને મોકલવામા આવ્યા હતા.

આજ સુધીમા કચ્છ દરબાર તરફથી મારા ગ્રથોને બીજા સ્થળો કરતા સારૂં ઉત્તેજન મળ્યું છે. મૂળથીજ કચ્છ દરબાર કવિઓનો આશ્રય-

સ્થાન છે; હાલના મહારાવશ્રી ખેંગારજી સવાઇ બહાદુર કવિઓના કદરદાન છે; તેમના મૂળ દિવાન બહાદુર મણીભાઈ જશભાઇ ગુર્જર સાહિત્યની વૃદ્ધિના સંપૂર્ણ સહાયક હતા તથા તેમના પછી મહારાવશ્રીના મંત્રી રા. રા. છોટાલાલ સેવકરામ, જે જાતેજ ઉત્તમ કવિ છે, જેમના હાથમાં ભાષા સાહિત્યને ઉત્તેજન આપવાનું સોંપવામા આવ્યુ છે; કચ્છ રાજ્ય તરફથી ગ્રંથકારોને મારૂ અનુમોદન મળવાના કારણ એજ છે. અત્યાર સુધીમા પ્રસંગોપાત મારા હાથે લખાયલી એક એક ફર્માની સાત નાની ચોપડીઓ છપાઈ છે; આરોગ્યના અને સ્વચ્છતાનો તથા શૌર્ય વિશેનો નિબંધ અને કેટલીક પ્રાસ્તાવિક કવિતાઓ છપાવવાની છે; પણ મારા જે ગ્રથો લોક પ્રિય થઈ છપાઈ પ્રસિદ્ધ થયા છે, જેની સંખ્યા દશની છે, તેણેજ મારા યશ વિસ્તાર્યો છે; જે નીચે પ્રમાણે છેઃ—

(૧) લીલાવતી કથા

(૨) ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ

(૩) પ્રતાપ નાટક

(૪) મનોવિકાર તથા આશા નિરાશા વિષે નિબંધ

(૫) લઘુભારત ભાગ ૧લો (આદિ, સભાપર્વ)

(૬) લઘુભારત ભાગ ૨જો (વન પર્વ)

(૭) લઘુભારત ભાગ ૩જો (વિરાટ તથા ઉદ્યોગ પર્વ)

(૮) લઘુભારત ભાગ ૪થો (ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય સૌપ્તિક તથા સ્ત્રી પર્વ)

(૯) બાળલગ્નથી થતી હાની વીશે સરસ્વતી ગુણવતની કથા

(૧૦) પાર્વતી કુંવર ચરિત્ર

છેલ્લા બે ગ્રથો ગુજરાત વર્નાકુલર સોસાયટીએ છપાવ્યા છે.

અમદાવાદ. સંવત ૧૯૬૩ માઘ શુક્લ ૧૫ મંગળવાર
તા. ૨૯–૧–૦૭. ગ. રા. ભટ.

## ૨. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

ગ. ગ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનો જન્મ વિ. સં. ૧૯૧૩ના આશ્વિન માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે, એટલે ઇ. સ. ૧૮૫૭ના ઓક્ટોબર માસની ૧૧મી તારીખે સૂર્યપુર (સુરત) મા થયો હતો. તે વખતે એમના પિતાનુ ઘર આમલીરાન (જ્યા હજી પણ નાગરોની ઘણી સારી વસ્તી છે, ત્યા) આગળ હતુ એમનુ હાલનુ મકાન હવાડિયે ચકલેથી અંબાજીના દહેરા તરફ જતા ડાબા હાથ પર આવેલુ છે

નિર્દોષ અને સાત્ત્વિક આનદથી ભરેલા પ્રથમના પાચજ વર્ષ પૂરા થયા એટલે એમના વિદ્યાભ્યાસનો આરભ થયો, અને એમને ઇચ્છારામ મહેતાની એકડિઆ નિશાળમા મૂકવામા આવ્યા. એ મહેતાજી હિસાબમા ઘણાજ હોશિયાર હતા, 'એક પૈસાનુ રોગ તો નાસરીનુ શુ ?" એવા એવા ઝીણા પ્રશ્નો પણ એ પૂછતા, એ પ્રશ્નોનો ખરો ઉત્તર મળેથી સંતુષ્ટ થતા, અને ખરો ઉત્તર ન આપી શકે એવા દોઢ નિશાળિયાને પોતાની લાબી સોટી વડે ચમકાવતા. નિશાળોમા સોટીનો ઉપયોગ એ વખતે સાધારણ હતો, અને ઇચ્છારામ મહેતાજી માથા લગણ પ્હોચે એવી પોતાની લાબી સોટી વડે યોગ્ય સમયે અને યોગ્ય પાત્ર જોઈને જે દાન કરતા તેમા તેમનુ ઔદાર્ય અથવા બુદ્ધિચાતુર્ય બીજા શિક્ષકો કરતા વિશેષ હતુ એમ માનવાનુ કઈ પણ કારણ નથી. એમની નિશાળ ઘણી નામીચી હતી એમના પુત્ર વલ્લભરામ, ગોપીપરાની પ્રેમચદ રાયચદ કન્યાશાળાના હેડ માસ્તર હતા. "**ताडने बहवो गुणाः**" એ શિક્ષણશાસ્ત્રના પ્રાચીન સૂત્રને અનુસાર આક અને હિસાબનુ જે શિક્ષણ તે વખતે ૬–૭ વર્ષના બાળકને મળ્યુ હશે તે હાલના કરતા ઘણુ ચઢીઆતુ અને સગીન હશે એમા સંશય નથી

એકડિયા નિશાળનુ એ શિક્ષણ પૂરૂ થતા ગ. કમળાશંકરને ગોપીપરાની ત્રીજા નમરની મ્યુનિસિપલ ગુજરાતી નિશાળમા મોકલવામા આવ્યા. એ સમયે સુરતમા 'મહેતાજી'ની માનભરી પદવી મેળવવાને ભાગ્યશાળી થયના અને પોતાના કર્તવ્ય બજાવવાની કુશળતા વડે વિશેષ નામાંકિત થયના એવા ત્રણ શિક્ષકો સર્વ નાગર બ્રાહ્મણ જ્ઞાતિના હતા, અને એ સર્વે સુરતના જાણીતા સુધારક દુર્ગારામ મછારામ મહેતાજીના શિષ્ય હતા એ વાત ખાસ લક્ષ ખેચે એવી છે. સુરજરામ્શંકર મહેતાજી સગરામપરાની નિશાળમા હતા, નિપુરાશંકર મહેતાજી ભાગાતળાવ આગળની પહેલ

નંબરની નિશાળમાં હતા, અને કેશવરામ મહેતાજી ગોપીપરાની છઠ્ઠા નંબરની નિશાળમાં હતા. એ મહેતાજીઓ આળસુ અને બેદરકાર નહોતા, પણ તન દઈને શિખવતા અને છોકરાઓ તરફ વાત્સલ્યભાવથી જોતા. ત્રિપુરાશંકર મહેતાજી અને કેશવરામ મહેતાજીની નિશાળો વચ્ચે હમેશાં ભારે સ્પર્ધા ચાલતી. મોહનલાલ રણછોડલાલ ઝવેરી તે વખતે ડેપ્યુટી હતા. તેમનો દમદબો ભારે હતો અને તેમનું માન હાલના 'ડિપોટી'ઓ કરતાં વિશેષ હતું. રા. કમળાશંકર ગોપીપરાની નિશાળમાં શીખતા ત્યારથી સ્વ. રતિરામ દુર્ગારામ પણ તેમની સાથેજ હતા, અને કૉલેજ સુધીનો અભ્યાસ પણ બેઉએ સાથે રહીને કર્યો હતો.

એ વખતના પ્રાથમિક શિક્ષણ વિષે આપણે કેટલુંક કહી ચૂક્યા, તો તેની સાથે એ વખતની રમતો વિષે પણ બે બોલ કહેવા ઠીક પડશે; કારણ કે રમતો અભ્યાસથી શ્રમિત થયલા કે શિક્ષકની સોટીના સન્તાપથી સીઝાઈ ગયલા ચિત્તને વિશ્રાન્તિ અને વિનોદ આપવા ઉપરાંત, માણસના બુદ્ધિબળ અને નીતિબળ વધારવામાં પણ ઘણો ઉપયોગી ભાગ ભજવે છે. મુખ્ય રમતોમાં ગિલ્લીદંડા, મંજા, હરમાનનું પૂંછડું-એ ગણાવવા જેવા છે. તે વખતે ક્રિકેટની વધારે સુધરેલી પણ વધારે ખરચાળ રમત પ્રચારમાં આવી નહોતી, પણ ગિલ્લીદંડાની રમત વધારે સાધારણ હતી. વળી, હોળીનું તોફાન તે વખતે હાલના કરતાં કંઈ ઓછું નહોતું; પણ તે વખતે હમણાના 'વેગણયુદ્ધ'ને બદલે 'વાંસડાયુદ્ધ' ચાલતું. એવા યુદ્ધમાં ભાગ લેનાર વીર બહુટોમાંના એક રા. કમળાશંકર હતા. પણ જેઓને પુસ્તકોનો પ્રેમ વિશેષ હોય તેવાઓના કર્મનું ક્ષેત્ર જુદુંજ હોય છે, અને તેઓ રણક્ષેત્રમાં વિજયવન્ત નીવડીને અન્યને ઈર્ષ્યાના કારણ થાય એવું ક્વચિતજ બને છે. રા. કમળાશંકરે પણ વાંસડાયુદ્ધની વીરતાને લીધે બહુકવર્ગમાં વિશેષ વિખ્યાતિ મેળવી હોય એમ જણાતું નથી.

બાર વર્ષની ઉમ્મરે રા. કમળાશંકરનો ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ પૂરો થયો. એમના સહાધ્યાયી સ્વ. રતિરામે ગુજરાતી નિશાળ છોડી કે તરતજ અંગ્રેજી માટે બ્રાંચ સ્કૂલમાં જવા માંડ્યું. પણ રા. કમળાશંકરના પિતાનો વિચાર એમને અંગ્રેજી ભણાવવાનો પાક્કો થયો નહોતો તેથી એક વરસ વિચારમાં ને વિચારમાં નીકળી ગયું. ત્યાર પછી એમણે બ્રાંચ સ્કૂલમાં જવા માંડ્યું. તે વખતે એ સ્કૂલના હેડમાસ્તર તરીકે મણિધરપ્રસાદ તાપીદાસ નામના નાગર ગૃહસ્થ હતા. તેમનું શિક્ષણ સચોટ

અને સંપૂર્ણ હતું; અને જે વિષય તેઓ શિખવતા તેની છાપ એવી ચોક્કસ પડતી કે બુદ્ધિમાન્ શિષ્યના મગજ પરથી તો તે કદી પણ ખસતી નહીં. દરેક વિદ્યાર્થીને અકેક ધોરણમા આખા વર્ષ સુધી રાખવાની પદ્ધતિ તે વખતે નહોતી, પણ ત્રણ ત્રણ મહિને કે છ છ મહિને પરીક્ષા લેવામાં આવતી, અને તેમા જે છોકરાઓ સારી રીતે પસાર થતા તેમને ઉપલા ધોરણમા ચ્હડાવવામા આવતા. રા. કમળાશંકરે અંગ્રેજીના ત્રણ ધોરણો દોઢ વર્ષમા પુરા કર્યા અને પછી હાઇસ્કૂલમા ગયા.

અગાઉ એ હાઈસ્કૂલને માટે સરકારી મકાન નહોતુ. જ્યા પ્રથમ અંગ્રેજોની કોઠી હતી અને હાલ જ્યા ડૅા. ડોસાભાઈ કૂપરનું મકાન છે તેની પાસેના એક ખાનગી મકાનમા (જેમા હાલ મિશન સ્કૂલ છે તેમાં) હાઈસ્કૂલનુ શિક્ષણકામ ચાલતુ. પણ ઇ. સ. ૧૮૭૨મા, હાલ જે છે તે સરકારી મકાન હાઇસ્કૂલને માટે તૈયાર થયુ, અને એજ વર્ષથી રા. કમળાશંકરે એ મકાનમા અભ્યાસ અર્થે જવા માંડયુ. માસિક પરીક્ષાના પરિણામ પ્રમાણે દરેક વર્ગમાં પહેલા બેત્રણ છોકરાઓને સ્કૉલરશિપ આપવામા આવતી, અને રા. કમળાશંકરને પણ એવી સ્કૉલરશિપ મળી હતી. ચોથા ધોરણના બે વર્ગ હતા. એકમા શિક્ષક તરીકે આત્માશંકર (ત્રિપુરાશંકર મહેતાજીના પુત્ર) હતા, અને બીજામા સ્વ. હરિસુખરામ હતા. બેઉ વર્ગની વચ્ચે ભારે હરીફાઈ ચાલતી, પણ તેમાં રા. આત્માશંકરનું શિક્ષણ વધારે વખણાતું. એમનો ઉદ્યોગ, એમની આવડત, અને એમની પ્રામાણિકતા પ્રાય સ્કૂલના તે વખતના હેડમાસ્તર મણિધરપ્રસાદના જેવાંજ હતાં. ચોથા ધોરણમા પસાર થઈને રા. કમળાશંકર પાંચમા ધોરણમાં ગયા. ત્યાં તેમના શિક્ષક દલપતરામ હતા. તેઓ શાન્ત સ્વભાવના, પણ ખંતથી શિષ્યના ઉપર કંઇક છાપ પાડી શકે એવા હતા. છઠ્ઠા ધોરણમા, હવે રિટાયર થયલા મી. દોરાબજી એદલજી ગીમી, સ્વ. રેવાશંકર ( જેઓ પણ ત્રિપુરાશંકર મહેતાજીના પુત્ર હતા તે ), અને વલ્લભરામ, એ ત્રણ શિક્ષકોનો લાભ એમને થોડા થોડા વખતને માટે મળ્યો..

સાતમા ધોરણમાં, હાલના પ્રખ્યાત પ્રો. ખા. બ. જમશેદજી અરદેશર દલાલના (જે તે વખતે એ સ્કૂલના હેડમાસ્તર હતા તેમના) હાથતળે રા. કમળાશંકરને ઉત્તમ શિક્ષણ મળ્યું, અને એઓ તેમની ખાસ પ્રીતિનું પાત્ર થઇ પડયા. એ પ્રીત એવી હતી કે ખા. બ. દલાલની સુરતથી

અમદાવાદ હાઈસ્કૂલમાં બદલી થયલી ત્યાર પછી તે અમદાવાદમાં પણ પોતાના સુરતના શિષ્ય કમળાશંકરના વખાણ કરતા, અને તેનો દાખલો લેવાનું બીજા વિદ્યાર્થીઓને કહેતા.

સુરતમાં તે વખતે ફર્સ્ટ ઍસિસ્ટંટ તરીકે પ્રખ્યાત મિ. ભાભા, જેઓ થોડાજ વખત પહેલા મૈસોરમાં કેળવણીખાતાના સૌથી ઉપરી અમલદાર હતા, તે હતા. એઓ જ્યારે શિક્ષક થઈને આવ્યા ત્યારે ખા. બ. દલાલે છોકરાઓને તેઓના સદ્‌ભાગ્યને માટે અભિનંદન આપ્યુ હતું અને મિ. ભાભાની ઘણી પ્રશંસા કરી હતી. પણ એ સદ્‌ભાગ્ય લાંબા વખત સુધી ટક્યું નહીં, કારણ કે તેઓ એ નિશાળમા બેત્રણ મહિના જ રહ્યા. ત્યારપછી વલ્લભરામ ફર્સ્ટ ઍસિસ્ટંટનું કામ કરતા હતા.

વર્ષના મધ્યભાગમા થોડો વખત હેડ માસ્તર તરીકે દી. બ. અંબાલાલ સાકરલાલ અને ઍસિસ્ટંટ તરીકે મી. ગીમી હતા. દીવાન બહાદુરની શિક્ષણપદ્ધતિ ખા. બ. દલાલ કરતાં કંઈક જુદા પ્રકારની હતી. બેઉનું શિક્ષણ અસરકારક હતું, પણ ખા. બ. દલાલ થોડા વખતમા ઘણું શિખવવાની વૃત્તિ રાખતા, અને નઠારામા નઠારા છોકરા કંઈક જાણે, પણ સારા છોકરાઓ તેનાથી ઘણું વધારે જાણે એવું પરિણામ લાવવાનો પ્રયત્ન કરતા, ત્યારે દી. બ. અંબાલાલ થોડુંજ શિખવતા પણ તે પાકુ શિખવતા.

એ સમયે મેટ્રિક્યુલેશનમા અંગ્રેજી કવિતાઓનુ વિવરણ ( પૅરાફ્રેઝ ) કરવું એ ફરજિયાત હતુ, અને છોકરાઓને જુદા જુદા કવિઓની સારી સારી કૃતિઓમાંથી ઉત્તમ ફકરાઓ શિખવવામા આવતા હતા. રા. કમળાશંકર પાછળથી જ્યારે નડિયાદ હાઇસ્કૂલના હેડમાસ્તર થયા ત્યારે એમણે કાવ્યવિવરણ શિખવવા માટે એજ પદ્ધતિ સ્વીકારી હતી.

આ વખતે રા. કમળાશંકરના સહાધ્યાયીઓમા રા. ઇચ્છારામ ભગવાનદાસ દલાલ (જેઓ થોડા વખત પહેલાં પૂનામા ઍ. ડાયરેક્ટર ઑફ ઍગ્રિકલ્ચર હતા તે), રા. ગાંડાભાઈ છિદ્રછ (જેઓ ડેપ્યુટી કલેક્ટરનો હોદ્દો ભોગવે છે તે), રા. છગનલાલ કાજી (જે હાલ જુનાગઢમાં એક મેડિકલ ઑફિસર છે તે), હોસંગજી વાણિયા (અમદાવાદના જાણીતા વકીલ) એ મુખ્ય હતા. સ્કૂલમાં એમનો પોતાનો નંબર ઘણુંખરું પહેલો રહેતો.

તે વખતના પ્રિન્સ ઑફ વેલ્સ અને સ્વ. રાજાસાહેબ સાતમા એડ્વર્ડ જે વર્ષે મુંબાઈ આવ્યા તે વર્ષે, એટલે ઇ. સ. ૧૮૭૫માં, રા. કમળા-

શંકર મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠા. એ વખતે એમની ઉમ્મર ૧૭ વર્ષની હતી. મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓને લખવા ઉપરાંત, મ્હોડાની પરીક્ષા પણ આપવી પડતી. અંગ્રેજીનું પરિણામ જણાયા પછી એ પરીક્ષા લેવાતી, અને અંગ્રેજીમાં જેઓ પસાર થયા હોય તેઓ-નેજ એ પરીક્ષા આપવાનો શ્રમ લેવાની, પરીક્ષકો જાણે અજાણે બાળક છોકરાઓને ગભરાવી મૂકે તો તે ગભરામણ સહન કરવાની, અને અન્તે સારૂં માઠું જે કંઇ પરિણામ આવે તેનો હર્ષશોક પામવાની જરૂર પડતી. આ સઘળાની રા. કમળાશંકરને પણ જરૂર પડી, અને આખરે એ પરીક્ષામાંથી તેઓ ઉત્તીર્ણ થયા.

પણ "માટલીકુટી"ની "માથાકુટી"માંથી છૂટયા એટલે સઘળીજ માથાકૂટનો અન્ત આવ્યો એમ નહોતું. આગળ અભ્યાસ કરવાને માટે છોકરાને મુંબઇ મોકલવો કે કેમ, એને કૉલેજનું શિક્ષણ આપવું કે ડિસ્ટ્રિકટ પ્લીડરની પરીક્ષામાં મોકલીનેજ સન્તોષ માનવો, એ મહાપ્રશ્ન રા. કમળાશંકરના પિતા આગળ આવીને ઉભો રહ્યો. અંગ્રેજી ભણવાનો જેનો વિચાર કર્યો હતો તે પિતાનો સ્વતન્ત્ર રીતનો નિર્ણય કેવા પ્રકારનો થયો હતો એ વિષે કલ્પના કરવી નિરર્થક છે. રા. કમળાશંકરનું પોતાનું વલણ સ્વાભાવિક રીતે મુંબઈ જઈને આગળ અભ્યાસ કરવા તરફ હતું. પણ છેવટનો નિર્ણય કરવાનું કામ તેમના હાથમાં નહોતું. આ સમયે તેમના મનમાં ઘણો ગુંચવાડો થતો, અને શું કરવું તે તેમને સૂઝતું નહીં. એમના મહાધ્યાયી મિત્ર રા. છગનલાલ ભગવાનદાસે તો એમને કહ્યું કે "હું જો તમારી જગાએ હોઉં તો એમનો એમ ઘરમાંથી પોબારા થઇ જાઉં." પણ તેમ કરવાની વૃત્તિ એમનામાં બિલકુલ હતી નહીં. આખરે એ બાબતમાં ખા. બા. દલાલની સલાહ લેવામાં આવી. તેમણે જણાવ્યું કે "તમે મુનસફની પરીક્ષામાં પણ એક મહિનામાં પાસ થશો. પણ ધૃષ્ટતાની તમને જરૂર પડશે તે તમારામાં નથી. માટે તમે શિક્ષક થાઓ. કૉલેજનો અભ્યાસ કરવા માટે જો પૈસાની મદદ તમારે જોઇતી હોય તો તે મદદ હું આપીશ."

એ સલાહ પ્રમાણે મુંબાઈ જવાનો ઠરાવ થયો, અને રા. કમળાશંકરે ઇ. સ. ૧૮૭૬માં મુંબાઇની એલફિન્સ્ટન કૉલેજમાં દાખલ થઈને પોતાનો અભ્યાસ શરૂ કીધો. ખા. બ. દલાલે પૈસાની જે મદદ આપવાનું કહ્યું હતું તે એમને લેવી તો નહોતીજ ને લેવાની એમને બિલકુલ જરૂર

પણ પડી નહીં, કારણ કે એમને પોતાના અભ્યાસ દરમ્યાન સ્કૉલર્શિપ મળતી હતી. પહેલી ટર્મમાં દશ રૂપિયાની સ્કૉલર્શિપ મળતી, અને પછી છમાસિક પરીક્ષાના પરિણામ પ્રમાણે બાકીના વર્ષમાં પંદર રૂપિયાની મળતી. જેઓને આવી સ્કૉલર્શિપ મળતી તેઓને કૉલેજની ફીના મહિને ત્રણ રૂપિયા આપવા પડતા, અને બીજા વિદ્યાર્થીઓને પાંચ રૂપિયા આપવા પડતા. છમાસિક પરીક્ષા લેવાતી તેને માટે અંગ્રેજી તથા સંસ્કૃતમાં અભ્યાસક્રમ બહારની વધારાની (extra) ચોપડીઓ આગળથી નક્કી કરવામાં આવતી અને તેમાંથી પ્રશ્નો પૂછાતા. મુકરર કરેલા અભ્યાસક્રમમાં તે વખતે નિબન્ધને સ્થાન અપાયું નહોતું, તોપણ અંગ્રેજી સારૂં શિખવવામાં આવતું, નિબન્ધો પણ લખાતા, અને જે નિબન્ધો ઉત્તમ હોય તેના ઉપર "Princeps" એમ લખવામાં આવતું. રા. કમળાશંકરના લખેલા નિબન્ધ ઉપર "Princeps" એમ ઘણી વાર આવેલું. નિબન્ધ સિવાય ભાષાજ્ઞાનની કસોટી કરવા માટે પ્રશ્નપત્રોમાં ઘણી વાર વિવેચન કરવાનું પણ કહેવામાં આવતું.

પહેલે વર્ષે ગ. કમળાશંકર, સ્વ. રતિરામ, રા. લલિતારામ, રા. લલિતાશંકર વ્યાસ એ સર્વે એકજ જ્ઞાતિના બન્ધુઓ સાથે ભણતા. પણ રા. લલિતાશંકર એફ્. ઈ. એ. મા નપાસ થયા, અને ગ. લલિતારામ, પરીક્ષામાં બિલકુલ બેઠાજ નહીં. એટલે એમનો લાંબા વખત સુધીનો સહવાસ તો સ્વ. રતિરામની જોડેજ રહ્યો. બેઉ સાથે રહેતા, સાથે ભણતા, સાથે રમતા, અને સાથે જમતા. બેઉ જ્યારે યુનિવર્સિટિના ફેલો નીમાયા ત્યારે તેમના માનને માટે સુરતની નાગર બ્રાહ્મણ જ્ઞાતિનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે ગ. રતિરામ તરફથી એ જૂની મૈત્રીના સમ્બન્ધ વિષે ઘણું અસરકારક વિવેચન કરવામાં આવ્યું હતું, અને રા. કમળાશંકરના હૃદયમાં પણ એ પૂર્વકાળના છૂપા સ્મરણો તાજા થઈ આવ્યા હતા.

એ વખતે એન્. એન્. બી. ની ટર્મ આગળથી ભરી શકાતી હતી. પણ ગ. કમળાશંકર તો દોઢ વર્ષ રહીને એફ્. ઈ. એ. થવાના વિચારથીજ મુંબાઈ ગયા હતા, અને મુંબાઈમાં વધારે વખત રહેવાનો એમનો વિચાર નહોતો, વળી, રસોઈનું કામ પણ હંમેશાં હાથે કરવાનું હતું એટલે તેમાં વખત જતો, તેથી એન્. એન્. બી. ની ટર્મ એમણે ભરી નહોતી.

કૉલેજ તે વખતે ભાયખળામાં હતી. કૉલેજનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો

બોલતા તે સ્પષ્ટ અને સર્વથી સમજી શકાય એવી રીતે બોલતા. પીટર્સન સાહેબ છોકરાઓને ઘેર પણ બોલાવતા, મળતાવડો સ્વભાવ રાખતા, અને સંસ્કૃતમાં જે શિખવવાનું હોય તે શાસ્ત્રીની સાથે રહીને વાંચ્યા પછી ઘણી મધુર ભાષામા વિદ્યાર્થીઓ આગળ તે મૂકતા.

એવા ગુરુઓની પાસથી જ્ઞાન મેળવીને રા. કમળાશંકર ઈ. સ. ૧૮૭૭ના એપ્રિલ માસમાં એફ. ઈ. એ. ની પરીક્ષામા બીજા વર્ગમાં પસાર થયા, અને એલફિન્સ્ટન કૉલેજના સઘળા વિદ્યાર્થીઓમાંથી એ પહેલે નંબરે પાસ થયલા હોવાથી એમને રૂા. ૩૨૫નું પારિતોષિક મળ્યું. ત્યાર પછી, 'અર્થશાસ્ત્ર અને ઈતિહાસ'નો ઐચ્છિક વિષય લઈને એમણે બી. એ. નો અભ્યાસ શરૂ કર્યો, અને તેમાં પણ ઇ. સ. ૧૮૭૮માં બીજા વર્ગમાં એ પસાર થયા. હજી સુધી નહિ મળેલી, પણ હવે આગળના ભારે અભ્યાસને માટે તદ્દન આવશ્યક, દ્રવ્યની મદદ, રા. કમળાશંકરને એમના સુખી વડીલો તરફથી મળી નહિ હોવાથી, એલ્ એલ્. બી. ને એમ. એ. થવાના વિચારો, બુદ્ધિબળ હોવા છતાં, વિચારમાત્રજ રહી ગયા; માત્ર શિષ્યવૃત્તિઓથી હડસેલાતું વિદ્યાર્થિજીવનનું વ્હાણ સ્વાભાવિક રીતેજ અટકી પડ્યુ. ઉપર વર્ણવ્યુ તે પ્રમાણે, વિદ્યાર્થિજીવનનાં દુઃખ વેઠીને, સાદાઇ અને સરળતાને સેવીને, જ્ઞાનિના સખ્ત નિયમોને દ્દઢતાથી વળગી રહીને, સ્વાશ્રય અને સ્નેહનું અવલંબન કરીને, ઉદ્યોગ અને ખંતનું સામર્થ્ય ધરીને એમણે પ્રથમ આશ્રમના ધર્મનું પાલન કર્યું; અને જો કે, આપણા હાલના સમાજમાં એક આશ્રમના ધર્મ તો આપણે મુશ્કેલીથી બજાવી શકતા હોઇએ એટલામાં બીજા આશ્રમના ધર્મનો ભાર પણ આપણા શિર પર આવી પડે છે તેવું એમને પણ થયું હતુ. તોપણ હવે એમનું વિદ્યાર્થિજીવન પૂરૂં થયું અને ગૃહસ્થાશ્રમની અનેક નવી નવી ફીકર ચિન્તાઓ એમના ઉપર આવી પડી.

પણ એમનું વિદ્યાર્થિજીવન પૂરૂં થયું એટલે હાલમાં અનેક ગ્રૅજ્યુએટો તેમ એમણે વિદ્યાને વિસારી મૂકી હતી એમ નહોતું. વિદ્યા તે એક [illegible]વવાના સાધન તરીકેજ ઉપયોગની છે એવું એમને નહોતું લાગતું, [illegible] વિદ્યા તરફ સ્વયંભૂ પ્રેમ હતો, અને કૉલેજ છોડયા પછી [illegible]ના એ [illegible] ગુક રહેતા. સંસ્કૃત ભાષા ઉપર તો એમને [illegible] [illegible]થી એમણે સંસ્કૃતનો અભ્યાસ સારો

:

હતો વર્ડ્ઝવર્થ, કૉલેજના પ્રિન્સિપાલ હતા, પીટર્સન સંસ્કૃતના પ્રોફેસર હતા, અને ભાંડારકર એમના મદદનીશ હતા

વર્ડ્ઝવર્થની શિક્ષણપદ્ધતિ ઉત્તમ હતી એ જે શિખવતા તે પરીક્ષા પાસ કરાવવાના હેતુથી નહીં, પણ ખરા ઉમંગથી શિખવતા જે વિષય શિખવતા હોય તેનું સારૂં જ્ઞાન આપવું એટલુજ નહીં, પણ તેમાં રસ ઉત્પન્ન કરવો, તેમાં વિદ્યાર્થીઓને આનન્દ પડે એવું કરવું, તેઓને એ વિષયના અભ્યાસનું વ્યસન લાગે એવું કરવું, એ તરફ એમનું ખાસ લક્ષ હતું હાલમાં ઘણા પ્રોફેસરો કરે છે તેમ એ આખા કલાક સુધી ભાષણજ નહોતા આપ્યા કરતા, પણ ઘણી વાર વિદ્યાર્થીને પ્રશ્ન પૂછીને તેનીજ પાસે ઉત્તર કઢાવતા વર્ડ્ઝવર્થ સાહેબ કલાસમાં આવે કે પ્રથમ વિદ્યાર્થીઓની હાજરી પૂરે, પછી એક વિદ્યાર્થીને ઊભો કરે, પોતે ભાષણ આપતા જાય, અને વચમાં વચમાં પેલા વિદ્યાર્થીને ઓચિન્તા સવાલો પૂછતા જાય,—એ એમની શિખવવાની રીત હતી એફ ઈ એ ના વર્ગમાં ઈંગ્લાંડનો ઇતિહાસ પહેલા વિલિયમથી તે ત્રીજા રિચર્ડ સુધીનો, અને ગ્રીસનો ઇતિહાસ આખો શીખવવાનો હતો એ વિષય વર્ડ્ઝવર્થ શિખવતા આખા વર્ષમાં એમણે ઈંગ્લાંડનો ઇતિહાસ પ્રથમથી માંડીને પહેલા વિલિયમ સુધી—એટલે જ્યાંથી શીખવવાનો શરૂ કરવાનો હતો ત્યાંસુધી,—શીખવ્યો, પણ એટલામાં ઇતિહાસનું એવું તો સારૂં જ્ઞાન આપ્યું અને ઇતિહાસમાં એવો તો રસ ઉત્પન્ન કર્યો કે તેની અસર રા કમળાશંકર જેવાના મન ઉપર હમેશને માટે રહી અને એમના હાથ નીચે ભણેલા વિદ્યાર્થીઓને, તેમજ એમનો અંગ્રેજીમાં લખેલો 'ઇંગ્લાંડનો સક્ષિપ્ત ઇતિહાસ' વાચનારાઓને પણ તે અતિ લાભદાયી થઈ પડી ઇતિહાસ શિખવતી વખતે વર્ડ્ઝવર્થ સાહેબ "Freeman's Sketch of European History' જેવી ચોપડીઓ વાચવાની સર્વને ભલામણ કરતા ઇતિહાસ સિવાય એકનની નિબન્ધો અને શેક્સપિયરના નાટકો, એ પણ વર્ડ્ઝવર્થ જ શિખવતા.

ડૉ રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરને પણ ઘણી ખંતથી શિખવવાની ટેવ હતી એઓ સસ્કૃત શિખવતા તે ઘણુંખરૂ છોકરાઓ પાસેજ ભાષાન્તર કરાવતા, અને જ્યાં પાઠફેર હોય ત્યાં આગળ કયો પાઠ સારો છે તેનો નિર્ણય પણ તેમનીજ પાસે કરાવતા

કર્કહૅમ અંગ્રેજીના પ્રોફેસર હતા એ અને ડૉ. પીટર્સન બેઉ અંગ્રેજી

બોલતા તે સ્પષ્ટ અને સર્વથી સમજી શકાય એવી રીતે બોલતા. પીટર્સન સાહેબ છોકરાઓને ઘેર પણ બોલાવતા, મળતાવડો સ્વભાવ રાખતા, અને સંસ્કૃતમાં જે શિખવવાનું હોય તે શાસ્ત્રીની સાથે રહીને વાસ્યા પછી ઘણી મધુર ભાષામા વિદ્યાર્થીઓ આગળ તે મૂકતા.

એવા ગુરુઓની પાસથી જ્ઞાન મેળવીને રા. કમળાશંકર ઈ. સ. ૧૮૭૭ના એપ્રિલ માસમા એફ. ઈ. એ. ની પરીક્ષામા બીજા વર્ગમા પસાર થયા, અને એલફિન્સ્ટન કૉલેજના સઘળા વિદ્યાર્થીઓમાથી એ પહેલે નબરે પાસ થયલા હોવાથી એમને રૂ. ૩૨૫નું પારિતોષિક મળ્યું. ત્યાર પછી, 'અર્થશાસ્ત્ર અને ઇતિહાસ'નો ઐચ્છિક વિષય લઇને એમણે બી. એ. નો અભ્યાસ શરૂ કર્યો, અને તેમા પણ ઇ. સ. ૧૮૭૮મા બીજા વર્ગમા એ પસાર થયા. હજી સુધી નહિ મળેલી, પણ હવે આગળના ભારે અભ્યાસને માટે તદ્દન આવશ્યક, દ્રવ્યની મદદ, રા. કમળાશંકરને એમના સુખી વડીલો તરફથી મળી નહિ હોવાથી, એલ્. એલ્. બી. ને એમ. એ. થવાના વિચારો, બુદ્ધિબળ હોવા છતા, વિચારમાત્રજ રહી ગયા, માત્ર શિષ્યવૃત્તિઓથી હડસેલાતું વિદ્યાર્થિજીવનનુ વ્હાણુ સ્વાભાવિક રીતેજ અટકી પડ્યુ. ઉપર વર્ણવ્યું તે પ્રમાણે, વિદ્યાર્થિજીવનના દુ ખ વેઠીને, સાદાઇ અને સરળતાને સેવીને, જ્ઞાતિના સખ્ત નિયમોને દૃઢતાથી વળગી રહીને, સ્વાશ્રય અને સ્નેહનું અવલંબન કરીને, ઉદ્યોગ અને ખંતનુ સામર્થ્ય ધરીને એમણે પ્રથમ આશ્રમના ધર્મનુ પાલન કર્યું; અને જો કે, આપણા હાલના સમાજમા એક આશ્રમના ધર્મ તો આપણે મુશ્કેલીથી બજાવી શકતા હોઇએ એટલામા બીજા આશ્રમના ધર્મનો ભાર પણ આપણા શિર પર આવી પડે છે તેવું એમને પણ થયુ હતુ. તોપણ હવે એમનુ વિદ્યાર્થિજીવન પૂરૂ થયુ અને ગૃહસ્થાશ્રમની અનેક નવી નવી ફીકર ચિન્તાઓ એમના ઉપર આવી પડી.

પણ એમનું વિદ્યાર્થિજીવન પૂરૂ થયુ એટલે હાલમા અનેક ગ્રૅજ્યુએટો કરે છે તેમ એમણે વિદ્યાને વિસારી મૂકી હતી એમ નહોતું. વિદ્યા તે એક દ્રવ્ય મેળવવાના સાધન તરીકેજ ઉપયોગની છે એવું એમને નહોતું લાગતું, પણ એમને વિદ્યા તરફ સ્વયંભૂ પ્રેમ હતો, અને કૉલેજ છોડયા પછી પણ વિદ્યા વધારવા એ હમેશ ઉત્સુક રહેતા. સંસ્કૃત ભાષા ઉપર તો એમ મૂળથીજ વિશેષ ભાવ હતો. ન્હાનપણથી એમણે સંસ્કૃતનો અભ્યાસ સા

કર્યો હતો એઓ અંગ્રેજી ચોથા ધોરણમાં હતા ત્યારથી વિશ્વનાથ શાસ્ત્રીને ત્યાં સંસ્કૃત શીખવા જતા એ વિશ્વનાથ શાસ્ત્રી તે સુરતના સુપ્રસિદ્ધ શાસ્ત્રી દિનમણિશંકર ( જેની કીર્તિ હિંદુસ્તાનમાંજ નહીં, પણ યુરોપના સંસ્કૃત ભાષાભિજ્ઞોમાં પણ ફેલાયલી છે. જેના કીમતી પુસ્તકાલયનો ડૉ બ્હૂલર જેવા વિદ્વાનો અને પ્રાચીન સાહિત્યશોધકોએ છૂટથી ઉપયોગ કરીને સંગીન સેવા બજાવી છે, જેઓ સુરતના ચાર 'દદાઓ'–(દુર્ગારામ, દલપતરામ, દાદોબા, અને દિનમણિશંકર )–માંના એક હતા, અને જેમણે વિલાયત જઇ આવનાર રા સા મહિપતરામ રૂપરામને પ્રાયશ્ચિત્ત આપી પાવન કરીને આખી નાગરી ન્યાતના ઉપર હમેશનો અને ભૂલાય નહિ એવો ઉપકાર કર્યો છે તેમના ) શિષ્ય હતા વિશ્વનાથ શાસ્ત્રી સિવાય, સુરતના સગરામપરાના માર્તંડ શાસ્ત્રી પાસે જઈને પણ એમણે સંસ્કૃતનો અભ્યાસ કરેલો એ શાસ્ત્રીને ત્યાં જવામાં રા બળવંતરાય ( જેઓ હાલમાં સુરતના એક બાહોશ વકીલ અને આગેવાન શહેરી છે અને જેઓ પણ ત્રિપુરાશંકર મહેતાજીના પુત્ર થાય તે પણ ) એમની સાથે હતા બન્ને સાથે 'લઘુકૌમુદી'નો અભ્યાસ કરતા બી એ થયા પછી રા કમળાશંકર સુરતની નાણાવટમાં રહેનારા દુર્ગાશંકર શાસ્ત્રી પાસેથી 'સિદ્ધાન્તકૌમુદી' શીખ્યા, અને બાકીનું સંસ્કૃત જ્ઞાન એમણે પોતે પોતાની મેળે સંપાદન કીધું

પણ વિદ્વત્તાભર્યાં પુસ્તકો વાંચ્યાં ત્યાંથી કંઈ પેટ ભરાતું નથી અને એ થી વિદ્વાને સેવ્યા ત્યાંથી કંઇ વસ્તુની પ્રાપ્તિ થઈ શકતી નથી રા કમળાશંકરે પોતાનું વિદ્યાર્થિજીવન પૂરૂં થયા પછી દ્રવ્યપ્રાપ્તિને માટે કયો માર્ગ શોધ્યો તે તરફ હવે આપણે નજરીએ જે વર્ષે એ બી એ માં પાસ થયા તેજ વર્ષે સર રિચર્ડ ટેંપલનો એવો ઠરાવ હતો કે મહેસુલી ખાતાના તીજોરખની રૂા ૩૫)ની જગા તરતના બી એ થયનારાઓને આપવી ત્યાં દોઢ વર્ષ સુધીનો અનુભવ જોઈત્યા પછી મામલતદારી મળે એવી રીતની વ્યવસ્થા હતી એ દોઢ વર્ષમાં higher અને lower ની પરીક્ષા આપવાની હતી એ જગા માટે એમણે અરજી પણ કરેલી અને જગા સુરત શહેરમાં ખાલી પણ હતી પણ સુરત શહેરમાં નીમણુક ન થતાં સુરતના માંડવી તાલુકામાં નીમણુક થઇ ત્યાંનું પાણી ખરાબ, અને ત્યાં જવાથી એક સગાનું મરણ થયલું, તેથી એમના બાપ અને સસરા બેઉએ સખ્ત ના કહી, એટલે એ જગા લેવાનો વિચાર એમણે માંડી વાળ્યો અને એ કેળવણીખાતામાં દાખલ થયા રા ગુલાબદાસ નાણાવટી ( જે હાલ ફર્સ્ટ

ક્લાસ, સબ જજ છે ) સુરત મિશન હાઇ સ્કૂલમાંથી રજા પર ગયેલા તેમની જગાએ શિક્ષક તરીકે એક મહીનો રૂ. ૫૦)ને પગારે કામ કીધા પછી સરકારી હાઇ સ્કૂલમાં નવમા ઍસિસ્ટંટની જગા સબ્‌પ્રોટેમ રૂ. ૫૫) ને પગારે અથવા મરજી હોય તો રાજકોટમાં રૂ. ૮૦)ને પગારે એમને મળે એમ હતું. એમણે રાજકોટની જગા પસંદ કીધી, પણ ઘરનાં માણસોને સુરત છોડી રાજકોટ જવાના વિચારથી ઘણો ખેદ થયો એટલે રાજકોટ જવાનો વિચાર માંડી વાળ્યો અને તરત તાર કીધો કે " more willing for Surat: accidental reason " (અણચિંતવ્યા કારણને લીધે સુરતમા નોકરી લેવાને વધારે ખુશી છું). સાડાચાર મહીના સુધી સુરતમા નોકરી કીધા પછી દોઢ મહીનો રહીને ઇ. સ. ૧૮૭૮માં ભરૂચ હાઇ સ્કૂલમા રા. બા. પાર્વતીશંકરના હાથ નીચે રૂ. ૬૦)ને પગારે રા. ગગલ વનમાળી પાઠકને ઠેકાણે એમની નીમણુક થઇ. તે વખતે શંકર પાંડુરંગ પંડિતની—ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર—ઑફિસમા રૂ. ૫૦)ની જગા ખાલી હતી. એ ખબર મિ. મોદક મારફત આવી હતી, પણ એ જગા લેવાથી આગળ કંઈ ઝાઝો લાભ મળે એમ જણાયુ નહીં તેથી એની ના કહી.

ભરૂચ હાઈ સ્કૂલમા એ નવ મહીના રહ્યા તે દરમ્યાન રા. બા. પાર્વતીશંકરની એમણે ઘણી પ્રીતિ સંપાદન કીધી. એમનું શિક્ષણ જોઇને, એમની કાળજી અને ખંત જોઇને, અને શિષ્યોમા એમનો સારો ધાક રહેતો જોઇને એ ઘણા ખુશી થયા. પણ રા. બા. પાર્વતીશંકરની પ્રીતિનું સૌથી મ્હોટું કારણ તો એમનામા તે વખતે સત્યનો જે પ્રેમ જણાયો અને સદ્વિચારોની જે સ્વતંત્રતા જણાઇ તે હતુ. એ સત્યપ્રીતિ અને એ વિચાર-સ્વાતંત્ર્યનો એક દાખલો આ સ્થળે આપવો અપ્રાસંગિક નહીં ગણાય. એક વખતે પબ્લિક સર્વિસની પરીક્ષામા સુપર્વાઇઝરનું કામ રા. કમળાશંકરને સોંપવામાં આવ્યુ હતું. પરીક્ષામા બેઠેલા એક વિદ્યાર્થીની ટોપીમાંથી લખેલા કાગળિયા નીકળી આવ્યા. આથી રા. કમળાશંકરે એ કેસ કમિટિ આગળ રજુ કીધો. એ વખતે પબ્લિક સર્વિસની પરીક્ષા માટે ત્રણ જણની કમિટિ નીમાતી. એક હાઇ સ્કૂલના હેડમાસ્તર (રા. બા. પાર્વતીશંકર ), તેમના પહેલા મદદનીશ શિક્ષક ( રા. છબીલારામ દોલતરામ, જેઓ સુરતના એક ધર્મચુસ્ત નાગર બ્રાહ્મણ છે, તે ), અને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ( શાસ્ત્રી ગણપતરામ ). છબીલારામ તે વખતે સુરત

ગયા હતા, એટલે આ વિદ્યાર્થીના કેસનો નિર્ણય કરવાનું કામ રા. બા. પાર્વતીશંકર અને શાસ્ત્રી ગણપતરામનું હતું. રા. ગણપતરામનો અભિપ્રાય એવો જણાતો હતો કે "આપણે તો વિદ્યાર્થીઓએ મેળવી વિદ્યા સંપાદન કરી તેની પરીક્ષા કરવાની છે, આપણે કંઈ ચાલચલગતના પ્રમાણપત્રો એ લોકો પાસેથી લેતા નથી, માટે એ વિદ્યાર્થીને જવા દેવો." પણ રા. બા. પાર્વતીશંકરને એવી લુચ્ચાઈ તરફ ઘણો તિરસ્કાર હતો તેથી એ વિચાર માન્ય રહ્યા નહીં, એઓ રા. કમળાશંકરના મત સાથે મળતા આવ્યા 'કોપી કરનાર શિષ્યને કંઈ પણ શાસન કરવામાં ન આવે તો પછી સુપરવાઇઝર રાખ્યાનું પ્રયોજન શું!' એમણે રા. કમળાશંકરનો વાંસો ઠોકીને એમને શાબાશી આપી, અને પેલા વિદ્યાર્થીને ઘટતી શિક્ષા કરી.

રા. બા. પાર્વતીશંકરે રા. કમળાશંકરને માટે ડૉ. બૂલરને ભલામણ કરેલી તે પરથી એમને રૂ. ૮૦)ને પગારે અમદાવાદ હાઇસ્કૂલમાં ચોથા આસિસ્ટંટની જગા મળી. એ સ્કૂલમાં તે વખતે પાંચ જ આસિસ્ટંટ હતા. છેલ્લા આસિસ્ટંટ રા. રણછોડલાલ ખંભાતી (જે હાલ સુરતની હાઇસ્કૂલના હેડ માસ્તર છે તે) હતા. બેસ્ટ સાહેબ હેડ માસ્તર હતા. ત્યાર પછી રા. કમળાશંકર ધીરે ધીરે નોકરીમાં ચડતા ગયા. વચમાં–ઈ. સ. ૧૮૮૨માં સુરત હાઈસ્કૂલમાં દશ મહીના માટે એમની બદલી થયેલી. તે વખતે જૂની ઢબના પ્રખ્યાત શિક્ષક મિ. ઉત્તમરામ નરભેરામ ત્યાં હેડ માસ્તર હતા. અમદાવાદની કૉલેજમાં તે વખતે એની પ્રિવિયસની ક્લાસ હતી તે, સ્કૂલ સાથે જોડાયલી હતી, અને સ્કૂલ તથા કૉલેજ બેઉના પ્રિન્સિપાલ તરીકે ખા. બ. જમશેદજી અરદેશર દલાલ હતા. એમનો રા. કમળાશંકર ઉપર ઘણો પ્રેમ હોવાથી એમના આગ્રહથી સરખે પગારે એટલે રૂ. ૯૦)ને પગારે–એ સુરતથી પાછા અમદાવાદ હાઇસ્કૂલમાં ત્રીજા આસિસ્ટંટ તરીકે આવ્યા, અને વધતા વધતા પહેલા આસિસ્ટંટ થયા. ખા. બ. દલાલનો વખત કૉલેજમાં જ જતો, એટલે સ્કૂલની વ્યવસ્થા મોટે ભાગે એમના હાથમાં રહેતી અને માનમા ધોરણમાં પણ એઓ જ શીખવતા.

ઇ. સ. ૧૮૮૯માં મિ. ઊનવાળાનો કાગળ ખા. બ. દલાલ ઉપર આવ્યો તે પરથી ભાવનગરની સામળદાસ કૉલેજમાં પ્રોફેસર તરીકે એમની નીમણૂક થઈ. રાજ્યના નોકર તરીકે પગાર રૂ. ૨૫૦) થી રૂ. ૩૫૦)

સુધીનો, અને સરકારી નોકર તરીકે રૂ. ૩૦૦) સુધીનો આપવાની ખુશી બતાવવામાં આવી. આ. બ. દલાલે કહ્યું કે, " ત્યાં રાજ્યના નોકર તરીકે, વધારે પગાર મળે એમ છે, તેથી તમે ખુશીથી રાજીનામું આપીને જાઓ. એ રાજ્યમાં કદાચ નહીં ફાવે તો બીજા કોઇ રાજ્યમાં હું તમને સારી નોકરી અપાવીશ." કેટલોક વખત વિચાર કર્યા પછી રા. કમળાશંકરે સરકારી નોકર તરીકે જવું એજ વધારે સલામતીભરેલું ગણ્યું અને એ પ્રમાણેની ઇચ્છા એમણે દર્શાવી. પણ એ દરમિયાન, રાજ્યમાં નોકરીનો લાભ થોડા સમયને માટે લેવાની કંઈક ખટપટ થયલી તેને લીધે ત્યાંથી એવો જવાબ મળ્યો કે સરકારી નોકરી પર હક રાખી અહીં આવવાની ગોઠવણ તમારે તમારી મેળે કરી લેવી. આ વાત અશક્ય હોવાથી ઇ. સ. ૧૮૮૯ થી ૧૮૯૦, એ એક વર્ષને માટે એમણે રજા લીધી, અને ભાવનગર ગયા. એ વર્ષ દિવસમાં તે કૉલેજમાં જાતજાતની ખટપટો જોઈ, રજવાડાની નોકરીથી કંટાળ્યા, અને રજા પૂરી થતે અમદાવાદ રૂ. ૧૫૦)ને પગારે પહેલા અૅસિસ્ટંટ તરીકે પાછા ફર્યા.

ભાવનગર છોડવાનો પ્રસંગ આવ્યો તે પ્રસંગે એમને કેટલાક પોરબંદરના છોકરાઓ મળવા આવ્યા હતા, તેની સાથે વાતચીત થતાં અચાનક દ્વારકા જવાનો વિચાર થઈ આવ્યો. દલાલ સાહેબ તે વખતે અમરેલીના સુબા હતા, તેમને એ વિષે લખ્યું. તેમણે દ્વારકાના વહીવટદાર પર પત્ર લખીને બહુ સારી રીતે વ્યવસ્થા કરી આપી; અને રા. કમળાશંકર સહકુટુંબપરિવાર પાલીતાણા, જુનાગઢ, ગિરનાર, પોરબંદર (સુદામાપુરી), વેરાવળ પ્રભાસપાટણ, ને દ્વારકા જઈ આવ્યા. એમને યાત્રાનો શોખ વિશેષ હોવાથી એ સિવાય પણ બીજી બીજી મોટી યાત્રાઓ એમણે કરેલી છે. શ્રીનાથજીની યાત્રા એમણે કરેલી તેનું સવિસ્તર વર્ણન રા. અતિસુખશંકર (એમના પુત્ર) નું લખેલું વસન્તમાં " ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ " એ નામથી પ્રસિદ્ધ થયું છે. તે સિવાય, ગયે વર્ષે દક્ષિણ તરફ ઠેઠ રામેશ્વર સુધીની યાત્રા એઓ કરી આવ્યા હતા; અને મદ્રાસ, તિરૂપતિ (બાલાજી), શિવકાંચી, વિષ્ણુકાંચી, કુંભકોણમ્ ( કુંભઘોણમ્ ), ચિદંબરમ્, ત્રિચિનોપોલી (ત્રિશિરઃપુરમ્), મદૂરા એ સર્વ જોવા લાયક સ્થળો જોઈ આવ્યા હતા. રામેશ્વર જતાં મદૂરાની સેતુપતિ હાઈ સ્કૂલમાં મુકામ કર્યો હતો. ત્યાંના ઓટલા પર ખુરશી માંડીને એઓ બેઠા હતા. તે વખતે ખુરશી અચાનક ઉથલી જવાથી એમને ઓટલાનો પત્થર વાગ્યો હતો અને માથા પર સખ્ત ઘા થયો

હતો. તેને લીધે મદૂરામા કેટલાક દિવસ સુધી એમને રોકાવું પડ્યું હતું. તે સિવાય, એ યાત્રા પણ નિર્વિઘ્ને સમાપ્ત થઈ હતી. સઘળી યાત્રાઓ બને ત્યાંસુધી કુટુંબના સઘળા માણસોને સાથે લઈનેજ કરવી એવો એમનો નિયમ છે.

ઇ. સ. ૧૮૯૧મા એલફિન્સ્ટન કૉલેજના ડૉ. પીટર્સન રજા પર ગયલા તેમની જગાએ, મિ. એલ. આર. વૈદ્યનું મૃત્યુ થતાં, રા. કમળાશંકરની નીમણુક થઇ. સંસ્કૃતના પ્રોફેસરની જગા મેળવનાર પહેલા ગુજરાતી એઓજ હતા. પ્રો. આબાજી વિષ્ણુ કાથવટે અને ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, એ બેઉની ભલામણથી એઓ પ્રિવિયસ, એફ. બી.એ. ઇંટર્મિડિયેટ, બી. એ.મા સંસ્કૃતના પરીક્ષક નીમાયા. મિ. કાથવટે અમદાવાદની કૉલેજમા સંસ્કૃતના પ્રોફેસર હતા. તે વખત અમદાવાદની સ્કૂલના સાતમા ધોરણમા મોટે ભાગે કૉલેજના પ્રોફેસરોજ શિખવતા. તે પ્રમાણે પ્રો. કાથવટે પણ સ્કૂલમા સંસ્કૃત શિખવતા. એમનો રા. કમળાશંકર ઉપર ઘણો પ્રેમ હતો. એમની "કીર્તિકૌમુદી"નાં પ્રૂફ એમણે રા. કમળાશંકર પાસે વંચાવેલા. ડૉ. ભાંડારકરનો પ્રેમ પણ તેવોજ હતો. સંસ્કૃત લઈને કૉલેજનો અભ્યાસ કરનારા ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા તે વખતે નહીં જેવીજ હતી. તેવા સમયમાં રા. કમળાશંકરને સંસ્કૃત ઉપર ઘણી પ્રીતિ હતી તે જોઈને ડૉ. ભાંડારકરને આનન્દ થતો. એક વખત ન્યાયનો માસિક પરીક્ષાનો એમનો લખેલો પેપર એમણે કલાસમાં સઘળા વિદ્યાર્થીઓ આગળ વાંચી સંભળાવ્યો હતો અને તેનાં વખાણ કીધા હતાં. મિ. એલ. આર. વૈદ્યના મૃત્યુથી સંસ્કૃતના પરીક્ષકની જગા ખાલી પડેલી હોવાથી પ્રો. કાથવટેએ જસ્ટિસ તેલંગને લખ્યુ કે 'પરીક્ષક તરીકે રા. કમળાશંકર નીમાવા જોઇએ.' એ વિચારને ડૉ. ભાંડારકરે પણ ટેકો આપ્યો, અને ઇ. સ. ૧૮૯૧ થી ઇ. સ. ૧૮૯૭ સુધી એટલે સાત વર્ષ સુધી એઓ એ પરીક્ષાઓમાં સંસ્કૃતના પરીક્ષક નીમાયા હતા. એ સાત વર્ષ એમણે પરીક્ષક તરીકે કામ કીધું, તેમાંનાં કેટલાંક વર્ષમાં એમના સાથી તરીકે ડૉ. પીટર્સન હતા.

મુંબાઈની કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કીધા પછી ઇ. સ. ૧૮૯૨ ના જૂન માસમાં રા. સા. મહીપતરામના મૃત્યુ પછી રૂ. ૧૫૦)ની, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાઈસ્ પ્રિન્સિપાલની જગા નવી નીકળી ત્યાં એમની બદલી થઈ. ઇ. સ. ૧૮૯૩માં ડેક્કન કૉલેજમાંથી ડૉ. ભાંડારકર

ટિટાયર થયા તેની જગાએ અમદાવાદના પ્રો. કાથવટેની નીમણુક થઈ, અને પ્રો. કાથવટેની સલાહ પ્રમાણે ગુજરાત કૉલેજની ખાલી પડેલી જગા ઉપર નીમાવા માટે એમણે અરજી કરેલી અને બોર્ડના મેમ્બરો પણ એમની તરફેણમા હતા. પણ જાઈલ્સ સાહેબ (જે ઈન્સ્પેક્ટર હતા તેમણે) કહ્યુ કે "સરકાર તમારી નોકરીનો લાભ બોર્ડને આપવા તૈયાર થશે નહીં." તેજ વખતે એમના ઉપર વૅર્ડ્સ્‌વર્થ સાહેબનો તાર આવ્યો હતો, તેમા પૂછ્યુ હતુ કે 'એલફિન્સ્ટન કૉલેજમા જવા માટે તમે કમળાશંકરને મોકલી શકશો ?' એ તારનો એમણે ઉપયોગ કર્યો અને ઇ. સ ૧૮૯૩મા ગ કમળાશંકરની એલફિન્સ્ટન કૉલેજમા પ્રોફેસર તરીકે છ મહીના માટે નીમણુક થઈ. તે વખતે પીટર્સન સાહેબ પણ તેજ કૉલેજમા હતા, પણ તે અગ્રેજી શિખવતા હતા ઈ સ ૧૮૯૪મા પણ પાછી એજ પ્રમાણે એમની નીમણુક થયલી, અને દર વખતે બીજી ટર્મમાજ નીમણુક થયલી તે છતા એઓ કૉલેજમા દાખલ થતા કે પહેલેજ દીવસથી, ને શીખવાતી ચોપડીના આલેના ભાગની આગળથીજ કલામ લેવા માડતા ઇ સ. ૧૮૯૫મા એઓ નડિઆદમા હેડ માસ્તર તરીકે નીમાયા હતા ઇ સ ૧૮૯૬–૯૭મા પૂનાની કૉલેજમા પ્રોફેસર તરીકે એમણે કામ કર્યું હતુ એ વખતે પણ એમણે કઈ અરજી કીધી નહોતી, પણ ઓચિન્તી તાર મારફતેજ એમની નીમણુક થયલી, અને તરત ત્યા જઈ ને પોતાના શિક્ષણ વડે ત્યાના સંસ્કૃત સાહિત્યના શોખીન વિદ્યાર્થીઓને સપૂર્ણ સતોષ આપેલો.

એજ અરસામા એઓને મુબાઈ યુનિવર્સિટિના એક ફેલો તરીકે પસદ કરવામા આવ્યા. ઇ સ. ૧૮૯૬–૯૭મા એક પ્રસગે સેલ્બી સાથે કેટલીક વાતચીત થતા એ સાહેબે પૂછ્યુ કે 'તમે સેનેટમા આવવાના છો કે નહીં ?' ગ કમળાશકરે કહ્યુ કે, 'હુ ફેલો નથી એટલે મારાથી આવી શકાય નહીં ' 'શુ તમે ફેલો નથી !' એમ સેલ્બી સાહેબે પૂછ્યુ, અને તે વિષે પોતાની ડાયરીમા નોધ રાખી અન્તે ઈ. સ ૧૮૯૭મા ગ કમળાશકર યુનિવર્સિટિના ફેલો થયા

ઇ સ. ૧૮૯૮–૯૯ મા એઓ પાછા નડિયાદમાજ હેડ માસ્તર તરીકે રહેલા. એ સમયમાજ પીટર્સન સાહેબનુ મૃત્યુ થયુ. એથી સસ્કૃત પ્રોફેસરની જે જગા એલફિન્સ્ટન કૉલેજમા ખાલી પડી ત્યા ગ કમળા-

શંકરે અગાઉ ત્રણ વખત તેમજ ડેક્કન કૉલેજમાં પણ એક વર્ષ પ્રોફેસર તરીકે કામ કરેલું હોવાથી, એમની નીમણુક થવાનો સંભવ જણાતો હતો, અને જાઇલ્સ સાહેબે એમને માટે ભલામણ પણ કરેલી, પણ તે જગા માટેની સ્પર્ધામાં એમની સાથે ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના પુત્ર મિ. શ્રીધર હતા, તેમને એ જગા મળી. એ જગા રા. કમળાશંકરને ન મળી તે માટે જાઇલ્સ સાહેબે એમના ઉપર દિલાસાનો પત્ર લખ્યો અને પ્રો. કાથવટેની જગાએ એમની નીમણુક કરવાનું વચન આપ્યું.

ઇ. સ. ૧૯૦૦–૦૧માં એમણે ભરૂચ હાઇસ્કૂલમાં હેડ માસ્તર તરીકે કામ કીધું. એઓ ભરૂચ હાઈસ્કૂલમાં હતા તે દરમિયાન જૂનાગઢમાં બાહાઉદ્દીન કૉલેજ સ્થપાઈ અને ત્યાંથી તે વખતના દીવાન સાહેબે, ચુનીલાલ સારાભાઇએ પૂછાવ્યું કે "તમે સંસ્કૃતના પ્રોફેસર તરીકે આવવા ખુશી છો ?" જાઈલ્સ સાહેબની એ બાબતમાં સલાહ લીધી, તેમણે ના કહેવાથી રા. કમળાશંકરે એ જગાને માટે ના લખી મોકલી.

ઇ. સ. ૧૯૦૧ના જૂન માસમાં રા. કમળાશંકર ભરૂચથી નડિયાદ પાછા આવ્યા. તે દરમિયાન પ્રો. કાથવટેની જગા ખાલી પડી. એ જગા રા. કમળાશંકરને મળે તેને માટે જાઇલ્સ સાહેબે ઘણો પ્રયાસ કર્યો. પણ એ જગાએ નીમણુક એમની ન થતાં મિ. કે. બી. પાઠકની થઈ. જાઇલ્સ સાહેબે પાછો દિલાસાનો પત્ર લખ્યો, અને 'એથી જુદા ક્ષેત્રમાં હું તમને વધારે લાભ અપાવીશ' એ પ્રમાણે લખ્યું. ઇ. સ. ૧૯૦૨ના ઑગસ્ટમાં અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે રા. કમળાશંકરની નીમણુક થઇ, અને બે મહિના પછી માધવલાલભાઇનું મૃત્યુ થવાથી એમની નીમણુક કાયમની થઇ.

ઇ. સ. ૧૯૦૨માં પાછા એઓ યુનિવર્સિટિના પરીક્ષક નીમાયા; અને એમ એની પરીક્ષામાં એ સાલથી તે ઇ. સ. ૧૯૦૮ સુધી એમણે ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરની સાથે સંસ્કૃતના પરીક્ષક તરીકે કામ કર્યું. તે ઉપરાંત યુનિવર્સિટિના પ્રાઇઝ્ એસેઝ–સુન્ત ગોકુળજી ઝાલા વેદાન્ત ફંડના અને એવા બીજા–પ્રસંગે પ્રસંગે તપાસવા માટે યુનિવર્સિટી તરફથી એમના પર મોકલવામાં આવે છે. મુંબાઈ યુનિવર્સિટી ઉપરાંત પંજાબમાં પણ એમણે સંસ્કૃત પરીક્ષક તરીકે ઘણા વરસ સુધી કામ કરેલું છે. સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈના મૃત્યુ પછી ત્યાંની Oriental Faculty ની

"વિશારદ"ની અને "શાસ્ત્રી"ની પરીક્ષામા ઇ. સ. ૧૮૯૯ થી તે ૧૯૦૮ સુધી એઓ પરીક્ષક હતા, અને આ સાલમા એઓ પાછા "શાસ્ત્રી" ની પરીક્ષામા નીમાયા છે. ઇ. સ. ૧૯૦૭ના વર્ષથી ૧૯૦૯ના વર્ષ સુધી મૅટ્રિક્યુલેશનની પરીક્ષામા પણ સસ્કૃતના પરીક્ષક તરીકે એઓ હતા પજાબની "શાસ્ત્રી"ની પરીક્ષાનો અભ્યાસક્રમ અહિંની એમ એ ની પરીક્ષાના જેટલો હોય છે. ન્યાય, વેદાન્ત, વ્યાકરણ,–એ સઘળા વિષયોમા અહીંની પેઠે પરીક્ષા લેવાય છે, પણ ત્યા "શાસ્ત્રી" અને તેનાથી ઉતરતી "વિશારદ એ બેઉ પરીક્ષામા પ્રશ્નપત્ર પણ સંસ્કૃતમાજ કઢાય છે અને ઉત્તર પણ સસ્કૃતમા આપવાના હોય છે એ મોટો ફેર છે. અહિં "ગુરૂ ગોકુળજી ઝાલા વેદાન્ત પ્રાઇઝ"ને માટે એમ. એ ના વિદ્યાર્થીઓને સસ્કૃતમાજ જવાબ આપવા પડે છે તેવુજ ત્યા "શાસ્ત્રી" અને "વિશારદ"ની પરીક્ષાઓમા થાય છે.

ઇ. સ. ૧૯૦૫મા "Secondary Teachers' Training College" નવી સ્થપાવાની હતી તેના વાઇસ્ પ્રિન્સિપાલ તરીકે રૂ. ૩૦૦–૫૦–૫૦૦ના પગારથી ખાસ ગ. કમળાશકરની પસદગી કરવાનો જાઇલ્સ સાહેબનો વિચાર હતો. તે વિષે એમણે રા. કમળાશકર ઉપર પત્ર લખ્યો, તેમા લખ્યુ હતુ કે.

"You as a Sanskrit scholar and authority in the Vernaculars would, I think, be very useful in the work of the College in developing to the normal students the relations between languages and the proper view of history But your long experience as a Head Master and Head of a Training College is of course what would specially render you valuable in a Secondary Training *College* May I add that your own personal character would also, I thing, have a most useful influence over young men who are learning how to teach others "

રા. કમળાશકરે રૂ ૩૦૦)ના પગારે એ જગા લેવા નાખુશી બતાવી ત્યારે જાઇલ્સ સાહેબે રૂ. ૪૦૦–૫૦–૫૦૦ અને આખરે એકદમ રૂ. ૫૦૦)

અને ઘરભાડાના રૂ ૫૦) જુદા આપવાનો વિચાર જણાવ્યો, અને તે પ્રમાણે સરકારમા લખ્યુ પણ ખરૂ, પણ એ દરખાસ્ત ત્યા પસાર થઈ નહીં સરકારે રૂ. ૩૦૦)થી શરૂ કરી રૂ. ૨૫)ના વાર્ષિક વધારા, રૂ. ૫૦૦) સુધી પગાર તથા રૂ ૫૦) House rentના આપવા તથા અમદાવાદની ટ્રેનિંગ કૉલેજની જગા રૂ. ૪૦૦)ની થાય ત્યારે એકદમ રૂ. ૪૦૦) કરવા લખ્યુ, પણ એમણે મુબઈના રૂા. ૫૦૦) કરતા અમદાવાદના રૂા. ૪૦૦) વધારે પસદ કરી ઉપકાર સાથે મુબઈની જગા લેવા ના લખી

ઇ સ. ૧૯૦૮ ના મે–જૂનમા રા. કમળાશકરે ઉત્તર વિભાગના ઍક્ટિગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કર્યું હતુ. તે વખતે પોતાની હમેશની જગા પરનુ કામ પણ એમણે સાથે સાથે કર્યું હતુ

એ પ્રમાણે રા. કમળાશકરના સરકારી નોકર તરીકે જીવનની મુખ્ય મુખ્ય વિગતો આપણે જણાવી ગયા. સસ્કૃત ભાષાના સારા વિદ્વાન્ અને ગુજરાતી ભાષાના પ્રતિષ્ઠિત સાક્ષર તરીકે એમણે જે સેવા બજાવી છે તે ટૂકમા જણાવીને એમના ચરિત્રનો આ હેવાલ આપણે પૂરો કરીશું. એમની "Brief History of England" જે પ્રથમ ઇ. સ. ૧૮૮૭મા છપાઇ તેની ૬ આવૃત્તિઓ થઈ ચૂકી છે તે તો દરેક અંગ્રેજી નિશાળમા ભણતા વિદ્યાર્થીને જાણીતી છે, એટલુજ નહીં પણ બી. એ. મા ભણતા વિદ્યાર્થીઓ પણ એ ચોપડીઓ વાચે છે અને કોઈક વાર સારી રીતે પાસ થાય છે એ વાત એ પરીક્ષાના અનુભવીઓના જ્ઞાન બહાર નથી. પણ એમના વધારે વિદ્વત્તાભર્યાં પુસ્તકો ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી જે છપાયા છે અથવા સરકાર તરફથી પ્રસિદ્ધ થતી સંસ્કૃતની પુસ્તકમાળામા જે પ્રસિદ્ધ થયા છે તે છે. સ્માઈલ્સની 'ડયૂટી' (કર્તવ્ય) નું એમણે ભાષાન્તર કર્યું છે. બકલના ઇતિહાસ પરથી 'ઇગ્લાડની ઉન્નતિનો ઇતિહાસ' એમણે લખ્યો છે. બાદરાયણ વ્યાસના બ્રહ્મસૂત્ર ઉપર શ્રી શંકરાચાર્યની "શારીરક ભાષ્ય" નામની જે ટીકા છે તેનો એમણે અનુવાદ કર્યો છે. ડૉ. ભાડારકરની 'સસ્કૃત સેકડ બુક'નું ભાષાન્તર કર્યું છે. તથા વડોદરા ગન્યની જ્ઞાનમંજૂષા માટે નવીન સસ્કૃત પુસ્તકાવલિ (ત્રણ ભાગમા) રચી છે, તેમાનું 'સંસ્કૃત પ્રથમ પુસ્તક' છપાયું છે. તે ઉપરાત, નીચેના પુસ્તકો એમના હસ્તક સરકાર તરફથી છપાયા છે તેની પ્રસ્તાવના, ટીકા વગેરેમા એમની શોધકવૃત્તિ, વિદ્વતા, ઉદ્યોગ અને ખંત સ્પષ્ટ જણાઈ આવે છે.

એ ઉપરાંત "ગુજરાત શાળાપત્ર" નામનું માસિક ઇ. સ. ૧૯૦૨ના ઑગસ્ટથી એમના તંત્રીપણા હેઠળ ચાલવા માંડ્યું ત્યાર પછી અગાઉ 'ગ્રામ'ના શીર્ષક નીચે આવેલા લેખ અને ત્યાર પછી એ શીર્ષક વિના પત્રના આરંભમાં આવેલા લેખ સર્વ એમના લખેલા છે, અને તેમાં વ્યાકરણ ભાષા, કાવ્યશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર, કેળવણી પ્રાકૃતભાષા વગેરે વિવિધ વિષયો ચર્ચાયા છે.

કમળાશંકરના જીવનનો અગત્યનો વૃત્તાન્ત આપણે સંક્ષેપમાં જણાવી ગયા. એમનું શૈશવ કેવા પ્રકારનું હતું, પ્રાથમિક શિક્ષણ એમણે ક્યાં આગળ અને કેવી રીતે લીધું હતું, એમણે અંગ્રેજીનો અભ્યાસ કઈ સ્કૂલમાં અને કઈ કૉલેજમાં કર્યો હતો, કેવા ગુરુઓના શિક્ષણનો લાભ એમને મળ્યો હતો, એમના પિતાના જૂના વિચારને લીધે એમનો વિદ્યાભ્યાસ વિષેનો ઉત્સાહ કેવો અંકુશમાં રહેતો હતો, વિદ્યાભ્યાસ આગળ ચલાવવાનો વિચાર કીધા પછી પણ એક નાગર બ્રાહ્મણ તરીકે એમને કેવી મુશ્કેલી વેઠવી પડતી હતી, વિદ્યાભ્યાસ પછી કઈ નોકરી લેવી તેનો નિર્ણય કેવી રીતે કરવામાં આવ્યો, એ નોકરીમાં એમની ઉત્તરોત્તર વૃદ્ધિ કેવી રીતે થઈ, એમના ઉપરીઓની એમના ઉપર હમેશાં કેવી પ્રીતિ હતી, મુંબઈ યુનિવર્સિટિના ફેલો તરીકેનું માન એમને કેવી રીતે મળ્યું, મુંબઈ તથા પંજાબના યુનિવર્સિટિમાં અનેક વર્ષો સુધી પરીક્ષક તરીકે કામ કરવાનો પ્રસંગ એમને કેવી રીતે પ્રાપ્ત થયો, યાત્રાઓનો શોખ પણ એ કેટલે અંશે પૂરો પાડી શક્યા, અને સંસ્કૃત, ગુજરાતી, તથા અંગ્રેજીમાં માગ પુસ્તકો પ્રસિદ્ધ કરી શાળાપત્રમાં વિવિધ વિષયો ચર્ચી સાહિત્યની પણ એમણે કેવી કીમતી સેવા બજાવી તે આપણે જોયું. સાથે સાથે એમના વખતની શિક્ષણ પદ્ધતિ, એમના શિક્ષકોની આનડત હોશિયારી અને કર્તવ્યપરાયણતા, એમના વખતની રમતો વગેરે આનુષંગિક વિષયો વિષે પણ આપણે કેટલુંક જાણ્યું, પણ એ સઘળી ઝીણી ઝીણી વિગતોને ભેદીને આપણે વધારે ઊંડી દૃષ્ટિથી જોઈએ છીએ અને એ જીવનને અમુક માર્ગમાં પ્રેરનાર સૂક્ષ્મ તત્ત્વો ક્યાં છે તેનો આપણે વિચાર કરીએ છીએ, એ જીવન અમુકજ પ્રકારનું ઘડાયું અને તેનો પ્રવાહ અમુકજ વેગથી વહ્યો ગયો તેનાં ગૂઢ કારણો આપણે શોધીએ છીએ તો તે નથી જણાતાં એમની વિદ્વત્તામાં કે નથી જણાતાં એમના વાક્ચાતુર્યમાં. એમનો ઉદ્યોગ, એમની ખંત, અને એમની પ્રામાણિકતા, એ નૈતિક ગુણોમાંજ એમના જીવનને ઘાટ કે

ઘણે અંશે પણ સફળ કરનાર બળ રહેલું છે એમ આપણને માલૂમ પડે છે એમની વિદ્વત્તા વિષે બે મત હોવાનો સંભવ નથી સ્કૂલોમાં અને કૉલેજોમાં એમની શિક્ષણપદ્ધતિ કેવી સફળ નીવડી, શિષ્યના ઉપર ધારેલી અસર એ કેવી સચોટ રીતે કરી શક્યા તે એ શિક્ષણનો લાભ લેવાને ભાગ્યશાળી થયલા દરેક વિદ્યાર્થીને સારી રીતે જાણીતું છે 'સ્વાનુભવરસિક' કે 'સર્વાનુભવરસિક,' 'આત્મલક્ષી' કે 'પરલક્ષી' કવિતાઓના જોડકણાં એમણે જોડયાં નથી, નાટકો એમણે રચ્યાં નથી, ને નવલકથાઓ એમણે બનાવી નથી પણ કલ્પના અને સર્ગશક્તિનો દાવો કરનારા આધુનિક 'કવિઓ'માંથી કેટલાની કૃતિ અમર રહેશે તે નિશ્ચિતપણે કહી શકાતું નથી, ત્યારે સંસ્કૃત સાહિત્ય ઉપર પ્રકાશ પાડવાનો એમણે જે અથાક પ્રયત્ન કર્યો છે, સંસ્કૃત ભાષાનો અભ્યાસ વધારે ને વધારે પ્રચાર પામે તેને માટે એમણે જે ખંત રાખી છે, બકલ જેવા ઇતિહાસકારની અને સ્માઇલ્સ જેવા નિબન્ધ-કારની કૃતિઓના ભાષાન્તર વડે અને શાળાપત્રમાં અનેક વિષયોની ચર્ચા વડે ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરવાનો એમણે જે પ્રયાસ કર્યો છે, શ્રી શંકરાચાર્યની ઉત્તમ કૃતિનો અનુવાદ કરીને વેદાન્ત જેવા ગહન વિષયના જ્ઞાનમાં એમણે જે કીમતી ઉમેરો કર્યો છે, તેની અસર એકાએક નષ્ટ થશે નહીં એ નક્કી છે અને નોકરીના ભારે બોજો છતાં એ સઘળું એ શાથી કરી શક્યા ? બીજા કશાથી નહીં, પણ સતત ઉદ્યોગથી, અચળ ખંતથી અને અડગ પ્રમાણિકપણાથીજ એ સઘળું થઇ શક્યું. ઉદ્યોગ, ખંત અને પ્રમાણિકપણું, એ ત્રિપુટીમાંજ એમના જીવનનું પરમ રહસ્ય છે એક વખતે એમના એક મિત્ર ખા. બ. ખરશેદજી માણેકજી કૉન્ટ્રાકટર, (હાલના કરાચી હાઇ સ્કૂલના માસ્તર) એમને મળવા ગયા હતા તે વખતે એમને ટેબલ આગળજ બેઠેલા જોઇને તેમણે કહ્યું કે "તમે તો હમેશાં ટેબલ આગળ ને ટેબલ આગળ કંઇને કંઈ ઉદ્યોગમાં રોકાયલાજ નજરે પડો છો. પ્લેટોને માટે કહેવાય છે કે એણે એના અભ્યાસગૃહ આગળ એવો લેખ મૂકયો હતો કે 'Let no one enter this Academy who has no taste for mathematics" (ગણિતનો જેને શોખ ન હોય તેણે આ ગૃહમાં પ્રવેશ કરવો નહીં) તેમ તમે પણ તમારા ખંડ આગળ પાટિયું લટકાવી રાખો કે "Let no one enter this room who has no taste for work" (કામનો જેને શોખ ન હોય તેણે આ ખંડમાં પ્રવેશ કરવો નહીં). એમના

મિત્રના આ શબ્દો એમના જીવનનું ખરૂં રહસ્ય પ્રગટ કરે છે, અને એ રહસ્ય થોડેઘણે અંશે પણ આપણે આપણા જીવનમાં ઉતારી શકીએ તો તેટલે અંશે આપણે આપણું જીવન સફળ કીધું એમ વ્યાજબી રીતે કહી શકાય.*

**નોંધઃ**—સદરહુ ચરિત્ર પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેએ સમાલોચક માટે લખેલું તે તાજેતરમાં બહાર પડેલા સ્વર્ગસ્થના "અનુભવ વિનોદ" પુસ્તકમાં પુનઃ પ્રકટ થયું છે, તે પરથી લીધુ છે. સમયના અભાવે એમાં સ્વર્ગસ્થની નિવૃત્ત થયા પાછીની પ્રવૃત્તિનો સમાવેશ કરવાનું બની શક્યું નથી. એ હકીકત અન્ય કોઈ પ્રસંગે મેળવીને આપીશું. દરમિયાન અહિં એટલું નોંધવું જોઈએ કે સન ૧૯૧૪ મા તેઓ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલના હોદ્દા પરથી નિવૃત્ત થયા હતા; અને સરકારે એમના કાર્યની કદર તે પ્રસંગે એઓને રાવબહાદુરનો ઇલ્કાબ બક્षીને કરી હતી. તે પછી સન ૧૯૨૪ માં તેઓ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નિમાયા હતા; અને એમનું અવસાન તે પછી ટુંક મુદતમા સન ૧૯૨૫ માં થયું હતું. સુરતે એના સુપુત્રનું સ્મારક રચ્યું છે, એ યોગ્યજ થયું છે.

**: : એમની કૃતિઓ : :**

| | |
|---|---|
| 'ઈંગ્લાંડનો ટૂંકો ઇતિહાસ' | ૧૮૮૭ |
| 'કર્તવ્ય' | ૧૮૯૫ |
| શાકુંરભાષ્ય | ૧૯૦૭ |
| સંસ્કૃત પ્રથમ પુસ્તક | ૧૮૯૬ |
| સંસ્કૃત ૨જી ચોપડી | |
| સંસ્કૃત શિક્ષિકા-(ગુજરાતી) | ૧૯૧૧ |
| ,, (ઇંગ્રેજી) | ,, |
| સાહિત્ય મંજરી | ૧૯૧૫ |
| શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વ | ૧૯૧૩ |
| 'લઘુ વ્યાકરણ' | ૧૯૧૬ |
| 'મધ્ય વ્યાકરણ' | ૧૯૧૭ |
| 'બૃહદ્ વ્યાકરણ' | ૧૯૧૮ |
| 'Gods of India' (ગુજરાતી) | ૧૯૧૩ |

* 'અનુભવ વિનોદ' પરથી ઉદ્ધૃત.

| | |
|---|---|
| ' શંકરજયંતી વ્યાખ્યાનમાળા ' | ૧૯૧૩ |
| હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૧૯૨૦ |
| ગુજરાતી વાચનમાળા | ૧૯૨૧ |
| કાવ્ય સાહિત્ય મિમાંસા | ૧૯૩૦ |
| અનુભવ વિનોદ | ૧૯૩૩ |
| **સંસ્કૃત** | |
| ભટ્ટિકાવ્ય | ૧૮૯૮ |
| રેખા ગણિત | ૧૯૦૧–૦૨ |
| એકાવલી | |
| પ્રતાપરુદ્રીય | ૧૯૦૯ |
| ષડ્ ભાષા ચન્દ્રિકા | ૧૯૧૬ |
| પ્રક્રિયા કૌમુદી | |

## અમૃતલાલ મોતીલાલ શાહ

એઓ ધોડાસરના વતની; અને જ્ઞાતે દશા શ્રીમાળી વણિક છે. એમનો જન્મ ધોડાસરમા સં. ૧૯૪૯ના અધિક અષાડ વદ ૮ (તા. ૧૫-૬-૧૮૯૩) ના રોજ થયો હતો. એમના પિતાનું નામ મોતીલાલ મૂલજીભાઇ શાહ અને માતુશ્રીનું નામ રૂક્ષ્મણીબ્હેન છે. એમનું લગ્ન સં. ૧૯૬૨મા શ્રી. જેઠીબાઇ સાથે નડિયાદ તાલુકાના ચુણેલ ગામે થયું હતું.

અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી એમણે અભ્યાસ કર્યો છે અને હાલમાં તેઓ પાલણપુર રાજ્યમા ફોજદારી ન્યાય કોર્ટમા શિરસ્તેદારની જગોએ છે.

વરસો થયા કવિતા લખવાનો એમને શોખ છે, અને પ્રવાસી, જ્યોત, રમહીન, હૃદયયોગી, હૃદય જ્યોતિ વગેરે ઉપનામથી જુદા જુદા ગુજરાતી અને પારસી માસિકોમા તેઓ કાવ્યો લખી મોકલે છે. ટુંક સમયમા એમનો કવિતાસંગ્રહ પ્રકટ થનાર છે.

### :: એમની કૃતિ ::

૧. ગઝલમાં ગાથા — સન ૧૯૨૫

## ઇન્દુલાલ ફુલચંદ ગાંધી

એઓ જ્ઞાતે દશા શ્રીમાળી વણિક અને મોરબી તાબે મકનસર ગામના વતની છે. એમનો જન્મ તા. ૮મી નવેમ્બર સન ૧૯૦૫ના રોજ મકનસર ગામે થયો હતો. પિતાનું નામ ફુલચંદ જેરાજ ગાંધી અને માતાનું નામ સૌ. ઝમકબાઈ છે. એમનું લગ્ન સન ૧૯૩૨ માં વાંકાનેરમાં શ્રીમતી સૂર્યલક્ષ્મી સાથે થયું હતું. એમણે અંગ્રેજીનો પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે; અને હમણાં તેઓ કરાંચીમાં પરચુરણ ચીજોની દુકાન ચલાવે છે.

કવિતા અને ટુંકા નાટકો એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે; અને પોતે બહુજ આશાવાદી છે. સંસ્કૃતિ અને એની પોષક સાહિત્ય સર્જનની નવી લહરીઓજ એમનો પ્રાણ છે. ગુજરાતી સાહિત્ય રાંક મટી જાય એ દહાડો જોવા પોતે ભારે ઉત્સુક છે. બહારની અસર પરત્વે તેઓ લખે છે, "ખાસ કોઇની અસર નીચે હજુ અવાયુ નથી. સૌ પહેલા એમર્સનના તેજે જરાક ખેંચ્યો; પછી કિશોરલાલ મશરૂવાળાએ ને છેલ્લે રેશળજી પરમારે. પણ જીવનને આખુયે અદ્દર ઉપાડી લે એટલું તેજ તો હજી કોઇનામાંથી મને મળ્યું નથી."

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. તેજરેખા | સન ૧૯૩૧ |
| ૨. નારાયણી | ,, ૧૯૩૨ |
| ૩. જીવનનાં જળ | ,, ૧૯૩૩ |

## ઉમાશંકર જેઠાલાલ જોષી

એઓ જ્ઞાતે ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ અને ઇડર સ્ટેટમાં આવેલા બામણાગામના વતની છે. એમનો જન્મ તા. ૨૧મી જુલાઇ સન ૧૯૧૧ ના રોજ બામણાગામમા થયો હતો. એમના પિતાનું નામ જેઠાલાલ કમળજી જોષી અને માતાનું નામ નવલબેન ભાઇશંકર ઠાકર છે. એઓ હજુ અવિવાહિત છે.

પ્રાથમિક શિક્ષણ એમના વતનમા લીધુ હતું. તેની આસપાસના ડુંગરાળ રમણીય પ્રદેશોમાં એમણે ખૂબ ભ્રમણ કરેલું છે અને એ રીતે કુદરત પાસેથી અને ત્યાના પછાત સમાજની જીવનચર્યામાથી ખૂબ પ્રેરણા તેઓ પામ્યા છે. માધ્યમિક શિક્ષણ ઇડરની શાળામા લીધુ હતું. સન ૧૯૨૮મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી તેઓ ગુજરાત કૉલેજમાં દાખલ થયા હતા. મેટ્રીકની પરીક્ષામા અમદાવાદ વિભાગમાં પહેલે નંબરે અને આખી પરીક્ષામાં ત્રીજા નંબરે તેઓ આવ્યા હતા. તેના પરિણામે કૉલેજમા તેમને ત્રણ સ્કોલરશીપો મળી હતી. ઇન્ટર આર્ટ્સ પસાર કરી બી. એ. સુધી તેઓ પહોચ્યા હતા પણ સત્યાગ્રહની લડત સન ૧૯૩૦માં જાગતાં તેઓ તેમા જોડાયા હતા અને તેના અંગે બે વાર જેલયાત્રા કરી છે. ખાસ કરીને જેલનિવાસને તેઓ પોતાની કેળવણીનો ઉત્તમ સમય ગણે છે.

ખગોળ, કાવ્યવિવેચન, નાટકકળા, ભૂગોળ વગેરે એમના પ્રિય વિષયો છે. ગાંધીજી, વિવેકાનંદ, ટૉલસ્ટૉય વગેરે એમના જીવનના ઘડતરમાં મદદગાર થયા છે.

છેલ્લાં બે વરસથી આચાર્યશ્રી કાકા કાલેલકરનો અમૂલ્ય સહવાસ મેળવવા એ ભાગ્યશાળી થયા છે.

સન ૧૯૩૧માં 'વિશ્વશાન્તિ' નામક એમનું ખંડકાવ્ય ગુજરાતી સાહિત્ય આલમમાં પ્રશંસા પામ્યું હતું; તેમ ચાલુ વર્ષમાં પ્રસ્થાનમાં પ્રસિદ્ધ થયેલો "સાપના ભારા"નામના નાટકમા એમણે હિન્દુ સમાજમાં વિધવાના દુઃખોની કરુણ કથની અસરકારક રીતે બતાવી છે. એવાં વાસ્તવિકતાના પાયા પર રચાયેલાં એમનાં એકાંકી નાટકો 'કુમાર,' 'કૌમુદી'માં પ્રગટ થતાં રહે છે.

**:: એમની કૃતિ ::**

| વિશ્વશાન્તિ | સન ૧૯૩૧ |
|---|---|

## ગટુલાલ ગોપીલાલ ધ્રુવ

એઓ વડનગરા નાગર ગૃહસ્થ (જ્ઞાતિમાં જન્મેલા) અને અમદાવાદના વતની છે. એમનો જન્મ તા. ૧૦ મી મે સન ૧૮૮૧ના રોજ અમદાવાદમાં થયો હતો. એમના માતુશ્રી બાળાબ્હેન તે સ્વર્ગસ્થ સરદાર ભોળાનાથભાઇના પુત્રી; અને એમના પિતા ગોપીલાલ મણિલાલ તે ઘણા સમય અમદાવાદમાં નાજરના હોદ્દાપર હતા અને તેમણે તે જગોપર સારી નામના મેળવી હતી. એમનું લગ્ન સન ૧૯૦૪માં અમદાવાદમાં શ્રી. રણછોડરાય આણંદરામ દીવેટીઆની પુત્રી શ્રીમતી શ્રીદેવી સાથે થયું હતું.

એમણે પ્રાથમિક શિક્ષણ અમદાવાદમાં તેમ કેટલોક સમય ઉમરેઠમાં—એમના પિતા તે વખતે ત્યાંની કોર્ટમાં ક્લાર્ક ઑફ ધી કોર્ટ હોઇને—લીધું હતું. માધ્યમિક શિક્ષણ મિશન સ્કુલમાં અને સરકારી હાઇસ્કુલમાં લીધું હતું. તેઓ સન ૧૮૯૮માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી ગુજરાત કૉલેજમાં દાખલ થયા હતા. તે પછી થોડો થોડો સમય તેઓએ વિલ્સન કૉલેજ અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. તેઓ સન ૧૯૦૪માં લોજીક અને મોરલ ફિલોસોફીનો ઐચ્છિક વિષય લઇને બી. એ. થયા હતા. તે પછી તેઓ કેળવણી ખાતામાં જોડાયા, અને ગુજરાતના લગભગ બધા જીલ્લાના શહેરોમાં નોકરીના અંગે તેઓ ફરી વળ્યા હતા. છેવટના દસ વર્ષમાં તેઓ આસિ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગોપર રહીને ગામડે ગામડે તેમને ફરવાનું થતું. પ્રવાસ કરવાનું એમને બહુ પ્રિય છે. જ્યાં જાય છે ત્યાં તેઓ લોકસ્થિતિ અને રીતભાતનું, ઐતિહાસિક સ્થાનો વગેરેનું રસપૂર્વક નિરીક્ષણ કરે છે. એઓ હિન્દુસ્તાનના ચારે ખૂણે ફરી વળેલા છે અને એમને એમના પ્રવાસ વિષે વાત કરતાં સાંભળીએ તો માલુમ પડે કે પરપ્રાંતની એમની માહિતી કેટલીબધી ઝીણી તેમ ભરપુર છે.

ધર્મ, સમાજશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એ એમના પ્રિય વિષયો છે; તેમ સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રના પુસ્તકોએ, ટાગોરની 'સાધના'એ અને આઇમર્સે એમના જીવનપર કાયમની અસર કરી છે.

એમના માતુશ્રી બાળાબ્હેનના ઉન્નત સંસ્કાર એમનાપર પડેલા. તે ઉપરાંત સ્વર્ગસ્થ સર રમણભાઈ, ડૉ. મેકનિકોલ અને બાબુ ક્ષિતિમોહન સેન પાસેથી એઓ ઘણું શિખ્યા છે.

અમદાવાદ પ્રાર્થના સમાજમાં છેલ્લા પંદર વર્ષથી તેઓ મુખ્ય કાર્યકર્તા છે અને ગુજરાત સંસાર સુધારાનું તંત્ર ચલાવવામા તેઓ અગ્રેસર છે. વિધવાઓ પ્રતિ તેમની સહાનુભૂતિ બ્હોળી છે અને અનેક વિધવા બ્હેનોને ઠેકાણે પાડવામાં તેમ તેમને રાહત આપવામાં તેઓ પુષ્કળ શ્રમ લે છે. સ્ત્રી કેળવણીમા તેમને ઘણો રસ છે અને છેલ્લા ચાર વર્ષથી તેઓ ગુજરાત સ્ત્રીકેળવણી મંડળના મંત્રી પદે છે.

રા. સા. મહીપતરામ અનાથાશ્રમના એક મંત્રી તરીકે એમની સેવા વિસરાય એવી નથી.

આવા સંસ્કારી અને સુશિક્ષિત ગૃહસ્થો હસ્તક આપણી સાર્વજનિક સંસ્થાઓનો વહિવટ રહે તો જરૂર થોડા સમયમાં સુધારાના ક્ષેત્રમાં ઘણી પ્રગતિ જોવામાં આવે.

સુભાગ્યે તેઓ પેન્શનપર છેલ્લા બે વર્ષથી રીટાયર થયલા છે અને તેઓ પોતાનો સઘળો સમય જાહેર કાર્યોમાં વ્યતીત કરે છે.

તેઓ જેમ એક સારા વક્તા તેમ લેખક છે. તે લેખો મુખ્યત્વે ધર્મ અને કેળવણી પર લખેલા છે.

**: : એમની કૃતિઓ : :**

| | |
|---|---|
| ૧. રાજા રામમોહનરાય | સન ૧૯૦૫ |
| ૨. ઇસુ ખ્રિસ્તનું જીવન | સન ૧૯૧૦ |
| ૩. प्रज्ञा पारमिता सूत्रम् | સન ૧૯૧૬ |
| ૪. હિન્દુ સ્ત્રીઓની ઉન્નતિમાં ગાળેલાં મ્હારાં વીસ વર્ષ ( શ્રી. કર્વેના લેખનું ભાષાન્તર) | સન ૧૯૩૧ |
| ૫. બ્રાહ્મધર્મ | સન ૧૯૩૨ |

## ગોકળદાસ કુબેરદાસ મહેતા

એઓ જ્ઞાતે વીશા ખડાયતા વણિક અને ઉમરેઠના વતની છે. એમનો જન્મ એ જ ગામમાં સન ૧૮૯૨માં થયો હતો. એમના પિતાનું નામ કુબેરદાસ હરિવલ્લભદાસ અને માતાનું નામ બાઈ જેકોર મોતીચંદ છે. એમનું લગ્ન સન ૧૯૧૩માં શ્રીમતી ડાહીલક્ષ્મીબ્હેન સાથે થયું હતું.

એમણે સન ૧૯૧૬માં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંથી સીની-યર વર્ગની પરીક્ષા પાસ કરી હતી અને ઈંગ્રેજીનું શિક્ષણ સન ૧૯૦૮થી ૧૯૧૧ સુધી અમદાવાદની નેટીવ હાઇસ્કુલમાં લીધું હતું.

હમણાં તેઓ અમદાવાદ મ્યુનિસિપલ શાળામાં શિક્ષક છે. હોંશિયારી, માયાળુ સ્વભાવ તેમજ સતત ઉદ્યોગથી શિક્ષકવર્ગમાં બહુ પ્રિય થઈ પડ્યા છે અને વળી શિક્ષક મંડળના તેઓ સેક્રેટરી નિમાયલા છે.

તદુપરાંત જ્ઞાતિકાર્યમાં ઉલટભેર આગળ પડતો ભાગ લે છે. ખડા-યતા કેળવણીમંડળના તેમજ કમળાલક્ષ્મી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળાના મંત્રી તરીકે કાર્ય કરે છે; અને અમદાવાદની અતિલક્ષ્મી લાયબ્રેરીનો છેલ્લાં ૨૫ વર્ષથી વહીવટ કરે છે.

એમણે ન્હાનપણમાં માબાપનું સુખ ગુમાવ્યું હતું પણ અગીઆર વર્ષે વિધવા બનેલી બ્હેન છબકોરે એમને સન ૧૯૦૬માં અમદાવાદમાં આણી યોગ્ય શિક્ષણ માટે વ્યવસ્થા કરી હતી; અને એમના પ્રતાપે તેઓ આજની સ્થિતિએ પહોંચ્યા છે.

જ્ઞાતિકાર્યમાં અને જાહેર સેવાકાર્યમાં ગુંથાયલા રહે છે તેની સાથે તેઓ લેખનકાર્ય પણ કરે છે. તેમનાં પુસ્તકો મુખ્યત્વે શાળોપયોગી છે, જે એમની શિક્ષક તરીકેની લાયકાતનો સરસ ખ્યાલ આપે છે.

ગયે વર્ષે એમણે જવાહિરલાલ નહેરૂનું ચરિત્ર બહાર પાડ્યું હતું; અને તે પ્રશંસા પામ્યું હતું.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. વાર્તાનો ગ્રંથ | સન ૧૯૧૯ |
| ૨. રાષ્ટ્રીય કીર્તન | ,, ૧૯૨૧ |

૩. અમદાવાદ શહેરની ભૂગોળ ,, ૧૯૨૨
૪. ગુજરાત પ્રાંત ,, ,,
૫. બાલગીત ,, ,,
૬. બાલિકાગીત ,, ૧૯૨૬
૭. મુબાઈ ઇલાકો ,, ,,
૮. સંવાદ સંચય ,, ૧૯૨૭
૯. પંડિત જવાહરલાલ ,, ૧૯૩૧

---

## રા. બા. ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડ્યા, બી. એ.

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ, સુરતના વતની અને એમનો જન્મ સુરતમાં સન ૧૮૬૭માં થયો હતો. એમના પિતાનું નામ શ્રી કૃષ્ણાનંદ અને માતાનું નામ અ. સૌ. વિજ્યાગૌરી હતું. એમનું લગ્ન પંદરમા વર્ષે સદ્‌ગત અ. સૌ. પ્રસન્નવિદ્યાગૌરી સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સુરતમાં લીધી હતી અને કૉલેજ અભ્યાસ સામળદાસ કૉલેજ—ભાવનગરમાં કર્યો હતો.

તેઓ મુંબાઈમાં મેડિકલ ડિપાર્ટમાં સીનીયર એસિસ્ટન્ટ સેક્રેટરીના ઓદ્દે ચઢ્યા હતા; અને ૧૯૧૮માં એમને સરકાર તરફથી રાવબહાદુરનો ખેતાબ આપવામાં આવ્યો હતો. સન ૧૯૨૨માં નિવૃત્ત થઈ હાલ સુરતમાં વાનપ્રસ્થ જીવન ગાળે છે અને ધાર્મિક પ્રવૃત્તિમાં વિશેષ રસ લે છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. ઋગ્વેદીય સંસ્કારિકા | સન ૧૯૨૫ |
| ૨. પંચાક્ષર મુક્તાવલી | ,, ૧૯૩૧ |
| ૩. પરમેશ્વરનું મહત્વ | ,, ૧૯૩૨ |
| ૪. વડનગરા નાગર ગરબાવળી | ,, ૧૯૩૩ |

## ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

એઓ જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ, મૂળ વીરમગામના વતની પણ હાલમા વઢવાણમા વસે છે એમના પિતાનુ નામ જેઠાલાલ પુરૂષોત્તમ અને માતાનુ નામ બાઈ નાથીબાઈ–તે રાવળ હરજીવનની દિકરી–છે. એમનુ લગ્ન સ ૧૯૫૮ના મહા વદ પાચમના રોજ ધ્રાંગધ્રામા મૌ લનિના સાથે થયુ હતુ

એમણે ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ ગોડલની તાલુકા સ્કુલમા કર્યો હતો, અને ઈંગ્રેજીનો અભ્યાસ ગોડલ તથા વીરમગામમા કર્યો હતો

એઓ ' બહુરૂપી ' અને ' બિરાદર ' ના તંત્રી અને માલિક છે

રોમાચક અને ડિટેકટીવ લખાણ તથા વાચન ખાસ એમનો પ્રિય વિષય છે

સને ૧૯૧૪મા એમણે ' નિઝામશાહીનો વઝીર ' એ નામનુ ભેટનુ પુસ્તક "પ્રજાબંધુ" પત્રને લખી આપ્યુ હતુ એ એમનુ લખેલુ પ્રથમ પુસ્તક હતું

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ નિઝામશાહીનો વફાદાર વઝીર | સન ૧૯૧૪ |
| ૨ ચમત્કારિક ગુફા, ભા ૧–૨ | ,, ૧૯૧૮ |
| ૩ પંચામગનો જયશિખરી, ભા ૧–૨ | ,, ૧૯૧૯–૨૦ |
| ૪ અદ્ભુત લુગારો | ,, ૧૯૨૦ |
| ૫ વેર વસૂલ, ભા ૧–૨–૩–૪ | ,, ૧૯૨૦–૨૧ |
| ૬ ચમત્કારિક ખૂન | ,, ૧૯૨૨ |
| ૭ આગ્રાનો ખજાનો | ,, ,, |
| ૮ શેરલોક હોમ્સના સાહસ કાર્યો | ,, ,, |
| ૯ ભયંકર ભેદ | ,, ,, |
| ૧૦. કુટુમ્બીનું કારસ્થાન, ભા, ૧–૨ | ,, ૧૯૨૩ |
| ૧૧ ભૂતનો ભોગ | , ,, |
| ૧૨ સોનેરી ટોળી | ,, ,, |
| ૧૩ ચાલીસ ચ્હેરાનો માણસ | ,, ,, |
| ૧૪. વિપત્તિનુ વાદળ | ,, ૧૯૨૪ |

---

* મૌલિક છે; અને બીજાં તમામ અંગ્રેજી તેમજ મરાઠી પરનાં અનુવાદ છે.
+ 'પ્રજાબંધુ' ની ભેટ.

## રા. સા. જનુભાઇ અચરતલાલ સૈયદ

એઓ અમદાવાદના વતની અને જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ અમદાવાદમા તા. ૪થી જાન્યુઆરી સન ૧૮૭૮ના રોજ થયો હતો. એમના પિતાશ્રી અચરતલાલ જીવણલાલ સૈયદ લાબા સમય સુધી અમદાવાદની હાઇસ્કુલમા શિક્ષક હતા અને એમના હાથ નીચે શિક્ષણ પામેલા સેકડો વિદ્યાર્થીઓ અદ્યાપિ એમને પ્રેમથી યાદ કરે છે. એમના માતુશ્રીનુ નામ સૌ. ત્ર્યબકબા હતુ. એમનુ લગ્ન સન ૧૮૯૨ મા સૌ વીરમતીબ્હેન માણેકલાલ સાથે થયુ હતુ

પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ એમણે અમદાવાદમા કર્યો હતો. સન ૧૯૦૨મા તેઓ અંગ્રેજી તથા સસ્કૃત ઐચ્છિક વિષય લઇને બી. એ. થયા હતા અને પિતાના પગલે અનુસરી તેઓ કેળવણી ખાતામા જોડાયા હતા. ચાલુ વર્ષમા તેઓ ખેડા જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હોદ્દા પરથી નિવૃત્ત થયા છે. એમની બાહોશી અને હોશિયારી માટે એટલું કહેવુ બસ થશે કે રિટાયર થતા આગમચ સરકારે એમને રાવસાહેબનો ઇલ્કાબ બક્ષીને એમની નોકરીની કદર કરી હતી. એવી રીતે ખેડા જીલ્લાની પ્રજાએ પણ જુદે જુદે ઠેકાણે એમના માનમા મેળાવડો કરી, એમના પ્રતિનુ માન અને ચાહ દર્શાવ્યા હતા.

સાહિત્ય પરિષદ મંડળ તરફથી તૈયાર થયલા ક્રમિક પાઠ્ય પુસ્તક-માળાના પહેલા બે ભાગ શ્રીયુત પ્રાણલાલ દેસાઇ સાથે એમણે તૈયાર કર્યા છે. કેટલોક સમય તેઓ ગુજરાત સાહિત્ય સભાના ઉપ-પ્રમુખ અને સભા માટે 'દલપતસાર' એ નામનુ પુસ્તક તૈયાર કરી આપ્યું હતું. વળી પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજના વાઇસ-પ્રિન્સિપાલ તથા પ્રિન્સિપલ તરીકે પણ એમને ગુજરાતી ગ્રંથો જોવા તપાસવાનુ પુષ્કળ કામ કરવું પડતુ. કેળવણી ખાતા તરફના થોડાક પુસ્તકોના ભાષાતર પણ કર્યા છે, અને ગુજરાત શાળાપત્રના ઉપતત્રી તથા તત્રી તરીકે લેખો લખેલા છે.

અમે ઇચ્છીએ છીએ કે એઓ એમનો નિવૃત્તિ કાળ સાહિત્ય પ્રવૃત્તિમા ગાળી, પ્રજાને એમના પરિપકવ જ્ઞાન અને વિદ્વતાનો લાભ આપશે.

| :: એમની કૃતિઓ :: | લખ્યા સાલ | પ્રકાશન |
|---|---|---|
| ૧. ક્રમિક પાઠ્યપુસ્તક ભાગ ૧ | સન ૧૯૨૮ | ૧૯૩૧ |
| ૨. ,, ,, ,, ૨ | ,, ,, | ,, |

## ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્)

એઓ જ્ઞાતિએ લુહાર અને ભરૂચ જીલ્લામાં આવેલા મિયાં માતર ગામના વતની છે. એમનો જન્મ સન ૧૯૦૮ માં મિયાં માતરમાં થયો હતો. એમના પિતાશ્રીનું નામ પુરુષોત્તમદાસ કેશવલાલ લુહાર અને માતુશ્રીનું નામ ઉજમબ્હેન છે. એમનું લગ્ન નવેક વર્ષે એમના જન્મસ્થાનમાં શ્રીમતી મંગલાબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ મિયાં માતરની લોકલ બોર્ડની સ્કૂલમાં અને માધ્યમિક આમોદ અને ભરૂચમાં રાષ્ટ્રીય શાળાઓમાં લીધું હતું. તેઓ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે; અને ભાષા વિશારદની પદવી પ્રાપ્ત કરી છે. 'સાબરમતી' માં ઉત્તમ લેખ લખવા માટે એમને તારાગૌરી ચંદ્રક મળ્યો હતો; તેમજ ગુજરાતી વિષયમાં સૌથી વધુ ગુણ મેળવવા બદલ અખીલ ભારત વિદ્યાર્થી પરિષદનું ઇનામ પ્રાપ્ત થયું હતું. કવિતા એમનો પ્રિય વિષય છે. મહાત્માજીએ એમના જીવનપર પ્રબળ અસર કરી છે; અને લોકશિક્ષણ એ એમનો વ્યવસાય છે.

નવા કવિઓમાં એમની કવિતા આદરપાત્ર જણાય છે; અને નજદિકમાં એમનો કવિતા સંગ્રહ બહાર પડતાં, જનતા એમની કવિતાની વધુ કદર કરશે એવી અમને ખાત્રી છે.

## દુર્લભજી ત્રિભુવનદાસ ઝવેરી

એઓ દશાશ્રીમાળી જૈન જ્ઞાતિના છે. મૂળ વતની મોરબીના છે. જન્મ સંવત્ ૧૯૩૪ ચૈત્ર વદ ૧૩નો છે. મેટ્રીક સુધીનો અભ્યાસ કરી વ્યાપારમા જોડાયા. પચ્ચીસ વર્ષ થયા જેપુરમા ઝવેરાતની પેઢી છે. શિક્ષણ સાથે સાથે સાહિત્ય પ્રેમ પણ પોષ્યા કર્યો, પરિણામે ઘણી સભાઓના સેક્રેટરી થયા. પદર વર્ષની વયથીજ જુદા જુદા માસિકોમા "શ્રી ઝવેરી–મોરબી" સંજ્ઞાથી લેખો લખવા શરૂ કરેલા. મોરબી ખાતે ભરાયેલી કાઠીયાવાડ પોલીટીકલ કોન્ફરન્સના તેઓ મત્રી હતા. એ સમયના મુખ્ય માસિકો 'આર્ય ધર્મપ્રકાશ' વિગેરેમા લેખો આવ્યા કરતા. બુદ્ધિપ્રકાશમાં પણ એમના લેખો છપાયા છે. મુબઈ સમાચારના નવા વર્ષના અંકોમા એમના લેખો ખાસ હોયજ. 'સયાજી વિજય' વિગેરે સાપ્તાહિકોમા એમનાં 'મધનુ એક બિંદુ' વિગેરે લેખોએ સારૂ આકર્ષણ કરેલુ. એમના લાબા લેખો જુદા પુસ્તકોરૂપે પણ પ્રસિદ્ધ થતા, જેમા 'અર્વાચીન આર્યો,' 'સુભદ્રા' વિગેરે સાપ્તાહિકોની વાર્ષિક ભેટ તરીકે પણ અપાયેલા છે. હમણા હમણાં તેઓ 'જૈન પ્રકાશ'મા ખાસ લખતા રહે છે.

પચ્ચીસ વર્ષ પહેલા સ્થા. જૈન કોન્ફરન્સને જન્મ આપી મોરબીમાં પ્રથમ અધિવેશન ભર્યું ને મુખ્ય મંત્રી તરીકે કામ કર્યું. આજ સુધી તેઓ શ્રી સંઘસેવક તરીકે પૂર્ણ ઉત્સાહપૂર્વક કાર્ય કરી રહેલ છે. તા. ૨૨મી એપ્રિલ ૧૯૩૩ના રોજ અજમેરમા મળેલી જૈનોની મોટી કોન્ફરન્સના પણ તેઓજ મુખ્ય મત્રી હતા, અને હજાર–પંદરસો વર્ષમા ન થયેલ એવું સાધુ સંમેલન પણ મેળવ્યુ, જેમા જૈન સાધુઓ પગે ચાલીને કચ્છ અને કાશ્મીર જેટલે દૂરથી આવ્યા હતા. ૬૦૦૦૦ જૈનોએ સભામા હાજરી આપી હતી. સ્થા. જૈન સમાજે "જૈન ધર્મવીર"ની માનવંતી પદવી સાથે હીરાવાળો 'નવરત્ન'નો ચાદ અર્પણ કરી એમના શ્રમની કદર કરી છે. હજુ પણ એ સેવા ચાલુ છે. બ્યાવર જૈન ગુરૂકુલના તેઓ કુલપતિ છે.

પ્રોફેસર રવજી દેવરાજ સાથે મળી શ્રી આચારાગજી સૂત્ર અને શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્રના ગુજરાતી ભાષાતરો "જૈન સ્કોલર"ને નામે સહકાર આપી પ્રસિદ્ધ કર્યા છે. તેમા પુરેપુરો પરિશ્રમ ઉઠાવી એ સૂત્રોની ફુટનોટો એમણેજ લખી છે.

### એમની કૃતિ.

૧. પુજ્યશ્રી શ્રીલાલજી. સંવત ૧૯૮૦

## ધીરજલાલ ટોકરશી શાહ

એઓ જ્ઞાતે વીશા શ્રીમાળી જૈન; અને કાઠિયાવાડમાં આવેલા મૂળી રાજ્યના ગામ દાણાવાડાના વતની છે. એમનો જન્મ એ જ ગામમાં સં. ૧૯૬૨ના ફાગણ સુદ આઠમના દિવસે થયો હતો. એમના પિતાનું પૂરૂં નામ ટોકરશી ત્રિકમદાસ શાહ અને માતાનું નામ મણિબ્હેન જેચંદ છે. એમનું લગ્ન સં. ૧૯૮૬ના કાર્તક વદ દશમના રોજ બોટાદ પાસે ટાટમ ગામે શ્રીમતી ચંપાબ્હેન સાથે થયું હતું.

એમણે ગુજરાત વિદ્યાપીઠના વિનીત વર્ગની પરીક્ષા સુધી અભ્યાસ કર્યો છે.

ચિત્રકળામા સારી પ્રવીણતા પ્રાપ્ત કરેલી છે. ગરિબ સ્થિતિમા ઉછરેલા; અને અમદાવાદમા શેઠ ચમનલાલ નગીનદાસ છાત્રાલયમા રહીને અભ્યાસ કરેલો. પ્રથમ બે વર્ષ ચિત્રકામનો ધધો કરી એજ સંસ્થામાં શિક્ષક તરીકે જોડાયા અને સં. ૧૯૮૯ સુધી ચાર વર્ષ એમણે એક સફળ શિક્ષક તરીકે કાર્ય કર્યું હતું.

હમણા તેઓ જ્યોતિ કાર્યાલય નામની સંસ્થા ચલાવે છે,જેના તરફથી 'જૈન જ્યોતિ' નામનું માસિક ચલાવે છે તેમજ ચિત્રો કાઢવાનું કામ કરે છે.

પ્રવાસનો એમને ભારે શોખ છે. ત્રીજે વર્ષે અજંટા વિષે પગ રસ્તે મુસાફરી કરેલી તેનુ સચિત્ર વર્ણન પુસ્તકરૂપે બહાર પાડ્યુ હતું, તેમજ એમના તરફથી પ્રવાસના બીજાં બે પુસ્તકો પ્રસિદ્ધ થયલા છે, તે મુસાફરને મદદગાર અને ઉપયોગી છે.ગયા વર્ષે તેમણે બ્રહ્મદેશ અને શાન સ્ટેટનો પ્રવાસ કર્યો હતો તથા ચીનની સરહદ પરના અત્યંત વિકટ પ્રદેશમા પગ રસ્તે મુસાફરી કરી હતી. એ ભાગમા પ્રવાસ કરનાર તે પહેલાજ ગુજરાતી છે.

તે સિવાય જૈન ધર્મ અને સાહિત્ય અને ઇતિહાસનો બાળકોને પરિચય કરાવવા એમણે બાળગ્રંથાવળી યોજી છે, જેના પાચ વર્ષના ૧૦૦ અંકો દર વર્ષે વીસ પ્રમાણે છપાયલા છે; અને તે ખૂબ વખણાઈ તેનો સારો ઉપાડ થયો છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. જીવવિચાર પ્રવેશિકા | સં. ૧૯૮૪ |
| ૨. જળમંદિર પાવાપુરી | સં. ૧૯૮૭ |
| ૩. કુદરત અને કળાધામમા વીસ દિવસ | સં. ૧૯૮૭ |

| | |
|---|---|
| ૪. અજન્તાનો યાત્રી | સં. ૧૯૮૭ |
| ૫. કળાવતી | „ ૧૯૮૭ |
| ૬. સતી સુભદ્રા | „ „ |
| ૭. ઋષિદત્તા | „ „ |
| ૮. રતિસુંદરી | „ „ |
| ૯. અચલરાજ આબુ | „ „ |
| ૧૦. પાવાગઢનો પ્રવાસ | „ „ |



## ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ

એઓ જાતના રાજપુત અને સોનગઢ થાણા તાબે આમ્બપુરના વતની છે એમનો જન્મ તા ૨૦-૧૧-૧૮૮૪ સવત્ ૧૯૪૧ના માગશર સુદ ૩ ને ગુરુવારે આમ્બપુરમા થયો હતો એમના પિતાનુ નામ વ્હેરાભાઈ રામાભાઈ અને માતાનુ નામ મગજીબા જીવાભાઈ છે એઓ પરણ્યા નથી

ધૂડી શાળામા શિક્ષણ લેવુ શરૂ કરેલુ પણ તે તદ્દન અનિયમિત ને ઢગધડા વગરનુ, કેમકે ગામમા નિશાળ નહિ અને દોઢ ગાઉપર એક નિશાળ હતી ત્યા જવુ પડતું થોડા વખત બાદ તે પણ બધ થવાથી અભ્યાસ બધ પડેલો પછી એક સાધુ પાસે તુલસીકૃત રામાયણ ભણવા માડેલુ

આ સ્થિતિમા લખવાનુ તો આવડે ક્યાથી, માડ સહી કરી શકે એ સંબધમા તેઓ જણાવે છે

"સને ૧૯૦૧ ની સાલમા ! સરકારી કામે સોનગઢ થાણામા ગયો હતો ત્યા મારે સહી કરવાનો પ્રસગ પ્રાપ્ત થતા, હરજીવન નામના નાગરકુને મે જે મોગ ભમરડા જેવા અક્ષરમા ખરાબ સ્વરૂપમા જે સહી કરી તેથી તેણે મેણ માર્યું કે 'ગરાસીઆને સહી કરતાએ ન આવડે' ભણેના છો એમ શુ કામ કહેવડાવતા હશે? આથી ન ભણેલા સારા' આ પ્રસગ મને લાગી આવ્યો ત્યારબાદ મે મારૂ લખતા શીખવા માટે માગ ઘરમા જે દસ્તાવેજો અને સરકારમા કરેલી અરજીઓની નકલો હતી તેમની મે નકલ કરવાનુ શરૂ કર્યું આમ જે હાથમા આવ્યુ તે લખ્યાજ કર્યું પરિણામે લખવાપર કાબુ મેળવ્યો"

તેઓ 'ક્ષત્રિય મિત્ર' નામનુ માસિક એડિટ કરે છે અને ગોહિલવાડ રાજપુત સમાજના ઉપમત્રી છે

લોક સાહિત્ય અને ચારણી સાહિત્ય એમના પ્રિય વિષયો છે એમણે લખેલા ગ્રથોની યાદી નીચે આપી છે, પરતુ એમના લેખન વાચન અને અભ્યાસ વિષે જે વિશેષ હકીકત લખી મોકલી છે તે જાણવા જેવી છે

"અભ્યાસનું સાધન હતું નહિ સાત વર્ષની ઉમ્મરે આમ્બપુર સરકારી શાળામા અભ્યાસ માટે પ્રવેશ કર્યો, પરતુ દસ એકડા પૂરા ન કર્યા તેવામા સ્કુલ ઉઠી ગઈ ઓડી પીંપરડીના એક બ્રાહ્મણને બોલાવી ધૂડી નિશાળ મડાવી આ સ્લેટ પેન નહોતા પાટી ઉપર ધૂળ નાખી વતરણાથી ભણવાનું હતુ ૭ મહિના બાદ ભણવાનુ બધ થયુ મહેતાજી ચાલ્યા ગયા

બીજા બ્રાહ્મણ પાસે ધૂળી નિશાળ મંડાવી, પણ ફક્ત બારાખડી સુધી આ પછી બાર વર્ષની ઉમ્મરે આલમપુરથી દોઢ ગાઉ દૂર દરેડ મગમરી શાળામાં દાખલ થયો દરેડમાં માસ્તર ગિરિજાશંકર કરૂણાશંકર ભટ્ટ પચ્છે ગામવાળા હતા હાલમાં તેઓ પાલીતાણામાં અનાથાશ્રમના સુપ્રિન્ટેન્ડન્ટ છે એ વરસે ગુજરાતી પહેલી ચોપડી પૂરી કરી ભણવા જવાનું બંધ કર્યું કારણ દોઢ ગાઉ જવા અને દોઢ ગાઉ આવવા માટે સાથ નહોતો મોહનલાલ નામના પોલિસ પટેલ પાસે ખાનગી અભ્યાસ કર્યો, અને સોળ આંક, સરવાળા, બાદબાકી અને માધાગણુ ભાગાકાર આવડયા સાથે સાથે ખાનગી વાચન વધારવા માંડયું"

વાચનનો શોખ કેમ થયો તેની હકીકત તેઓ નીચે પ્રમાણે લખે છે

"સન ૧૯૦૭માં વ્રજલાલ નામના જ્યોતીદાર મારા ગામે આવેલા, તેમણે 'કાઠીઆવાડ સમાચાર' નામનું અમદાવાદથી નીકળતું અઠવાડિક પત્ર એકત્ર થયેલા ભાઈઓને વાચી સભળાવવા આપેલું તે હું વાચી શક્યો નહિ અને શરમને લઇને આંખમાં આંસુ ભરાઇ આવ્યાં આ પછી જે કાંઇ છાપેલું સાહિત્ય મારા જોવામાં આવે તે વાચવા માંડયું અને આમ કરતા કરતા વાચન શોખ ખીલવ્યો"

આવા પુરુષ એક લેખક તરીકે આગળ પડે એ પણ એક નવાઈ પમાડનારૂ છે, તેનું કારણ તેઓ આ પ્રમાણે આપે છે

"સંવત્ ૧૯૬૬ની સાલમાં વાગધરા ગામે કામદાર થયો હતો ખાવા પીવાના સાથે મને માસિક રૂ ૫-૦-૦ પાંચ પગાર મળતો હતો ત્યાં એક વખત મારા બે મિત્રો સાથે બેઠો હતો વિનોદમાં વાતો થતા, એક કહે 'મારે જીંદગી સુધી વેપારજ કરવો છે' બીજો કહે 'મારે ખેતી કરવી છે' ત્યારે મે વિનોદમાં બોલી નાખ્યું કે 'મારે લેખક થવુ છે' વખત જતા આ સૌ મિત્રો મારી ઠેકડી કરવા લાગ્યા તેથી મને લાગ્યું કે 'હવે લેખક થયેજ છૂટકો છે' આથી મે પ્રથમ લેખક તરીકે 'કાઠિયાવાડ સમાચાર'માં 'ગરાસીઆના રીતરિવાજો અને તેથી હાનિનું દિગ્દર્શન' નામે સંવત્ ૧૯૬૭ માં લેખ લખ્યો આમ ઉત્તરોત્તર લખવું શરૂ કર્યું"

## :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | જેસલ અને તોરલ (બે આવૃત્તિ) | સંવત્ ૧૯૭૫ |
| ૨ | સતી ઉજળી અને મેહ જેઠવો (ત્રણ આવૃત્તિ) | ,, ,, |

| | | |
|---|---|---|
| ૩. કપુરી અને કારાયલ | ,, | ૧૯૭૬ |
| ૪. સુણી અને મેપાર | ,, | ,, |
| ૫. નાગમનિ | ,, | ૧૯૭૭ |
| ૬. ગોહિલવીર હમીરજી | ,, | ,, |
| ૭. રા' માંડલિક (બે આવૃત્તિ) | ,, | ૧૯૭૯ |
| ૮. રા' નવઘણ | ,, | ૧૯૮૩ |
| ૯. કાઠીઆવાડની દંતકથાઓ | ,, | ૧૯૮૫ |
| ૧૦. કાઠીઆવાડની પ્રેમકથાઓ | ,, | ૧૯૮૮ |



## નટવરલાલ મૂળચંદ વીમાવાળા

જન્મ ઇ. સ. ૧૯૦૦ના સપ્ટેંબરની ત્રીશમી તારીખ. તિથિ આશો સુદ છઠ. આખું નામ નટવરલાલ મૂળચંદ ઘેલાભાઇ વીમાવાળા. માતાનું આખુ નામ વિજ્યાલક્ષ્મી તે ત્રિભોવનદાસ ઇચ્છારામની પુત્રી. જ્ઞાતિ (સ્વ. ૪૦ સ૦ દે૦ વાળી) સુરતી તળપદા દશા શ્રીમાળી વણિક. મૂળ વતન સુરત. જન્મ સુરત.

કુટુંબની અસલ અટક મ્હેતા. એક વેળા નટવરલાલ શંભુનું નામ સુરતમા પ્રખ્યાત હતું. પિતાના વીમાના વ્યવસાય પરથી વીમાવાળા અટક શરૂ થઇને ચાલી. પીતરાઇઓમા હજુ મ્હેતા અટકજ ચાલે છે જેમાં ચન્દ્રવદન મ્હેતા (ઇલા કાવ્યોના લેખક) નું નામ સુપરિચિત છે.

કુટુંબને દાદાને નર્મદ સાથે સારો સંબંધ હતો. નર્મદે સ્વહસ્તે નામ-વાળી પોતાની ચોપડીઓ ભેટ આપેલી.

નર્મદને આર્થિક સહાય પણ દાદાએ સારા પ્રમાણમાં કરેલી. એટલે સાહિત્ય શોખ કુટુંબમા વંશગત દેખાય છે. પિતા મૂળચંદ ઘેલાભાઈએ ગુજરાતી ભજનો ને ગીતો લખેલા–ઈંગ્રેજી પદ્ય પણ અજમાવેલું.

નાનપણથી વાંચવાનો શોખ બહુ; સ્વપ્નાં સાહિત્યનાંજ. દશ બાર વરસની ઉંમરેજ જીવન સાહિત્યની દિશામાં વહેતું મૂકવાની સ્પષ્ટ વાત ગોઠિયાઓ સાથે કરેલી. લેખન અને પ્રકાશન પણ એજ ઉંમરથી–બારતેર વરસની ઉંમરથી–શરૂ થયેલું, સુંદરી સુબોધમા નાનાં લેખો, કાવ્યો, "ગુજ-રાતી" માં ચર્ચાપત્રો, વાર્તા વારિધિમાં વાર્તાઓ લખેલાં. માધ્યમિક શાળા જીવનમાં એ પ્રવૃત્તિ ખૂબ ચાલેલી.

શાળાની કારકીર્દિ તદ્દન પ્રથમ પંક્તિની. પહેલોજ નંબર. લગભગ હંમેશ સ્કોલરશીપ–ઇનામો મળેલાં. પ્રીવીયસમાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ. વિલ્સન કોલેજ, સુરત કોલેજ, ફરગ્યુસન કોલેજ અને પછી જુનીઅર બી. એ. માંથી અસહકાર કર્યો, તે બાદ ગુજરાત મહાવિદ્યાલય; એમ ચાર સંસ્થાઓમા કોલેજ જીવન વીત્યું. ૧૯૨૨ના જાનેવારીમા બારડોલીમાં સત્યાગ્રહ થવાનો હતો તેમાં જોડાવા ગુ. મહાવિદ્યાલય પણ છોડયું; અને વિદ્યાપીઠની સ્નાતક પદવી માત્ર બે મહિના લઇ શકાય એમ હતું

નારાયણ આપટેના મરાઠી પરથી, બે ભાઇઓએ ભેગી લખેલી ૧૯૧૫ ની સાલમાં અડધી (પહેલો ભાગ) પ્રગટ થયેલી. એ વસ્તુ ફરી પાછી ઘણે વરસે એગમ કે બલા? નામથી નડિયાદ ખાણુવાળી કાર્યાલયવાળા રા૦ રા૦ અંબાલાલદાસ બાબરભાઈએ પ્રગટ કરી હતી.

બંને ભાઈઓએ ૧૯૨૧ની સાલથી (૧-૮-૨૧) સેવા દષ્ટિએ ગાંડીવ સાહિત્ય મંદિર ચાલુ કર્યું. પહેલાં ગાંધીજીનાં પુસ્તકો પ્રકટ કર્યા (તે વેળા નવજીવને પુસ્તક વિભાગ ખોલ્યો ન હતો). ૧૯૨૨ માં સાથે પ્રેસ પણ જોડ્યું. ૧૯૨૩ની સાલથી પેપર પણ કાઢ્યું. કેવળ નિર્દોષ વિનોદ સાહિત્યનું એ પત્ર "તોપ" પાછળથી ગાંડીવમાં પરિણમ્યું. આજે "શ્રીશક્તિ" સાથે જોડાઈને એ પત્ર સૂક્ષ્મરૂપે જીવે છે.

ગાડીવ સાહિત્ય મંદિરની સાહિત્ય પ્રવૃત્તિઓ સુપ્રસિદ્ધ છે. તેનું સાહિત્ય વિભાગનું તમામ સૂત્રસંચાલન નટવરલાલના હાથમાં છે. વ્યવસ્થા વિભાગ ઈશ્વરલાલ સંભાળે છે. બંને છૂટા છૂટા અપૂર્ણ છે. બે મળીને એક એકમ બને છે.ગાંડીવ બાલસાહિત્યના પુષ્પો મુખ્યત્વે નટવરલાલના લખેલાં છે. એ સિવાય બીજા પુષ્પો બંગાળી મરાઠી પરથી અનુવાદો પણ કરેલા છે.

જીવન પર શરૂમાં પઢિયારના ને રસ્કિનના પુસ્તક Unto this last થી ઘણી અસર થઈ. પછી ગાંધીયુગમા ગાંધીજીની અને ગાંધી સાહિત્યની ખૂબ અસર થઇ. આજેય એ અસર ચાલુ છે પણ તેમાં બીજા પ્રવાહો ભળેલા છે.

લગ્ન ઈ. સ. ૧૯૨૫ માં સ્વપસંદગીથી થયું કુ૦ હરવદન મગનલાલ કાપડીયા સાથે. પ્રથમ વિવાહ સુરતના દાક્તર મગનલાલ મ્હેતાની પુત્રી ઊર્મિલા સાથે થયેલો પણ તે ઈ. સ. ૧૯૨૩ માં પોતે થઇને જ્ઞાતિના રિવાજ વિરૂદ્ધ તોડી નાંખ્યો. તે માટે જ્ઞાતિએ કરેલી સજા ભોગવી. જ્ઞાતિમાં વિવાહ ચેશવાલ પણ નજ તૂટે એવું બંધન સખ્ત હતું. તે આ પહેલા કિસ્સા પછી ઘણું શિથિલ થઈ ગયું છે. પત્નીનું વતન સુરતજ છે.

દરેક વિષય વાંચવાનો શોખ છે. અમુકજ વિષય નહિ. એટલે Jack of all and master of none જેવી સ્થિતિ છે. પત્રકારિત્વનો વ્યવસાય ને જાહેરજીવન એ સ્થિતિ સુધરવામાં અંતરાયરૂપજ બને.

સાહિત્ય પરિષદે શ્રીરમણ કાંટાવાળા સ્મારક બાલસાહિત્ય માટે ૧૯૨૯માં એ ત્રણ બાલસાહિત્ય સંસ્થાઓ પાસે યોજના માંગી. ગાંડીવની યોજના પસંદ કરી અને તે દ્વારા "મધપૂડો" પ્રકટ થયું. પરિષદે તે પ્રકાશન માટે રૂ. ૧૨૫ ગાંડીવને આપ્યા.

## ન્હાનાલાલ ચમનલાલ મહેતા, આઇ. સી. એસ.

એઓ જ્ઞાતે દશા પોરવાડ વણિક, અમદાવાદના રહીશ; અને એમનો જન્મ ગીરમથામાં સન ૧૮૯૨માં થયો હતો. એમના પિતાનું નામ ચમનલાલ છોટાલાલ અને માતુશ્રીનું નામ શ્રીમતી મોતી છે. એમનું લગ્ન શ્રીમતી શાન્તાબ્હેન સાથે થયું હતું.

એઓ કેમ્બ્રીજ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે; બારિસ્ટર થયલા છે; તેમ આઇ. સી. એસ. ની પરીક્ષા પાસ કરી હતી.

હાલમાં તેઓ ફતેહપુર સંયુક્ત પ્રાંતમા-કલેકટરના હોદ્દાપર છે.

તેઓ અભ્યાસ કરતા ત્યારથી કવિતા અને ગદ્યલેખો 'વસન્ત' વગેરે માસિકોમાં લખી મોકલતા.

ચિત્રકળા એમનો ખાસ પ્રિય વિષય છે, અને એ વિષયપર એમણે બે સ્વતંત્ર ગ્રંથો Studies in Indian Painting and Gujarati Painting in the 15th Century લખ્યા છે, જે એ વિષયપર પ્રમાણભૂત લેખાય છે અને વિદ્વદ્વર્ગ તરફથી તેની પ્રશંસા થયેલી છે.

નજદિકમા 'ભારતીય ચિત્રકલા' એ નામનુ પુસ્તક હિંદીમા બહાર પડનાર છે.

ગુજરાતમા ચિત્રકળાનો શોખ ઉત્પન્ન કરવા તેઓ ખાસ કાળજી લે છે અને ગુજરાતી ચિત્રકળાને ઉત્તેજન આપવા બનતો પ્રયત્ન કરે છે.

ગુજરાતી સિવિલીયનોમા એમની કીર્તિ બહોળી પ્રસરેલી છે; અને એક નિપુણ હિન્દી કળાના અભ્યાસી અને વિવેચક તરીકે એમની ગણના થાય છે.

### :: એમની કૃતિઓ ::

1. Studies in Indian Painting 1926
2. Gujarati Painting in the 15th Century 1932
3. ભારતીય ચિત્રકલા (હિંદી) ૧૯૩૩

## પ્રીતમરાય વ્રજરાય દેસાઇ

એઓ જ્ઞાતે બ્રહ્મક્ષત્રિય અને અમદાવાદના વતની છે, પણ જન્મ માણદમા તા ૨૭ જાન્યુઆરી ૧૮૯૧ના રોજ થયો હતો એમના પિતાનુ નામ વૃજરાય ખુશાલરાય દેશાઇ અને માતાનુ નામ સુભદ્રાબ્હેન હતુ. એમનુ લગ્ન ત્રણ વાર થયુ છે છેલ્લુ સન ૧૯૨૧મા સૌ. નિર્મળાબ્હેન સાથે થયુ હતુ

પ્રાથમિક કેળવણી સુરત અને અમદાવાદમા લીધી હતી. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ અમદાવાદમા ન્યુ ઇંગ્લિશ સ્કુલ અને ગુજરાત કૉલેજમા લીધેલુ કૉલેજ અભ્યાસ દરમિયાન દી. બા અંબાલાલ સાકરલાલ સ્કોલરશીપ તેમને મળી હતી.

હમણા તેઓ પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજમા શિક્ષક છે. એમના ભાઈ ડૉ હરિપ્રસાદની એમનાપર ઘણી અસર થયેલી અને તેમની પ્રેરણાથી સાહિત્યવાચન અને લેખન પ્રતિ એઓ દોરાયલા.

સન ૧૯૨૦થી ૧૯૨૫ સુધી તેઓ ગુજરાત સાહિત્ય સભાના મંત્રી હતા.

શાળોપયોગી ૭ પુસ્તકો એમણે આજ સુધીમા લખ્યા છે, પણ એમનુ મહત્વનુ અને પ્રસિદ્ધ કાર્ય અમદાવાદમા હાઉસિંગ સોસાઇટીની સ્થાપનાનુ છે પ્રથમ મંડળી એમણે કાઢેલી અને એમનું અનુકરણ કરીને તેમ એમના પ્રોત્સાહનથી ત્યાર પછી લગભગ ત્રીસેક હાઉસિંગ સોસાઇટીઓ નિકળી છે તેનુ માન તેમને ઘટે છે; અને એ વ્યવસાયને લઇને એમના સાહિત્ય વાચન અને લેખન કાર્યમા એઓ ઝાઝો સમય આપી શકતા નથી. તેમના નામ ઉપરથી બ્રહ્મક્ષત્રિય હાઉસિંગ સોસાયટી તરફનો ભાગ પ્રીતમનગર કહેવાય છે.

### : એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧. | સાહિત્ય વાચનમાળા, ભા-૧ | સન ૧૯૨૪ |
| ૨. | „ „ ભા-૨ | „ „ |
| ૩. | મુંબાઇ ઈનામ | „ ૧૯૨૬ |
| ૪. | હિન્દુસ્તાન | „ ૧૯૨૯ |
| ૫. | આરોગ્ય વિજ્ઞાન પ્રવેશપોથી | „ ૧૯૩૨ |
| ૬. | ગૃહવિજ્ઞાન પ્રવેશપોથી | „ „ |

## ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ

એઓ જાતે ઔદિચ્ય ટોળકીઆ બ્રાહ્મણ અને ગોધરાના વતની છે. એમનો જન્મ ગોધરામાં સન ૧૮૯૯માં થયો હતો. એમના પિતાનું નામ પુરુષોત્તમ ભવાનીશંકર વ્યાસ અને માતાનું નામ કાશી બ્હેન. બન્ને તેમને બાળવયમાં મૂકી દેવલોક પામ્યા હતા. એમનું લગ્ન ગોધરામાં સન ૧૯૧૭માં મન્તાગૌરી સાથે થયું હતું. એમણે પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજની બીજા વર્ષની પરીક્ષા સન ૧૯૧૮માં પાસ કરી હતી. તે પછી તેઓ શિક્ષક લાઇનમાં જોડાયા હતા. કેટલોક સમય એમણે ગોધરાથી "પંચમહાલ રેવાકાંઠા વર્તમાન" નામનું અઠવાડિક પત્ર કાઢ્યું હતું, પણ પુરતો આશ્રય નહિ મળવાથી તે સાત વરસ ચલાવ્યા બાદ બંધ કરવું પડ્યું હતું. સરકારી નોકરીમાંથી સને ૧૯૨૦માં છૂટ્યા બાદ એમણે બાળકો માટે એક ત્રિમાસિક પત્ર કાઢ્યું હતું. શરૂઆતમાં એ ત્રિમાસિક હતું અને છેલ્લા ૭ વર્ષથી તે માસિક રૂપે નિકળે છે. પરમહંસ શ્રી રામકૃષ્ણ અને સ્વામી રામતીર્થના લખાણની એમના જીવનપર ઉંડી અસર થયેલી છે.

ગોધરામાં તેઓ જાહેર જીવનમાં ખૂબ રસ લેતા આવ્યા છે. સને ૧૯૨૩થી શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ અને શ્રી પંચમહાલ રેવાકાંઠા સાહિત્ય સભા સ્થાપી જનતાને ઉપયોગી કાર્યો અને સાહિત્યની અભિરૂચિ ઉત્પન્ન કરવાનું કામ કર્યું છે. છેલ્લા ૭ વરસથી ગોધરા મ્યુનીસીપાલીટીમાં લોક તરફથી ચૂંટાઇને આગળ પડતો ભાગ લે છે, તેમજ સ્કુલબોર્ડના પણ સભ્ય હોઈ કેળવણી માટે યોગ્ય રસ લેઇ રહ્યા છે.

બાલસાહિત્ય એ એમનો પ્રિય વિષય છે, અને બાળકો માટે એમણે નીચે પ્રમાણે પુસ્તકો લખીને છપાવ્યા છે.

### : એમની કૃતિઓ : :

| | | |
|---|---|---|
| ૧ | ગીતા—પૂર્વાર્ધ | સન ૧૯૨૫ |
| ૨ | ગીતા—ઉત્તરાર્ધ | ,, ૧૯૨૦ |
| ૩ | ગુંજાનો વર (નાટક) | ,, ૧૯૨૫ |
| ૪. | ભયંકર ભુજંગ (નવલકથા) | ,, ૧૯૨૫ |

## મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય ટોળક બ્રાહ્મણ ઋગ્વેદ આશ્વલાયન શાખા કાશ્યપ ગોત્રના છે. એમનું મૂળ વતન ખેડા અને પછીથી ઉમરેઠ; પણ ખેડા જીલ્લામાથી એમના પૂર્વજો દોઢસો વર્ષ પૂર્વે ભરૂચ ખડાયતા વણિકો સાથે આવી રહ્યા હતા. એમના પિતાનુ નામ વ્યાસ ગણપતિરામ કાલિદાસ શાસ્ત્રી, ભરૂચમા પુરાણીની અટકથી પ્રસિદ્ધ હતા, અને એઓને ઋગ્વેદસહિતા મુખે હતી તેમ સંસ્કૃત ભાષામા સુવ્યુત્પન્ન હતા. એમની માતાનુ મૂલ નામ પાર્વતી પણ સાસરે તેમને ઇચ્છા કહેતા. એમનો જન્મ તા. ૭ મી ડિસેમ્બર સન ૧૮૭૩ના રોજ ખેડા જીલ્લામા માતર ગામે 'કળાદેશનુ ફળ' એ નામના પુસ્તકના કર્તા વ્યાસ ગિરિજાશંકર ભોળાનાથ એમની માતૃશ્રીના માસીના પુત્રને ત્યા થયો હતો. એમનું પ્રથમ લગ્ન સં. ૧૯૪૨મા માતરમા મણિશંકર રવિશંકર વ્યાસના પુત્રી બહેન ચંચળ સાથે થયુ હતુ; અને તેના મરણોત્તર સં. ૧૯૫૮મા અમદાવાદમા મૂળશંકર પીતામ્બર ભારદ્વાજ વ્યાસના પુત્રી શ્રીમતી કમળાબહેન સાથે દ્વિતીય લગ્ન થયુ હતું; પણ તેઓ સન ૧૯૨૬માં મૃત્યુ પામ્યા હતા.

ગુજરાતી તેમ ઇંગ્રેજીનો અભ્યાસ મેટ્રીક કલાસ સુધીનો એમણે ભરૂચમા કર્યો હતો. સન ૧૮૯૦મા તેઓ વડોદરા હાઇસ્કુલમાથી મેટ્રિકમાં પાસ થયા. તે પછી વડોદરા કૉલેજમા દાખલ થયલા. ત્યા બે ત્રણવાર નપાસ થવાથી સેંટ ઝેવિયર કૉલેજમા જોડાયલા અને સન ૧૮૯૪મા પ્રિવિયસની પરીક્ષા ત્યાથી પાસ કરી પાછા વડોદરા કૉલેજમાં આવેલા અને ૧૮૯૭મા ઇંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને બી. એ. થયા. સન ૧૮૯૮મા કૉલેજમા ઇંગ્લિશમાં ફેલો નિમાયા અને સન ૧૯૦૨ મા કલકત્તા ગવર્મેન્ટ સસ્કૃત કૉલેજમાથી એઓ એમ. એ. ની પરીક્ષામા ઉત્તીર્ણ થયા.

રેવેન્યુ ખાતામા અને મુબાઈ એલ્ફિન્સ્ટન હાઇસ્કુલમા કેટલોક સમય નોકરી કર્યા પછી સન ૧૯૧૫મા એમની નિમણુક પુનાની ડેકકન કૉલેજમા થઇ, જે જગોપરથી સન ૧૯૩૧માં તેઓ માનસહિત નિવૃત્ત થયા હતા.

વૈષ્ણવ સંપ્રદાયના તેઓ ચુસ્ત અનુયાયી છે અને એ સંપ્રદાયના સંસ્કૃત સાહિત્યનું સંશોધન, અભ્યાસ અને પ્રકાશન કાર્યમાં એમણે પોતાનું લગભગ સઘળું આયુષ્ય અર્પ્યું છે, એમ કહી શકાય.

એમનું જીવનચરિત્ર–વિસ્તૃત–'હિતવર્ધક' નામક માસિકના સં. ૧૯૮૮ ના દીપોત્સવી અંકમાં છપાયું છે, તેમાથી એમના માતૃભાષા-પ્રેમ વિષે નીચેનાં વાક્યો ઉતારીએ છીએઃ

"શાસ્ત્રીજીનું જીવન અત્યંત સાદું અને પવિત્ર છે. તેની સાથે માતૃભાષાને માટે અનન્ય પ્રેમ છે. પોતે અંગ્રેજીમાં ગ્રંથોના સંશોધન કરી લખી શકત પરંતુ એક સિવાય એમણે બધાએ પુસ્તકો ગુજરાતી અને સંસ્કૃત ભાષાનાં લખ્યાં. ડેક્કન કૉલેજના માનપત્રમાં પ્રિન્સિપાલે ખેદ દર્શાવ્યો કે આ વિદ્વાને અંગ્રેજીમાં પુસ્તકો લખ્યાં હોત તો વધુ માણસો તેનો લાભ લઈ શકત. ત્યારે શાસ્ત્રીજીએ ઉત્તરમા જણાવેલું કે ' મારી માતૃભાષાને સમૃદ્ધ કરૂં તે મને વધારે ઉચિત લાગ્યું, જેને મારા ગ્રંથની જરૂર લાગશે તે જરૂર મારી ભાષા શીખવશેજ.

## :: એમની કૃતિઓ ::

**૧. સંસ્કૃત–ગુજરાતી.**

| | | |
|---|---|---|
| ૧. ગાયત્રીભાષ્ય | સન | ૧૯૦૩ |
| ૨. શ્રી દશમસ્કન્ધ પ્રથમોધ્યાયસુબોધિની | ,, | ૧૯૧૦ |
| ૩. શ્રી ગોપિકાગીતસુબોધની | ,, | ૧૯૨૫ |
| ૪. વેદસ્તુતિ સૂક્ષ્મટીકા | ,, | ૧૯૨૬ |
| ૫. વેણુગીતસુબોધિની | ,, | ૧૯૨૭ |
| ૬. શ્રી યુગલગીતસુબોધની* | ,, | ૧૯૩૧ |

**૨. ગુજરાતી.**

| | | |
|---|---|---|
| ૧. શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપ. | ,, | ૧૯૦૩ |
| ૨. હરિપ્રિયા. × | ,, | ૧૯૧૭ |

**૩. ઇંગ્રેજી.**

An Examination of Samkara's Refutatin of the samkhya system 1925

---

* શ્રી વલ્લભાચાર્ય સંપ્રદાયના ભાષ્યાદિ ત્રીસેક સંસ્કૃત ગ્રંથોની શોધિત આવૃત્તિઓ આ ઉપરાંત પ્રસિદ્ધ કરી છે.

× પુષ્ટિભક્તિ સુધામાં અને પુષ્ટિસુધામાં પ્રસિદ્ધ લેખાદિ ઉપરાંત જયકૃષ્ણ ગ્રંથમાળામાં પણ ૭ પુસ્તકો બહાર પાડ્યાં છે.

**મનુ હ. દવે. (કાવ્યતીર્થ)**

જ્ઞાતે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ અને સિદ્ધપુરના વતની. જન્મ સિદ્ધપુરમા તા ૧૮-૯-૧૯૧૪ ને રોજ થયેલો. પિતાનુ નામ હરગોવિંદદાસ લલ્લુભાઇ દવે અને માતુશ્રીનુ નામ ચુનાબાઇ લગ્ન સન ૧૯૨૬મા સૌ. લાતાગૌરી સાથે વિચિત્ર સંજોગોમા થયેલુ પિતા સિદ્ધપુરમા ચોપડા બાધવાની દુકાન કરતા ને "કાગદી" ઉપનામથી ઓળખાતા

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સિદ્ધપુરમાજ લીધેલુ અગ્રેજી પાચમા ધોરણમા હતા ત્યારથી સસ્કૃત ભાષાના અભ્યાસ માટે પ્રખર નૈયાયિક શાસ્ત્રીજી શ્રી જયદત્તજી પાસે જવા માડેલુ તે અરસામાજ માતાનુ મરણ થયેલુ મૂળથીજ સાહિત્યનો શોખ હોવાથી તેમણે શાસ્ત્રીજી પાસે માત્ર સાહિત્ય ગ્રથોનુજ અધ્યયન શરૂ કર્યું અને અગ્રેજી પરીક્ષાઓની સાથેસાથ સસ્કૃત પરીક્ષાઓ પણ આપવા માડી અગ્રેજી ૬ઠ્ઠા ધોરણમા હતા ત્યારે કલકત્તા સસ્કૃત એસોસીએશનની પ્રથમા, મેટ્રીકમા હતા ત્યારે મધ્યમા અને તે પછી એક વરસ અભ્યાસ કરી સન ૧૯૩૨મા "તીર્થ" પરીક્ષા પસાર કરી "કાવ્યતીર્થ" ની પદવી મેળવેલી

એલ એસ હાઇસ્કુલ સિદ્ધપુરમાથી મેટ્રીકની પરીક્ષા સન ૧૯૩૧મા સસ્કૃતમા ડીસ્ટીંકશન સાથે પસાર કરેલી મેટ્રીકમા હતા ત્યારેજ ૬૦૦ લીટીનુ ખડકાવ્ય "ગ્રામજીવન" મદાક્રાન્તા વૃત્તમા લખેલુ કવિતા લખવાનો શોખ તો છેક અગ્રેજી ત્રીજા ધોરણમાથી લાગેલો

આ પછી તેઓ વડોદરા કૉલેજમા જોડાયલા, પણ કૌટુમ્બિક ઉપાધિઓને લઇને એક માસમાજ ત્યાથી છૂટા થઈ વડોદરા મેલ ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષમા મેટ્રીક સીનીયર થવા ગયલા. વડોદરામા એક વરસ રહ્યા તે દરમિયાન તેમણે વડોદરા શ્રાવણ માસ દક્ષિણા પરીક્ષાની સાહિત્ય મધ્યમા બીજે નબરે પાસ કરી રૂ. ૩૩) નુ ઇનામ મેળવેલુ તથા "મહારાણા-પ્રતાપ", "કિશોરી," "બ્રહ્મર્ષિ-વિશ્વામિત્ર" "પતિતોદ્ધાર" અને "યાદવા-સ્થળી" નામના સ્કીનને અનુકૂળ રોકી—ના નાટકો લખ્યા, જેમાનુ "યાદવા-સ્થળી" શ્રી મટુભાઇના "સાહિત્ય" માસિકમા છપાશે.

૧૯૩૩મા તેઓ થર્ડ ઇયર ટ્રેન્ડ મેટ્રીક સીનીયર થયા અને મુબાઈ ગયલા. તેમનો વિચાર ત્યા "મેડીકલ-કોલેજ" મા જોડાવાનો હતો જ્યા કૌટુમ્બિક અડચણોને લઇને સિદ્ધપુર પાછા ફરવુ પડ્યુ.

હાલ એઓ મહર્ષિ કપિલના સાંખ્ય દર્શન નો અભ્યાસ કરી રહ્યા છે. " સુહિણી–મેહાર" નામનું લગભગ ત્રણ હજાર લીટીનું વિસ્તૃત કાવ્ય થોડાજ વખતમાં પ્રગટ કરનાર છે, જેનો પંચમ સર્ગ "આત્માનો આર્તનાદ" "સાહિત્ય" માં છપાયો છે. આ તેમની ઓગણીસ વરસની કારકિર્દી.

સમર્થ નાટયકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયની એમના ઉપર ઉંડી અસર થઇ છે. એમના એ પ્રિયતમ લેખક છે. એમનાં કાવ્યો, લેખો વગેરે અવારનવાર "સાહિત્ય", "યુવક", "સેવા", "પ્રચારક", "ઉપ:કાળ" એ માસિકો અને "ગુજરાતી", "મુંબાઈ સમાચાર", "વીસમી સદી", "બે ઘડી મોજ" એ અઠવાડીકોમાં પ્રગટ થયા કરે છે.

એમના પ્રિય વિષયો સાહિત્ય અને સમાજશાસ્ત્ર છે.

## :: એમની કૃતિ ::

ગ્રામજીવન — સન ૧૯૩૨

---

## મનુભાઈ લલ્લુભાઇ જોધાણી

એઓ જાતના જન ભાવસાર અને વતની બરવાળા ( ઘેલાશાહ ) ના છે. જન્મ પણ ત્યાંજ તા. ૨૮મી ઑક્ટોબર ૧૯૦૨ના રોજ થયો હતો એમના પિતાનુ નામ લલ્લુભાઇ નથુભાઈ જોધાણી અને માતાનુ નામ જડાવબા જેસીંગભાઈ ખેલાણી છે. એમનુ લગ્ન સન ૧૯૧૮મા વાગડ (તાલુકે ધંધુકા )ના શાગદાગીરી ગટોરભાઇ ગણપુગ સાથે થયુ છે.

પ્રાથમિક શિક્ષણ બરવાળામા અને માધ્યમિક લીંબડી જસવંતસિંહજી હાઇસ્કુલમા લીધેલુ વળી શાળામા પહેલો બીજો નમ્બર રાખતા તેથી દરેક પરીક્ષામા ઇનામ મળેલા.

સન ૧૯૨૦થી તેઓએ બરવાળા ઇંગ્રેજી શાળામા શિક્ષક તરીકે કામ કરેલુ, પણ સન ૧૯૩૦ મા સત્યાગ્રહની લડતમા સરદારી લઇ જેનમાં ગયેલા તે વખતે તેમાથી રાજીનામુ આપ્યુ હતુ હાલમા તેઓ જીવણલાલ અમરશી સાથે અમદાવાદની ફર્મમા ( " સ્ત્રીબોધ " માસિકના મદદનીશ મંત્રી તરીકે ) જોડાયા છે.

રણજીતરામ તરફથી પ્રાચીન શોધખોળ કરવાની તેમજ લોકસાહિત્ય એકઠું કરવાની એમને પ્રેરણા મળેલી અને એ ક્ષેત્રમા કેટલાક સમયથી તેઓ ઉપયોગી કાર્ય કરી રહ્યા છે, જેના ફળો નીચે જણાવેલા પુસ્તકોરૂપે પારણમ્યા છે, અને સંગ્રહિત જુનુ સાહિત્ય હજુ એમની પાસે પુષ્કળ પડેલુ છે.

બુદ્ધિપ્રકાશમા પ્રસિદ્ધ થયેલી એમની " સૌરાષ્ટ્રના ઓતીઆઓ " એ લેખમાળાએ ઘણાનુ ધ્યાન ખેંચેલુ. હમણા તેઓ ગુજરાતના પ્રાચીન શહેરો–વલ્લભી, મોડાસા, રાણપુરા, ધંધુકા વગેરે ગામનો ઇતિહાસ લખવામા રોકાયલા છે

પ્રાચીન લોકસાહિત્ય અને વાર્તા; અને ઐતિહાસિક સંશોધન કાર્યમા જે થોડી ઘણી વ્યક્તિઓ ગુજરાતમા કામ કરી રહેલી છે, તેમા એમનો સમાવેશ થઇ જાય છે. તેઓ વળી એમના જ્ઞાતિપત્ર " ભાવસાર અભ્યુદય " ના તંત્રી પણ છે.

## : : એમની કૃતિઓ : :

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | સુન્દરીઓનો શણગાર, | ભા–૧ | સન | ૧૯૨૮ |
| ૨. | „ „ | ભા–૨ | „ | ૧૯૨૯ |
| ૩ | મોગરી જવાહીર | | „ | ૧૯૩૦ |
| ૮ | ખાટી મીઠી બાળવાતો | | „ | ૧૯૩૨ |
| ૫ | મોગરી વિભૂતિઓ | ભા–૧ | „ | ૧૯૩૨ |
| ૬ | સોરઠી ફકીરો | | „ | ૧૯૩૨ |
| ૭ | આકાશી ચાચીઓ | | „ | ૧૯૩૨ |

## મહાસુખભાઇ ચુનીલાલ શેઠ

એઓ જ્ઞાતે વીશા પોરવાડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન અને વિસનગરના વતની છે. તેમનુ મૂળ વતન પાટણ છે અને અત્યારે પણ પાટણ સાથેજ સંબંધ ધરાવે છે. એમનો જન્મ વિસનગરમા સ ૧૯૩૩ના જેઠ સુદ ૯ ને દિવસે થયો હતો. એમના પિતાનુ નામ ચુનીલાલ દલછારામ અને માતાનુ નામ બાઇ ડીલી છે. એમનું પ્રથમ લગ્ન સ ૧૯૪૮ મા બાઇ લક્ષ્મી સાથે થયુ હતુ અને તે દેવલોક પામતા, બીજી વારનુ લગ્ન બાઇ શાન્તા સાથે સં. ૧૯૫૭ મા થયુ હતુ તે હાલ હયાત છે.

એમણે મેટ્રીક્યુલેશન અને સ્કૂલ ફાયનલની પરીક્ષાઓ સવત્ ૧૯૫૪ મા પાસ કરી હતી. ત્યાર બાદ તેઓ સામાજિક કાર્યમા અને પોતાની શરાફી પેઢીના વહીવટમા રોકાયા. વડોદરા રાજ્યની રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓમા તેઓ રસપૂર્વક તેમજ આગળ પડતો ભાગ લે છે; એટલુંજ નહિ પણ સ્વકોમ જૈનોના સુધારાર્થે તેઓ એટલાજ તત્પર રહે છે. અઘટિત દીક્ષા વિરુદ્ધ પોકાર કરનાર એઓ પ્રથમ છે. સાત વરસથી અયોગ્ય દીક્ષા અટકાવવા પ્રજામત મેળવવા જાહેર વર્તમાનપત્રોમા લેખો લખે છે અને એ પ્રશ્નની ચર્ચા કરતી 'અમૃત સરિતા' નામની નવલકથા બે ભાગમા એમણે લખીને છપાવી છે.

વડોદરા રાજ્ય બેન્કિંગ કમિટીમા અને વડોદરા રાજ્ય સ્ત્રી ધન હક્ક તપાસ સમિતિમા તેઓ એક સભ્ય હતા. હમણા ઉંઝામા મળેલી મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદના તેઓ પ્રમુખ નિમાયા હતા.

વડોદરા રાજ્યમા સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના થઈ ત્યારથી તેઓ એક સભ્ય નિમાયા હતા, અને વડોદરા રાજ્ય ધારાસભાના પણ તેઓ દસ વરસ સભ્ય હતા. એ પરથી એમની વિધવિધ પ્રવૃત્તિઓનો ખ્યાલ આવશે.

નરસિંહરાવના 'કુસુમમાળા' અને 'હૃદયવીણા' એ તેમજ 'દલપતકાવ્ય,' 'નર્મકવિતા' અને કેશવલાલ અને હરિલાલ ધ્રુવના કાવ્યોએ એમને કાવ્ય રચવામા પ્રોત્સાહન આપ્યુ હતું. કવિતા લખવાનો શોખ છેક ન્હાનપણથી હતો. હરિલાલ ધ્રુવના 'ચંદ્ર' મા તેઓ કવિતા લખી મોકલતા.

તે પછી કાજી અનવરમિયાના સમાગમમા આવતા, એમના કાવ્યોનો

અભ્યાસ કરી તે સંગ્રહ ટીકા અને વિવેચન સહિત એમણે બહાર પાડ્યો છે, જેની ૭ આવૃત્તિઓ થઇ છે.

આમ સાહિત્ય, સમાજ, ધર્મ અને રાજકારણ એ સઘળા ક્ષેત્રોમાં એમની પ્રવૃત્તિ રહેલી છે.

**: : એમની કૃતિઓ : :**

૧. કાવ્ય સરિતા ( બે આવૃત્તિ ) સં. ૧૯૫૪ થી ૧૯૭૨
૨. અનવર કાવ્ય ( ૭ આવૃત્તિ ) સં ૧૯૫૪ થી ૧૯૮૩
૩. કમનસીબ કુમારિકા સં. ૧૯૮૦
૪. વીસનગર અને વડોદરા રાજ્યની ટૂંક હકીકત „ ૧૯૮૧
૫. અમૃતસરિતા–પ્રથમ તરંગ „ ૧૯૮૭
૬. „ –દ્વિતીય તરંગ „ ૧૯૮૭

---

## ખા. બા. મેહબુબમિયાં ઇમામબક્ષ કાદરી, બી. એ.

એઓ જાતે સુન્ની મુસલમાન, અને અમદાવાદના વતની છે. એમના પૂર્વજો મૂળ અણહિલવાડ પાટણથી અમદાવાદ વસાવનાર સુલતાન અહમદ શાની સાથે અમદાવાદમા આવ્યા હતા. એમના પિતાનુ નામ ઇમામબક્ષ દીવાનજીમિયા અને માતુશ્રીનુ નામ હુસેનબેગમ અબ્દુલામિયા ઉર્ફે હતુ. એમનો જન્મ અમદાવાદમા તા ૪ થી નવેમ્બર સન ૧૮૭૩ના રોજ થયો હતો. એમનુ લગ્ન સન ૧૮૮૭મા સુરતમા બેગમ સાહેબા કમરુન્નિસા શમસુદીન બુખારી સાથે થયુ હતુ.

એઓએ પ્રાથમિક કેળવણી પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજની પ્રેકટીસીંગ સ્કુલમા લીધી હતી. તે પછી ઇંગ્રેજીનો અભ્યાસ અમદાવાદમા સરમરી મિડલ સ્કુલમા અને આર સી હાઇસ્કુલમા કર્યો હતો. એઓ સન ૧૮૮૮ મા મેટ્રીક્યુલેશનની પરીક્ષામા પાસ થયા અને પ્રથમ ગુજરાત કૉલેજમા જોડાયા પછી સેંટ ઝેવિયર કૉલેજમા ગયા હતા. સન ૧૮૯૨મા તેઓ ઈંગ્રેજી અને ફારસી ભાષાઓ ઐચ્છિક વિષય લઇને તે જ કૉલેજમાથી બી એ પાસ થયા, અને સન ૧૯૦૧ મા એલએલ બી થયા. હાઇસ્કુલ અને કૉલેજમા સારા અભ્યાસ માટે કાઝી શાહાબુદ્દીન, જેરાઝભાઈ પીરભાઈ, જે એફ ફરનાન્ડીઝ અને સર ફ્રેંક સાઉટર સ્કૉલરશીપો મેળવવા ભાગ્ય શાળી થયા હતા.

સ્વર્ગસ્થ રા બા કમળાશકરનો, અભ્યાસ દરમિયાન, તેમણે સારો ચાહ સપાદન કર્યો હતો, એટલુજ નહિ પણ એમના ચારિત્ર્ય પર તેઓએ (કમળાશકરભાઇએ) ઉંડી છાપ પાડી હતી, એવી પ્રબળ અસર એમના જીવનપર સર સૈયદ અહેમદે કરી હતી, જેમનુ જીવનવૃત્તાત એમણે ગુજરાતીમા લખ્યુ છે. સને ૧૮૮૩થી ૧૮૮૬ સુધી કેળવણી ખાતામા અમદાવાદ, નડિયાદ અને મુબાઈની એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમા તેમણે નોકરી કરી હતી. સને ૧૮૮૭મા જુનાગઢ સ્ટેટના કેળવણી ખાતામા મહાબત મદ્રેસાના પ્રિન્સિપાલ તરીકે જોડાયા, અને સને ૧૯૦૧ મા મરહુમ પાટવીકુવર શાહજાદા શેર જુમાખાનજીના નેટીવ ટયુટર તથા કમ્પેનીઅન નીમાયા. તે હોદ્દાની રૂએ તેઓશ્રીએ શાહજાદા સાહેબ સાથે હિંદના પ્રખ્યાત સ્થળો અને સિલોનની મુસાફરી કરી. સને ૧૯૦૨ના દિલ્હી દરબાર વખતે તેઓ હાજર હતા.

સન ૧૯૦૩ મા તેઓ ન્યાયખાતામા જોડાયા હતા, અને નોકરીના

અંગે તેમને ઈલાકાના અનેક શહેરોમાં રહેવાનું થયલું; અને તેઓ એમના માયાળુ અને એખલાસભર્યા વર્તનથી તેમ સાર્વજનિક સેવાભરી પ્રવૃત્તિઓથી હિંદુ મુસ્લિમ સૌની એકસરખી પ્રીતિ મેળવવા શક્તિમાન થતા. આજે પણ હિન્દુઓમા એમના સેંકડો મિત્રો માલુમ પડશે અને મુસ્લિમ હિતના તેઓ ખાસ હિમાયતી છે. કોઈ સુશિક્ષિત મુસ્લમ બંધુ એવો નહિ મળી આવે કે જેણે એમની પાસેથી કોઇ પ્રકારની સલાહ, સૂચના કે મદદ એક વા અન્ય પ્રકારે મેળવી નહિ હોય. તે કારણે તેઓ આજે અંજુમને ઇસ્લામ, ગુજરાત મુસ્લિમ અન્જુકેશન સોસાઇટી તથા સુની વક્ફ કમિટીના પ્રેસિડેન્ટ છે; તેમ અમદાવાદની જાણીતી લોકોપકારી સંસ્થાઓ—મુક્ત બંધીવાન સહાયક મંડળી અને મુગા પ્રાણી પ્રત્યે ઘાતકીપણું અટકાવનારી મંડળીના તેઓ વાઇસ–પ્રેસિડેન્ટ છે.

છેલ્લી લડાઇ દરમિયાન જુદી જુદી નિમાયલી કમિટીઓમા તેમણે બહુ સુંદર કાર્ય કર્યું હતું; અને તેની કદર તરીકે એમને ખાન બહાદુરનો અને ઓ. બી. ઈ. નો ચાદ અને ઇલ્કાબ મળ્યા હતા.

સમાજમાં એમની આવી ઉંચી પ્રતિષ્ઠાને લઈને સરકારે મંગતિવધ કમિશન નિમ્યું હતું, તેના એક સભ્ય તરીકે એમની પસંદગી કરી હતી; અને તેમાં સાનંદાશ્ચર્ય ઉપજાવનારૂં એ હતું કે એઓ વડીધારાસભા બહારના મુંબાઇ ઇલાકાના એકલા જ પ્રતિનિધિ હતા. કમિટીમા એમનું કામ ઉપયોગી અને સંતોષકારક લેખાયુ હતુ. તે સંબંધમા નોંધ લેતા, કમિટીના સભ્યોએ જુનાગઢના નવાબને–કેમકે તેઓ એ વખતે જુનાગઢ રાજ્યમાં જ્યુડિશિયલ ઓફીસર હતા—નીચે પ્રમાણે પત્ર લખી મોકલ્યો હતોઃ

"It is not for us to state how invaluable Mr. Kadri's advice has been to the Committee. His unrivalled knowledge both of Muslim Law and particularly of Muslim sentiments, in an inquiry of the sort which we had to undertake was of immense help to the Committee."

મુસ્લિમ હિત અને હક્ક માટે જેટલા તેઓ મક્કમ છે, તેટલા હિન્દુ અને મુસ્લિમ એકતાના હિમાયતી છે.

તેઓ એવું સાદું અને નિરભિમાની જીવન ગાળે છે કે તે જોઇને એમના માટે કોઇને પણ માનની લાગણી ઉદ્ભવે.

ધાર્મિક લાગણી એટલી તીવ્ર છે કે ભાગ્યેજ તેઓ નિમાઝ પઢવાનું ચૂક્યા હોય; પછી તેઓ મુસાફરી કરતા હોય કે ઘરમા બેઠા હોય; સાજા હોય કે માંદા હોય.

ખરેખર એમનું જીવન આખો દિવસ કાઇને કાઇ જાહેર પ્રવૃત્તિઓમાં રોકાયલું રહે છે; તેમ પ્રજા અને સરકાર ઉભયનો તેઓ સારો વિશ્વાસ ધરાવે છે. એમની લોકપ્રિયતા પણ થોડી નથી.

તેમ છતાં યથાવકાશે તેઓ સાહિત્યમા થોડું થોડું લખતા રહે છે. હમણા તેમણે સોસાઇટી માટે ઉર્દુ સાહિત્યનો ઇતિહાસ લખી આપવાનું કામ સ્વીકાર્યું છે.

## : એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. મુસલમાનોની ચડતી પડતીનો ઇતિહાસ | સન ૧૯૦૬ |
| ૨. લવાદ માર્ગદર્શક | ,, ૧૯૧૧ |
| ૩. સર સૈયદ એહેમદનું જીવનચરિત્ર | ,, ૧૯૧૩ |

## મેહરજીભાઇ માણેકજી રતુરા

પારસી લેખકોમાં જેઓ શુદ્ધ ગુજરાતી લેખન માટે પ્રયાસ કરી રહ્યા છે તેમાં શ્રી. મેહેરજીભાઇ માણેકજી રતુરાનું નામ આગળપડતું મૂકી શકાય. અમદાવાદમાં એમના જન્મથીજ વસતા હોવાને લીધે તેમજ ગૃહસ્થ શ્રીમંત હિંદુ કુટુંબોમાં નોકરી અર્થે એમનું જીવન આજની ઘડી સુધી વ્યતીત થયેલું હોવાથી, એમની રહેણીકરણી, ભાષા બોલી વિગેરે તદ્દન ગુજરાતીમય થઈ ગયેલી છે. વળી, અત્રેની થીઓસોફીકલ સોસાયટીના તે મેમ્બર હોવાને લીધે તેમજ એ સોસાઈટીના સેક્રેટરી તરીકે કામ કરતા હોવાથી, એમનામાં સમભાવ અને ભ્રાતૃભાવની લાગણી સ્ફુરી રહે છે, અને એમના જ્ઞાન વડે એ લાગણી વધુ કોમળ અને સંસ્કારી બની છે.

એમના પિતા માણેકજી આદરજી રતુરા મૂળ સુરતના વતની અને માતા હોસીબાઈનું વતન અમદાવાદ છે. એમનો જન્મ તા. ૪ થી એપ્રિલ સને ૧૮૭૯ ના રોજ અમદાવાદમાં થયો હતો. એઓ હજી અવિવાહિત છે. કૉલેજમાં બી. એ. સુધી અભ્યાસ કર્યો છે. જન્મપર્યંત અભ્યાસ એ એમનો મુદ્રાલેખ અને જીવનનું કર્તવ્ય છે. તત્વજ્ઞાન અને આર્યધર્મશાસ્ત્રોનો એમને અત્યંત શોખ છે; અને તેની પ્રતીતિ આપણને એમનાં પુસ્તકો વાંચતા થાય છે.

**:: એમની કૃતિઓ ::**

| | | સન |
|---|---|---|
| ૧. | ભગવદ્‌ભાવના | ૧૯૦૮ |
| ૨. | વાનપ્રસ્થ | ,, ૧૯૧૧ |
| ૩. | ગૃહસ્થ | ,, ૧૯૧૧ |
| ૪. | દીવોદાસનું દેવાલય | ,, ૧૯૧૭ |
| ૫. | મહાત્મા મહિમા | ,, ૧૯૨૫ |

## રામપ્રસાદ મોહનલાલ શુકલ

એઓ જ્ઞાતે ઉદિચ્ય બ્રાહ્મણ અને વઢવાણ શહેરના રહીશ છે. એમનો જન્મ મુળી (કાઠિઆવાડ) માં તા. ૨૨ મી જુન ૧૯૦૭ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ મોહનલાલ જીવરામ શુકલ અને માતુશ્રીનું નામ દુર્ગાબ્હેન દેવશંકર દવે છે.

એઓ હજુ અપરિણીત છે.

પ્રાથમિક શિક્ષણ એમણે જામ-ખભાળીઆમા અને માધ્યમિક ત્રીજા ધોરણથી મેટ્રિક સુધીનું વઢવાણ શહેરમા લીધુ હતું. કૉલેજ અભ્યાસના પ્રથમ બે વર્ષ તેમણે બહાઉદ્દીન કૉલેજ-જુનાગઢમા ગાળેલાં; અને સન ૧૯૨૮ મા બી. એ. ની પરીક્ષા સંસ્કૃત ઑનર્સ સહિત ગુજરાત કૉલેજમાથી પાસ કરી હતી.

કવિતા, કાવ્યવિવેચના, ખગોળશાસ્ત્ર, ફિલ્સુફી વગેરે એમના પ્રિય વિષયો છે. રામતીર્થ, વિવેકાનંદ, ગાધીજીની અને ખાસકરીને કબીર, મીરાંબાઇ અને બીજા સંતોનાં ભજનોની એમના જીવનપર ઉંડી અસર થયેલી તેઓ જણાવે છે.

ઇંગ્રેજી કવિતાના પુસ્તકોમાં પાલગ્રેવનું 'Golden Treasury' અને વર્ડઝવર્થનાં કાવ્યોએ એમનું શરૂઆતનું કાવ્યમાનસ ઘડવામા સારો ભાગ ભજવેલો.

એમનાં છુટક કાવ્યો 'પ્રસ્થાન', 'કૌમુદી,' 'કુમાર' વગેરેમાં પ્રસિદ્ધ થયલાં છે;. અને તે આખો સંગ્રહ પ્રસિદ્ધ થયે, એમની કવિતાની પરીક્ષા અને તુલના કરવાનું સુગમ થશે.

## રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરીઆ

એઓ જાતે વીસા લાડ વાણીઆ છે. એમનો જન્મ એમના વતન નવસારી ખાતે સવત્ ૧૯૩૭ ના માહ વદ ૭ ને રવિવાર (તા. ૨૦ મી ફેબ્રુઆરી સને ૧૮૮૧) ને રોજે થયો હતો એમના પિતાનુ નામ લક્ષ્મીદાસ મકનદાસ, માતાનુ નામ ગુલાબ એમની પત્ની સૌ૦ પાર્વતી બારડોલીવાળા શાહ ભૂખણદાસ ઇચ્છારામની દીકરી થાય

સરકારી ગુજરાતી શાળામા છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યા બાદ અગ્રેજી કેળવણી એમણે નવસારીમા જ દાદાભાઇ કાવસજી તાતા એ વી સ્કૂલમા તથા સર કાવસજી જ્હાંગીર નવસારી જરથોસ્તી મદરેસામા લીધી હતી એમની સ્કૂલ કારકિર્દી ઝળકતી હતી ગુજરાતી પહેલી ચોપડીથી માડીને મૅટ્રિક સુધી દરેક ધોરણમા ઉપરે નબરે પાસ થઈ એમણે ઇનામો તથા સ્કૉલરશિપો મેળવ્યા હતા અગ્રેજી છઠ્ઠા ધોરણનો તથા મૅટ્રિકનો અભ્યાસ એક જ વર્ષમા પૂરો કરી સને ૧૯૦૦ મા મૅટ્રિક થઈ મુબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાથી "કેમિસ્ટ્રિ અને ફિઝિક્સ" નો ઐચ્છિક વિષય લઈ સને ૧૯૦૪ મા એમણે બી એ ની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી હતી કાને ઓછુ સાભળતા હોવાથી કાયદાનો અભ્યાસ કરવાનો વિચાર એમણે પડતો મૂકયો હતો

કૉલેજ છોડયા પછી એઓ વેપાર ધધામા પડયા હતા કપાસિયામાથી તેલ કાઢવાના ઉદ્યોગની હિંદુસ્થાનમા એમણે પહેલ કીધી હતી તેવી ગિયા પીલવાના ઉદ્યોગના નિષ્ણાત તરીકે ખાસ આમત્રણથી સને ૧૯૧૦મા ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિશન સન્મુખ એમણે જે લેખિત અને મોઢેની જુબાની રજુ કરી હતી તેને માટે કમિશનના પ્રમુખ સર થોમસ હૉલાંડે એમને નીચે પ્રમાણે શાબાસી આપી હતી —

"Thanks very much, Mr Sutaria You have evidently studied your subject very closely If all the witnesses that came before us gave evidence as well as you have done, the task of the Commission would be easy."

એઓ આયાત-નિકાસનો વેપાર પણ મોટા પાયા ઉપર કરતા હતા, અને કેટલાક અમેરિકન કારખાનાવાળાઓના હિંદુસ્થાન ખાતેના સોલ

એજન્ટ હતા. લડાઇ પછી માલના ભાવોમા જે ઉથલપાથલ થઈ તેને લીધે કમનશીબે એમને મોટો ફટકો લાગ્યો, અને એક વેળાની એમની ધીકતી પેઢી, કોઠારી, સુતરિયાની કું. સને ૧૯૨૧ મા બધ પડી. ત્યાર પછી જુદી જુદી દેશી તેમજ યુરોપિયન ઑફિસોમા વેજીટેબલ ઘી ખાતાના મેનેજર તરીકે કામ કરી સને ૧૯૩૧ ના માર્ચમા એઓ નિવૃત્ત થયા, અને હાલ નવસારી ખાતે શાંત જીવન ગાળે છે.

એઓ અચ્છા એમેચ્યોર ફોટોગ્રાફર છે. જ્યોતિષનો પણ એમણે ઉંડો અભ્યાસ કર્યો છે.

નિશાળમા ભણતા હતા ત્યારે એમને માસિકોમા અને વર્તમાનપત્રોમા લખવાનો છંદ લાગ્યો હતો. પણ કૉલેજમા ગયા પછી બૈરીછોકરાંને ભૂખે મારવાનો એ ધંધો એમણે સદંતર છોડી દીધો હતો. ત્રીસ વર્ષ બાદ ધંધામાથી નિવૃત્ત થતી વખતે, એમણે કલમ પાછી હાથમાં લીધી, અને જાણે ગયેલા વર્ષોનો ખંગ વાળતા હોય તેમ આજે બેઠા બેઠા લાંબી ટુંકી વાર્તાઓ લખ્યા જાય છે.

'Astrology of the Race Course' નામનું એમનું અંગ્રેજી પુસ્તક એ વિષયમા રસ લેનારાઓએ સારૂં વખણાયું છે.

એમની જે કૃતિઓ નીચે જણાવી છે તે ઉપરાંત 'સાહિત્ય' માસિકમાં પ્રગટ થએલી બે, 'ફુરસદ' માસિકમા પ્રગટ થએલી અનેક અને બીજી અપ્રગટ નાની મોટી વાર્તાઓનો સારો જેવો જથ્થો એમની પાસે થયો છે, જે હવે પછી પ્રસંગાનુસાર પુસ્તકરૂપે બહાર પાડવાની એઓ ઉમેદ રાખે છે.

## ::એમની કૃતિઓ::

૧ Astrology of the Race Course (અંગ્રેજીમાં, મૌલિક) સને ૧૯૨૫

૨ ઈંદિરા અને બીજી વાર્તાઓ (બંગાળી ઉપરથી અનુવાદ) ,, ૧૯૩૦

૩ શ્રી ( ,, ,, ,, ) ,, ૧૯૩૨

## વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

એઓ જ્ઞાતે ગિરિનારાયણ બ્રાહ્મણ જ્ઞાતિના છે. મૂળ વતની જામનગરના પણ તેમનો જન્મ અમદાવાદમાં થયો હતો. લાંબા સમયથી તેમના પિતા અમદાવાદમાં આવી રહ્યા હતા. એમના પિતાનું નામ હરિકૃષ્ણ અને માતાનું નામ જેકીબાઈ છે. એમનું લગ્ન સં. ૧૯૭૧ માં જામનગરમાં શ્રીમતી અજવાળીબ્હેન સાથે થયું હતું.

અમદાવાદ સંસ્કૃત પાઠશાળામાં એમણે મહૂમ મહામહોપાધ્યાય શ્રી રામકૃષ્ણ શાસ્ત્રીજી પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો અને અલંકાર, વ્યાકરણ, કાવ્ય સાહિત્ય, ન્યાયશાસ્ત્ર, વેદાંત વગેરે એ એમના અભ્યાસના પ્રિય વિષયો હતા.

એઓ એક પત્રકારનું જીવન ગુજારે છે, અને પુષ્ટ સંપ્રદાયના પુષ્ટિ ભક્તિ સુધા અને વૈષ્ણવ ધર્મ પતાકાના ઉપતંત્રી તથા તંત્રી થઈને "શુદ્ધાદ્વૈત" નામનું માસિક હાલમાં સાત વર્ષથી ચલાવે છે. સાંપ્રદાયિક ધર્મના માસિકમાં તે બહોળું વંચાય છે, અને તેમાં આવતા ઐતિહાસિક અને પ્રાચીન સાહિત્યના લેખોને લઈને ઇતર વાચકોને પણ આકર્ષક થાય છે.

ધર્મ પ્રવૃત્તિ ઉપરાંત તેઓ સામાજિક વિષયોમાં ખૂબ રસ લે છે.

કવિ શ્રી દયારામભાઈના અપ્રસિદ્ધ સાહિત્યો પ્રકટ કરવામાં અને સંગીતમાં ગાઈને તેનો પ્રચાર કરવામાં પણ ઘણો ઉત્સાહ ધરાવે છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યના શ્રીસુબોધિની પુસ્તકે એમના જીવનપર પ્રબળ અસર કરેલી છે. વળી માજી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મનમોહનદાસ દલાલ, બી. એ., પાસેથી એમને એમના સેવા કાર્યમાં ખૂબ પ્રોત્સાહન મળ્યું હતું. એમણે વૈષ્ણવ સંપ્રદાય સાહિત્યને લગતાં લગભગ ૩૩ પુસ્તકો એડિટ કરી પ્રસિદ્ધ કર્યાં છે, તેમાં એમનાં લખેલાં નીચે મુજબ છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ ફલપ્રકરણ સુબોધિની | સંવત્ ૧૯૭૧ |
| ૨ શાંડિલ્ય ભક્તિ સૂત્રભાષ્ય | ,, ,, |
| ૩ સિદ્ધાંત રહસ્ય | ,, ,, |
| ૪ આટલું તો કરજો જ | ,, ૧૯૮૨ |
| ૫ શ્રી હરિરાય વચનામૃત | ,, ,, |
| ૬ ન્યાયમૂર્તિનો ચુકાદો | ,, ૧૯૮૩ |
| ૭ શ્રી પુરુષોત્તમજીનું ચરિત્ર | ,, ૧૯૮૫ |
| ૮ પુષ્ટિમાર્ગનો ઇતિહાસ | ,, ૧૯૮૯ |

## હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટિયા

એઓ ન્યાતે વડનગરા નાગર ગૃહસ્થ; અમદાવાદના વતની અને જન્મ વડોદરામાં તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૮૬ (સં. ૧૯૪૨ ના મહા સુદિ ૧૪) રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ વજુભાઈ હીમનભાઈ અને માતુશ્રીનું નામ ઇશ્વરબા હતું. એમનું બીજું લગ્ન સન ૧૯૧૭માં પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવના પુત્રી શ્રીમતી જ્યોતીન્હેન સાથે થયું હતું.

સ્કુલ અને કૉલેજમાં એમની કારકિર્દી યશસ્વી હતી. સન ૧૯૦૬ માં તેમણે ગુજરાત કૉલેજમાંથી તત્ત્વજ્ઞાનનો વિષય લઇને બી. એ. ની પરીક્ષા તે વિષયમાં પ્રથમ નંબરે ધીરજલાલ મથુરાદાસ સ્કૉલરશીપ સાથે પાસ કરી, ત્યાં સન ૧૯૦૭ તથા ૧૯૦૮ માં દક્ષિણા ફેલો નિમાયા હતા; અને સન ૧૯૦૮ માં એમ. એ. ની પરીક્ષા તત્વજ્ઞાનનો વિષય લઇને પહેલા વર્ગમાં પાસ કરીને તેલંગ ચંદ્રક અને ઇનામ મેળવ્યા હતા.

તે ઉપરાંત યુનિવર્સિટી તરફથી હરિફાઈ નિબંધ લખીને કરસનદાસ મૂળજી ઇનામ સન ૧૯૦૮ માં પ્રાપ્ત કર્યું હતું; અને સન ૧૯૦૯ માં તેમણે એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી હતી.

થોડો વખત તેઓ સંયુક્ત પ્રાંતમાં બરેલી કૉલેજમાં તત્વજ્ઞાનના અધ્યાપક તરીકે કામ કરી આવ્યા હતા; પણ દૂર પ્રદેશમાં રહેવાનું અનુકૂળ નહિ થવાથી મુંબાઈમાં આવીને સને ૧૯૧૨ માં મુંબાઈ હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી હતી.

મુંબાઈના વકીલોમાં એમની પ્રેક્ટિસ ધીકતી છે અને નામાંકિત વકીલોમાં એમની ગણના થાય છે. એમની બાહોશી અને કાર્યદક્ષતાને લઈને તેઓને મુંબાઈની બાર કૌન્સિલના સેક્રેટરી ચુંટી કાઢવામાં આવ્યા હતા.

એમના ચાલુ ધંધામાં તેઓ ગુજરાતી સાહિત્ય પ્રવૃત્તિ સાથે સંસર્ગ રાખી રહ્યા છે. મુંબાઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભાના તેઓ ઑનररी સેક્રેટરી છે, અને ગુ. વ. સોસાઇટીને એમણે સન ૧૯૧૪ માં વિલિયમ જેમ્સના મ્હોટા પુસ્તક પરથી 'માનસશાસ્ત્ર' નું પુસ્તક લખી આપ્યું હતું, અને તે ટ્રેનિંગ કૉલેજમાં પાઠ્ય પુસ્તક તરીકે વપરાય છે. વળી તેઓ સાર્વજનિક સેવા કરવામાં પાછા પડતા નથી. વાદરા મ્યુનિસિપાલિટીના છેલ્લાં ત્રણ વર્ષથી તેઓ એક સભ્ય છે.

હમણાં જ સમાચાર બહાર આવ્યા છે કે તેમની ટુંક મુદત માટે મુંબાઇ હાઇકોર્ટના જડ્જ તરીકે નિમણુક થઇ છે. ગુજરાત તે માટે મગરૂરી લઇ શકે.

### :: એમની કૃતિઓ ::

૧ માનસશાસ્ત્ર — સન ૧૯૧૪

## હરિલાલ નરસિંહરામ વ્યાસ

એઓ જ્ઞાતે ઔદિચ્ય ટોળકીઆ બ્રાહ્મણ અને માતરના વતની છે. એમનો જન્મ સન ૧૮૬૩મા તા. ૨૦ મી જુને માતરમા થયો હતો. એમના પિતાનુ નામ નરસિંહરામ શિવરામ અને માતુશ્રીનું નામ બાઈ જેકોર બાપુજી છે. એમનું પ્રથમ લગ્ન સં. ૧૯૩૭મા બાધણી ગામમા સૌ. ગિરજાબ્હેન સાથે થયું હતું; પરંતુ તે સં. ૧૯૪૪મા મૃત્યુ પામતા એમનુ બીજી વારનુ લગ્ન સં. ૧૯૪૭મા સૌ. સરસ્વતી સાથે વડોદરામા થયુ હતું, પણ તે બાઈ અર્ધદગ્ધ હોવાથી એમણે ત્રીજીવારનુ લગ્ન સાત વર્ષની મુશિબતી અને દુઃખમા કાઢયા બાદ સં. ૧૯૫૪મા સૌ. કમળા સાથે કર્યુ હતુ. તે બાઇ મન ૧૯૧૮માં ગુજરી ગયા હતા. એમના બીજીવારના સ્ત્રી હયાત છે. પ્રથમ વારની સ્ત્રીના મૃત્યુ પછી તુરતમા એમના પિતા દેવલોક થયના તેથી એમના મનને આઘાત પહોચ્યો હતો, અને ધર્મ પ્રતિ એમનુ વલણ ગયલું ત્યારથી સાહિત્ય અને ધર્મપુસ્તકોના તરજુમા કરવાનુ શરૂ કર્યું

તેમણે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજનુ સિનિયર વર્ગનુ સર્ટિફીકેટ મેળવ્યું હતુ. આખી જીંદગી શિક્ષક તરીકે ગાળી હતી. હમણા તેઓ રીટાયર થઇને પ્રભુ ભજનમા દિવસો નિર્ગમન કરે છે

એમના રઘુવંશનો તરજુમો બે ત્રણ સર્ગનો 'બુદ્ધિપ્રકાશ' મા તે વખતના તંત્રી ભાલાશંકર ઉલ્લાસરામે છાપ્યો હતો, અને શ્રીયુત છોટા-લાલ નરભેરામ ભટ્ટની ભલામણથી ઑનરરી સેક્રેટરી લાલશંકરભાઈએ એમનાં સંસ્કૃત પુસ્તકોના અનુવાદ રઘુવંશ, કિરાતાર્જુનીય કાવ્ય, શિશુપાલ વધ વગેરે સોસાયટી તરફથી છપાવવા સ્વીકાર્યું હતુ.

આ ભાષાન્તરો દ્વારા પણ તેઓ સાહિત્યના કેટલા સાચા અભ્યાસી છે, તે દેખાઇ આવ્યા વિના રહેતુ નથી. સંસ્કૃત કાવ્ય સાહિત્યના અભ્યા-સીને આ ગ્રંથો દીવાદાંડીરૂપ થઇ પડે તેવા છે.

### :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧. | શ્રીમદ્ ભગવદ્ગીતા અને અષ્ટાવક્રગીતા ગુજરાતી કવિતામા ભાષાન્તર | સન ૧૮૯૨ |
| ૨. | રઘુવંશ (ગુ. કવિતામા ભાષાન્તર) | ,, ૧૮૯૭ |
| ૩. | કિરાતાર્જુનીય કાવ્ય (ગુ. ટીકા સાથે) | ,, ૧૯૦૩ |
| ૪. | શિશુપાલવધ-પૂર્વાર્ધ- ,, | ,, ૧૯૦૮ |
| ૫. | ,, -ઉત્તરાર્ધ- ,, | ,, ૧૯૧૦ |
| ૬. | શ્રી યજુર્વેદીય પુરુષસૂક્ત (ગુ. ભાષ્યરૂપ) | ,, ૧૯૩૩ |

# ૧૯૩૨ ની કવિતા

૧

માનવજીવનના સામાજિક અને રાજકીય પ્રશ્નો હાલમા વધુ નવીન અને વ્યાપક રૂપે ઊભા થયા છે કવિઓ એ સૌના સ્વાભાવિક ઉદ્ગાતા છે કવિતા જેમ યુગયુગની પ્રતિચ્છાયા છે તેમ ધાત્રી યે છે એટલે પ્રત્યેક સાચો કવિ ઇરાદાપૂર્વક યુગકવિ ન બને તોપણ સહજપણે યુગકવિ હોય છે.

ભક્તકવિઓ, સમાજસુધારક કવિઓ, રાષ્ટ્રકવિઓ, પ્રકૃતિના ગાયક કવિઓ એ બધા પોતીકા યુગના પ્રતિનિધિ સરખા છે. કવિતા એ કારણે યુગયુગનો રમ્યઇતિહાસ છે.

જે ચેતનયુગ છેલ્લી વીસીથી શરૂ થયો છે તેની છાયાઓ આજે ગુજરાતની કવિતામા ઊતરી છે. પ્રારંભની પ્રચારકામી કૃતિઓ ઓછી થઈને યુગગુણવતી કવિતા કલારૂપે જન્મી છે.

કવિતાનુ ક્ષેત્ર જીવન જેટલુ વ્યાપક છે. કુટુંબના દૈન્ય, સમૃદ્ધિ અને સુખશાન્તિથી માડીને રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય દૈન્ય, સમૃદ્ધિ ને સુખશાન્તિ સુધીનો પ્રશ્ન કવિતાક્ષેત્રનો છે. વતનની કુદરતથી માડીને દેશપરદેશની કુદરત ગાવાનો પ્રશ્ન કવિતાનો છે. આજે પ્રથમનો પ્રશ્ન ઊકળતા ચરૂ પર ચડે છે પણ કવિઓ દ્રષ્ટા તરીકે બેસી રહેતા નથી. તેઓ તો કળાકૃતિઓ દ્વારા ભાવિ દૃષ્ટિને વર્તમાનમા આકર્ષે છે. આ રીતે સાહિત્ય, શિલ્પ, નૃત્ય, ચિત્ર અને પ્રજાના હુન્નરઉદ્યોગો યુગગુણયુક્ત કળામય રૂપ ધારણ કરે છે.

કવિતાના કળામય રૂપો હજુ શ્લોકબદ્ધ ટૂંકા કાવ્યો તરીકે છે એ ખરૂ, પરંતુ પૂર્ણ કળાનું પ્રફુલ્લ કાંઈ મહકા સંભવતુ નથી; કેમ જે પૂર્ણ સ્વરૂપ તો માનવજાતિના સંસ્કારી કલ્પનાજીવનના સંપૂર્ણ રસાનુભવનું સર્જન છે. છતા આ નાજુક ઘરદીવડાં ખોટા તો નથી જ.

હવે પ્રસ્તુત વિષય પર આવીએ.

૨

હાલ જે નવા લેખકો કવિતાપ્રદેશ ખેડી રહ્યા છે તે બધા યુવાનો છે અને તેમના પીંછને ભરેલા યુગપ્રાણની સ્પષ્ટ અસર આ વર્ષની કાવ્ય-

કૃતિઓમાં પ્રવેશી છે ભાવનામય સ્પષ્ટ વિચારસૃષ્ટિ અને સરળ પ્રવાહી ભાષાશૈલીમાં અગ્રપદે જેમ ભાઈ રામપ્રસાદ શુક્લ આવે છે તેમ ભાઈ ‘સુન્દરમ્’ પણ પોતાના નિરાળા વ્યક્તિત્વથી વિશિષ્ટ સ્થાન ધરાવે છે

યૌવનની તાજી તાજપ, સ્વાર્પણની ધગશ, સેવાભાવ, આદર્શ સ્વપ્ન દૃષ્ટિ અને વિચારસૃષ્ટિ, ઊંચી મહત્ત્વાકાંક્ષા, વણમ્હોરી કલ્પનાઓ, ઊંડા અનુકંપનો, એ બધું આજના યુવાન કવિઓની કૃતિઓમાં દેખા દે છે, તથા એ સૌ વચ્ચે આત્મનિરોધનની ગંભીર પ્રજ્ઞાનો પ્રવાહ સુવર્ણના તાંતણા જેમ સોંસરવો વહે છે તે સાથે આદર્શ જીવનની ભાવનામયતા પણ ગૂંથાએલી રહી છે સમયવ્યાપી અહિંસાધર્મને અંગે બુદ્ધપૂજા, દીન જનોની દયા અને આપભોગની અર્પણા વિશેષ રૂપે પ્રગટે છે

શ્રી ખબરદાર અને શ્રી ‘શેષ’ તો સિદ્ધકર્મ ના ... છે ને ગૂજરાત વિખ્યાત છે યુવાન કવિઓમાં અગ્રણી ભા. શ્રી ચન્દ્રવદનની શક્તિઓ પણ જૂજવી જીવનપ્રવૃત્તિઓમાં થઈને નવીન સ્વરૂપો સરજાવતી રહે છે ભાઈશ્રી રામપ્રસાદ તેમજ કૃષ્ણલાલ શ્રીધરાણી અને ઉમાશંકર હજી છેલ્લાં વર્ષોમાં જ પત્રો દ્વારા પ્રકાશિત થયા છે ... બીજાના પ્રમાણમાં એમના કાવ્યગુણો અધિકાંશે ચડિયાતા છે ઉમાશંકર ઈન્દુલાલ, સુન્દરમ્, સુન્દરજી ગો. બેટાઈ અને મનસુખલાલને ... પોતાના પ્રદેશમાં પાંખો ફફડાવી છે એ સ્તુત્ય છે કવિતા પોતે પૂર્ણ આનંદભરી છે એને જ વિશેષ સેવ્ય છે એમ મનાય તો જ કાવ્યોની સિદ્ધિસિદ્ધિ વધે ગૂજરાતના ક્ષેત્રફળ અને પ્રજાવિસ્તારના પ્રમાણમાં કવિસંખ્યા અતિશય જૂજ છે ગૂજરાતની કવિતા કૃશાંગી મટી પૂર્ણપુષ્ટાંગી બને એ માટે ... લેખકો, પત્રકારો અને ધનિકો પોતપોતાનો યથેચ્છ ભાગ લેશે તો એ પાકસમય બહુ દૂર નથી આજે તો આ સરસ બીજાંકુરો જોઈને જ રાચીએ

એક રીતે જેમ ‘નોનસેન્સ’નું ટાંચણું ઓછું થયું છે અને તેને બદલે ધીરગંભીર ભાવોવાળી કવિતા જન્મી છે તેમ બીજી રીતે છેલ્લાં વર્ષોમાં જણાતો ઉત્તમ રસગીતોનો અભાવ પણ દરિજવાયોગ્ય નથી વિષયોનું વૈવિધ્ય આવ્યું છે એ ખરું, પરંતુ છંદવૈવિધ્ય બહુ જ ઓછું છે પ્રધાનપણે અગેય પૃથ્વી છંદ રહ્યો છે બીજા પ્રચલિત છંદોમાં નવીનતા લાવવાના પ્રયત્ન પણ થયા છે લેખનશૈલી સંયમભરી ને વિવેકવતી, એટલે સૌમ્ય સંસ્કારવાળી બની છે જોકે જોઈએ એવી ભવ્ય નહિ તો બનવાની તો છે જ રસ અને અલંકાર આ ... છે પરિણામે કૌમુદીકાર પોતાના વાર્ષિક સાહિત્યાવલોકનમાં

જણાવે છે તેમ કવિતા કૃશાંગી છે. તોપણ આપણે કહી શકીએ કે એમાં ગંભીર જેટલું ઊંડાણ અને તેટલો જ શાન્ત સ્વચ્છ વેગ નજરે પડે છે.

સશોક કહેવું રહે છે કે ઉત્તમ રસગીતોના અભાવ જેવડો જ અભાવ સ્ત્રીકવિઓનો છે. ગૂજરાતે પોતાની કન્યાઓને કવિતાકલામાં પ્રેરવાનો અને પ્રવેશ કરાવવાનો સમય ક્યારનો ય આવી પહોંચ્યો છે. વારસો છે, સંસ્કાર છે, રસજીવન છે તો કવિતાકળા કેમ ન હોય? અને આટલી ઊણપો સત્વર પૂરાશે એ આશા વ્યર્થ નથી.

દેશળજી પરમાર

…, પર્વતો ગગન ઘેરી ગોળા ભમે,
…ઘનાગ સૌ ઝણઝણે લટી પ્રેમને
…ના, શિશુસ્મિત વિષે, પિતાઅંકમા,
…ીના, મને સુહૃદ ભાઇભાંડુ તણા.

…સ નથી શુ આ વિભવ માનવીને મળ્યો?
તુજ પ્રેમનુ અંગ એ નથી? કે મથે
…વધુ પ્રમાણના કરમ, કિહાથી, કયારે અને
વિફળ શોધમા બડબડી ઊંડે ને બળે?

બિન્દુ જળનુ લહે કદી ય માપ સિંધુ તણું,
ગાટ-ઉરમા વસે બ્રહ્મ નથી જ શુ એટલું?

**રામપ્રસાદ શુકલ**

## સ્મારક

(પૃથ્વી)

નહીં ફુલછડી? સુગંધીમય પાખડી? કે ઘડી
શિલા શકલને અમોલ વદને ય વાચા દઉં?
વિરાટ નભમાળથી ચકચકિત તારા લઉં
ધરું ચરણમા? પરોવી રચું નવી દીવડી?

સહસ્રકિરણાવલિરચિત દીપતી રાખડી
યથા અખિલ વિશ્વના પરમ પરતત્ત્વો સહુ
તણા અચલ ચિત્તની જ સ્મૃતિ એક તારી ચહું,
કિયુ રચુ કહે? અનંત યુગમાંજથી યે વડી!

હતી રમતીઆળ તુ—અગ્ર નાન ગંગોદક—
સદા પતિતપાવની, કમલરેખ શી કિન્નરી,
વહી ઘન ગભીર નિત્ય મુજ ઝરને નિર્ઝરી,
ઉડત જગતાતની અતિ વિશાળ આ કલ્પના

સમી, તુજ મમે કઈ નવીન હું રચું ભાવના?
'ઈલા' શબદ એક એ જ નથી ભવ્ય શુ સ્મારક?

**ચન્દ્રવદન મહેતા**

## ઉમા-મહેશ્વર

(શિખરિણી)

'અરે ભોળા સ્વામી ! પ્રથમથી જ હુ જાણુતી હતી,
ઠગાવાના છો જી જલધિમથને વ્હેચણી મહીં
જુઓ ઈન્દ્રે લીધો તુરગમણિ ઉચ્ચૈશ્રવસ ને,
વળી લીધો ઐરાવત જગતના કૌતુક સમો

લીધી કૃષ્ણે લક્ષ્મી, હિમસમ લીધો શખ ધવન,
અને છૂટો મૂક્યો શશિયર સુધાના કિરણુનો
બધાએ ભેગા થૈ અમૃત તમને છેતરી પીધુ,
અને ' ભૂલે ! ભૂલે ! અમૃત ઉદધિનુ વસત શી ?
રહી જેના ભાગ્યે અનુપમ સુધા આ અધરની !'

'રહો, જાણ્યા એ તો ! જગમહીં બધે છેતરાતે
શીખ્યા છો આવીને ધરની ધરણી એક ઠગતા
બીજુ તો જાણે કે ઠીક જ, વિષ પીધુ કયમ, કહો ?'
'બન્યુ એ તો એવુ કની સખિ ! તહીં મથન સમે

દીઠી મે આલિંગી જલનિધિસુતા કૃષ્ણતનુને,
અને કાળા કંઠે સુભગ ઉર એવો ભજી રહ્યો,
મને મારા કંઠે મન થયુ બસ્ એ રંગ ધરવા
મૂકી જો, આ બાહુ ધનમહીં ન વિદ્યુત્ સમ દિસે ?'

તહીં આખે વિશ્વે પ્રણયધન નિઃસીમ ઉલટ્યો,
અને એ આશ્લેષે વિષ જગતનુ સાર્થક બન્યુ
'રૂપ'

## પ્રેમવિભવ

(પૃથ્વી)

અનન્ત તુજ આશિષો અમ પરે પ્રભો ઊતરી,
વહે પવન, પાણી, તેજ રમતુ રહે વિશ્વમા,
સ્ફુરી જીવનચેતના દિન દિને ટકે જે વડે,
અહો ! નજર લાગી ? જન અમપ્ય દરપો કરે

નદી, ઉદધિ, પર્વતો ગગન ઘેરી ગોળા ભમે,
અને હૃદયતાર સૌ ઝણઝણે લહી પ્રેમને
પ્રિયાનયનમાં, શિશુસ્મિત વિષે, પિતાઅંકમાં,
ઉરે જનનીના, અને સુહૃદ ભાઇભાંડુ તણા.

પિતા ! બસ નથી શું આ વિભવ માનવીને મળ્યો ?
પ્રમાણ તુજ પ્રેમનું પ્રકટ એ નથી ? કે મથે
અહમ્ વધુ પ્રમાણવા કયમ, કિહાંથી, કયારે અને
પછી વિફળ શોધમાં બડબડી ઉકે ને બળે ?

ન બિન્દુ જળનું લહે કદી ય માપ સિંધુ તણું,
વિરાટ-ઉરમાં વસે બસ નથી જ શું એટલું ?

રામપ્રસાદ શુક્લ

## સ્મારક

*(પૃથ્વી)

લઉં ફુલછડી ? સુગંધીમય પાખડી ? કે પડી
શિલા શકલને અબોલ વદને ય વાચા દઉં ?
વિરાટ નભમાળથી ચકચકિત તારા લઉં
ધરૂં ચરણમાં ? પળેપળ રચ્યું નવી દીવડી ?

સહસ્રકિરણાવલિરચિત દીપતી ગાખડી
થકી પ્રથિત વિશ્વના પરમ પંચ તત્ત્વો સહુ
તણા અચલ ચિત્તની જ સ્મૃતિ એક તારી ચહું;
કિયું રચું કહે ? અનંત યુગગાજથી યે વડી !

હતી રમતીઆણ તું—સરલ શાંત ગંગોદક—
સદા પતિતપાવની, કમલરેખ શી વિસ્તરી,
વહી ઘન ગભીર નિત્ય મુજ જીવને નિર્ઝરી,
ઉડંત જગતાતની અનિ વિશાળ કે કલ્પના

સમી, તુજ અમે કંઈ નવીન હું રચું ભાવના !
'બ્હેન' શબ્દ એક એ જ નથી ભવ્ય શું સ્મારક !

ચન્દ્રવદન મહેતા

## વિશ્વતોમુખી

(ઉપજાતિ-વંશસ્થ)

હિમાલયે મસ્તકનાં ઉશીકાં,
ને બાહુ બીજે જલ ગંગ-સિંધુનાં,
સહ્યાદ્રિશૃંગે પગ એક ટેકવી,
ઝંખ્યા કરું દર્શન ભાગ્યઇન્દુનાં

વંટોળ ઊડે મરુભોમના ઉરે,
સ્મિતે શમાવું સ્વર્ગ-મંજુ-કલ્પને,
ને વિન્ધ્યના શૈલશૃંગે વીંધાઉં,
તો યે હસું જાગ્રત સ્વપ્નમિયને

ને એ ક્ષણે તો લઘુ માનવી મટી,
બની રહું રાષ્ટ્ર-વિરાટ-ચેતના,
પ્રજાપ્રજાના ઉર-સ્પંદ-તાને,
ગૂંથી રહું ઊર્મિન ઐક્ય-પ્રેરણા

ઉગન્તો તારકશબ્દપોથી,
ને પ્રેમધારા વહું વિશ્વતોમુખી

ઉમાશંકર જોષી

## વ્યોમ-તુંબડું

(ઉપજાતિ-વંશસ્થ)

ત્રિમનકરો કરી માનદંડ,
પ્રકાશની તારનથી મઢી લઈ,
અનન્ત ભાનુ તણી આંગુલી કરી,
અશ્વિનીએ નાદ કર્યો પ્રચંડ:

'વિરાટ' તારું જયગાન ગાવા,
તંબૂરનું એક અનન્ત તુંબડું
દઈ શકે તો મુજ હસ્તમાં મૂકું,
સંગીત એ શાશ્વતને શમાવા.'

વિરાટનું સોણલું તો સરી પડ્યું;
ધીમે રહી અંતર ખોલી આપ્યું;
અનન્ત એવું અવકાશ વ્યાપ્યું,
અશ્વિનીને સાંપડ્યું વ્યોમ-તુંબડું.

સંગીતના શાશ્વત બોલ થીજતાં
તારા બની તુંબ મહીં દીવા થતા !

કૃષ્ણલાલ શ્રીધરાણી

## બે ભાવનાઓ

( પૃથ્વી )

ભલે—યદિ જવું ગમે જ-સ્મિત લક્ષ્મીના ઓસરી,
સુવર્ણતણી કાન્ત કાન્તિ મળી જાય માટી મહીં,
હીરા રતન ને મણિ પથ તણી બનો કાંકરી,
પરંતુ અમલું પ્રસાદમય હાસ્ય પાવિત્ર્યનું
થજો ન કદિ ઝાંખું, ના મલિન એ કદિ યે થજો,
નિરંતર પ્રસન્ન પદ્મસમ અંતરે એ હસો.

ભલે સકળ વિશ્વનાં વિષ જ્વલંત ને કારમા
સુખે જગત ઠાલવે મુજ મુખે, અને દાહના
દુઃખે અણુઅણુ બને વિકલ વ્યસ્ત છો માહરા;
પરંતુ ધરશો નદિ હૃદય વજ્રકાઠિન્યને,
સુકાઇ ઉરથી જશો ન કદી પ્રેમની નિર્ઝરી,
વહી વહી વિશાલ વિશ્વપટ નિત્ય ભીંજાવતી.
રહો વિષસમુદ્રમાં અમૃતપૂર્ણ મંદાકિની,
અનંત સ્મિતના તરંગ પર ભદ્ર વિસ્તારતી.

પૂજાલાલ

## શહાદત

(પૃથ્વી)

મશાલ સળગાવી મૂઢ દુખિયા જનો દૂરવા,
પ્રફુલ્લ તુજ સ્વપ્નની—જીવનના—અધૂરી કળી
અસંખ્ય કચડાયના અપનની થવા પ્રેરણા,
દીવેલ ખૂટતા બનિ બની જજે મશાલે ચડી

ફુગાવ તુજ કલ્પ સૃષ્ટિ સજવા નવા આયુધો,
નવા સરજનો વિના ક્યમ શમે ક્ષુધા ક્રાંતિની ?
નવા સરજનો વિના પ્રતીતિ રે, થશે ભ્રાંતિની !
મરી જીવવુ એ વૃત્તિ જીવી રહ્યા નવા સર્જનો

નહિ સૂરજના વિના ધરતી રૂપ ધારે નવુ,
નથી રજની દીસતી મધુરની વિના ચંદ્રિકા,
લીલોતરી વિના સુધા પ્રકૃતિમા નથી ઊગતી,
નથી નર સ્વતંત્રતા તણુ કદી શહીદો વિના

શહાદત બની જજો જીવનની મજા જે ઘડી,
જયંત કરવા તને જગ સિંહાસને ઉતરી
સ્માન રચશે દ્યુતિ !

ઇન્દુલાલ ગાંધી

## વિશ્વ અને વ્યક્તિ

(વસંતતિલકા)

ઊંચે નીચે સહુ દિશે પ્રસર્યું અપાર
આ શું બધું નિરખું જે મુજ આસપાસ ?
હું ક્યાં ઊભો ?—મુજ નિવાસ કહ્યાં પ્રમાણ ?
ચોપાસ વ્યાપ્ત સઘળું દિસતું અજાણ્યું

આ ઝાડ ડુંગર અનન્ત અગાધ વ્યોમ,
તારા અસંખ્ય ઘન વાદળ સૂર્ય સોમ,
સમ્બન્ધ શો અમ્મન સાથ હશે મહારો,
અદૃશ્ય સૂત્ર મહીં સર્વ પરોવનારો ?

કુદાડુ કાંકરી પડ્યે જનમાં તણાય,
કાંઠા ભણી પગપગે સગડુ જણાય,
'હું' શન્ય-સાગર-જલે પડતાં શું પામ્યુ
વિસ્તાર વિશ્વતણો વર્તુલ ?—કેમ જાણુ ?
'હું' મધ્યબિન્દુ મટતાં, પ્રભ યો 'હું' થી જે
આકાર વર્તુલનણો, મટી શુ જશે તે ?

**નલિન મણિશંકર ભટ્ટ**

## જીવનધૂપ

(વ શસ્થ)

(૧)

ઉદ્યાનમાં મંડપ સ્તંભના
રોપ્યા, રચી મે ચન્દનવર્ણવેદિકા,
રંગોળીની રમ્ય પૂરીને આકૃતિ,
નાચે પતાકા સ્તનતોરણાવલિ

હોમ્યા હવિષ્યાન્ન ઘૃતાદિ કે બલિ,
પ્રદીપ્ત જ્વાલા ક્રતુની ભભૂકતી,
ભંડાર હોમ્યા ધનરાશિદાનથી
સુગંધ વ્યાપી નભ યજ્ઞધૂપની

(૨)

પ્રભાતને બ્રાહ્મમુહૂર્તકાળ હું
એકાંતમાં મંદિરદ્વાર ઠેલતો,
જલાવતો સપ્તશિખાની આરતિ,
સ્તોત્રો સંગોગાન તણા અલાપતો

જલે તહીં નિશ્ચળ દીપજ્યોતિઓ,
ચેતાવતો અન્તર—દીવડો ઉરે,
એકાત્મતા પુણ્ય—સ્વરૂપ પામતો
સુગંધ વ્યાપી ઉર જ્ઞાનધૂપની

(૩)

નદી નહેરે સુ-રસાળ ભૂમિમાં,
અનંત મેં બીજ સુવર્ણ વાવિયાં;
લચી રહ્યાં ખેતર પાકભારથી,
સંધ્યા નમી, મોલ લણ્યા કણેકણ.

અને હવે ધાન્ય તણા મહાગિરિ
સુવર્ણવર્ણા મૃદુ સાધ્યતેજથી
રચ્યા, ધર્યા એ તુજ પાદયુગ્મમાં;
સુગંધ વ્યાપી જગ કર્મધૂપની.

તનસુખ ભટ્ટ

## અર્ઘ્ય

(મંદાક્રાન્તા)

જંપ્યો શું એ પ્રલયજ્વર તાપે તપેલો પ્રબુદ્ધ ?
મીંચાયાં શું વીજળીનાગુખા વેરતાં ઉગ્ર નેન ?
કૈધાઈ શું અહીં પડી ગયો રુદ્ર આત્મા અચેન ?
કે બૂઝાઇ પ્રજ્વલિત શિખા ક્રાન્તિની કર્મશુદ્ધ ?

આજે હૈયાં વિગલિત બની નેણુ આંસુ નીગાળે,
શા રેલાવે હૃદયભારની વેદનાના વિલાપ !
રોળો શાને વિફળ નયનાશ્રુ કરીને પ્રલાપ,
છાંટયાં એણે તન-રૂધિરને રાષ્ટ્રસંક્રાન્તિકાળે:

હોમ્યું જેણે નિજ શરીરને દેશકલ્યાણયજ્ઞે,
રાખ્યો વિશ્વે સજીવ ઉજળી ભાવનાનો હુતાશ;
વેર્યો જેણે યુગજીવનની પ્રેરણાનો પ્રકાશ,
પોંખાયો એ પ્રિય સ્વજન, સૈનિક સ્વાતંત્ર્યલગ્ને.

ચોળી એણે યુગશરીરને ભસ્મ શોણિતભીની,
તોડી એણે જડ જીવનની શૃંખલા પૂર્વજોની.

ચમનલાલ ગાંધી

## ........ને

અહો ! તુજ વધામણે પ્રકૃતિ આજે શી શોભતી !
ઝૂમી કુસુમનાં રહ્યાં વિવિધ આજ શાં ઝૂમખાં !
ધસું ઝટ હું મ્હાલવા ઉપવને ફુલો વીણવા,
અને કુસુમગ્રન્થિથી ચરણ તાહરા પૂજવા.

ગુલાબ લઉં ? ના, કપોલ તુજ રમ્ય એથી ઘણા;
મૃણાલ ? નહિ ફુલ્લ એથી તુજ નેત્ર સોહામણાં;
લઉં શું બટમોગરો ? નહિ જ; ચંપકો ? ના, નહિ;
શિરીષ ? નહિ;—માલતી ? નહિ જ; માળ મન્દારની ?

ખસો, કુસુમ શી વિધે કુસુમમસ્તવશીને ઉરે
વસે ? ઇતરને ભલે કુસુમ સર્વ એ રીઝવે;
હું તો મુજ અધૂકડા, ખટમીઠા જ શબ્દો ગૂંથી,
પદે તુજ મહેશ્વરી ! હૃદય ભાવભીને ધરી
કૃતાર્થ મુજને ગણીશ, સુરસંઘશું સ્પર્ધતો.

કૃતાર્થ નહિ કેમ હું કવિ અને કલાકારથી ?
હું તો અનુભવીશ આજ સહુ તેમની કલ્પના !
કળા કવનની અને પરમ સત્ત્વ તું શિલ્પનું,
સદેહ મુજ શૂન્ય આ સદન આજ ઉજાળશે !

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

## દિવ્યત્રયી

(વસંતતિલક)

સૌન્દર્યની સરિત સૂક્ષ્મ સદા વહન્ત,
ત્હેમાં અનન્ત રમતા શુચિ પ્રેમદીપ;
પ્રત્યેક ઊર્મિ નવલું સ્મિતગીત ગાતી,
પ્રત્યેક દીપ નવજ્યોત રહે વિલાસી.

સૌન્દર્યની અંવનવી મુજ ઊર્મિ મ્હેં તો
જાણી 'સદાય' 'તુજને;' મુજ પ્રેમદીપ

આત્મા તણા અમલ સ્નેહ વડે સચેત;
વ્હાલી, સુમંગલ સદા તુજ ચારુ ગીત.

હું લેખતો પરમ જીવનધન્યતા એ,
તુ લેખજે પરમ આશિષ ઈશની એ;
આહ્લાદ-ઈન્દુ નિજ જ્યોતિ તણો પ્રસાદ
વર્ષાવતો વિમલ જીવન વિશ્વમાંહે.

અનુષ્ટુપ

સૌન્દર્ય, પ્રેમ, આહ્લાદ વિશ્વની દિવ્ય એ ત્રયી,
આપણા જીવને આજે પેખ, ગૂંથાઈ શી રહી!

**સુંદરજી ગો. બેટાઈ**

## પતંગિયું અને ગરુડ

(શિખરિણી)

અહો નાના અંગો,
શું કે સર્વે રંગો જગતભરના આંહી ભરિયા,
ઉષા, સન્ધ્યા, પુષ્પો, વિહગ, નભનાં વાદળ થકી
અહીં વીણીવીણી મૃદુલ કરથી, જ્યોતિ લપકી,
અહીં નાનાં અંગે સચર પ્રભુએ પાય ધરિયા!

અનંતે વૈવિધ્યે,
પ્રભુની સાન્નિધ્યે, કુસુમભવનોમાં વિહરતું,
કુળી પાખોવાળું, પરમ મૃદુતાના અણુ સમું,
અહો શું ઊડે આ મુખથી ખરીઉં હાસ્ય પ્રભુનું!
હશે ક્ષુદ્રે દેહે સફળ કયમ એ જીવ્યું કરતું?

(પૃથ્વી)

શું એ મનુજ આંખને રીઝવી હર્ષને આપવા
ઊડે કુસુમ એકથી અવરપે રસો ચાખવા?
ભરી ઉદર જીવવું, અવર કામ એને ન શું?
નહિ, નહિ જ, એમ જીવન ન એહને રૂચતું!

(સોરઠા)

પ્રજળે દીપકજ્યોત, પ્રજળે ઉરમાં ઝંખના;
દીપકજ્યોતે અંગ હોમે પ્રાણ પતંગિયું.

(શિખરિણી)

અહો કેવી આંખો!
અને આ શી પાંખો ગગનતલને બાથ ભરતી!
બધા ભાવો સત્તા, વિજય, મહિમા, શ્રેષ્ઠમયતા
તણી આ મૂર્તિ શું પ્રગટ! પ્રભુ કેવો રચયિતા
હશે જેણે સર્જી પ્રખર બલની રુદ્ર મુરતિ!

ઊંડાં તે આકાશે,
દિગન્તોની પાસે, ગિરિવરતણા ઉચ્ચ શિખરે,
અહો જેને રહેવા, ઊડણ કરવા, નિત્ય ભમવું
મહા વેગે, તીણા સ્વરથી સઘળું વિશ્વ દમવું;
મહોન્મત્તી એવો ગરડ જગમા કેમ વિહરે?

(પૃથ્વી)

શું એ નિજ દમામથી જગતજીવને શક્તિનો,
સદા નિજ વિહાર શુદ્ધ ગિરિશીર્ષ ઉત્તુંગનો
દઈ પ્રખર પાઠ, ઉચ્ચ શિખવાડનો જીવવું?
નહિ, નહિ જ; ભાવ એ પ્રખર ક્યાથી ભૂખ્યા કને?

(સોરઠા)

ઊઠે તીણી ચીસ, પંજે પકડયું પંખીડું;
હૈયું ચીરી ક્રૂર ભરખે બીજાંને ગરડ.

(શાર્દૂલવિક્રીડિત)

જે જીવે રસ પુષ્પનો રજ ચૂસી ડંખે ય ના ત્યાં પડે,
ને જે જીવન કાજ જીવ ભરખી ત્રાસે ભરે સૃષ્ટિને;
રે સૃષ્ટિક્રમ જીવવા _ અવરને સંહારવાનો ખરો,
કે અર્પી નિજ દેહ ને પ્રણયના ઓજે સૂવાનો ખરો?

'સુન્દરમ્'

## ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો પાર ?
કાળા ભમ્મર જેવાં પાણી,
જુગ જુગ સંચિત રે ' અંધાર;
સૂર્ય ચન્દ્ર નહિ, નહિ નભજ્યોતિ
રાત દિવસ નહિ સાંજ સવાર:
મારી નાવ કરે કો પાર ?

ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઑથાર;
અધડૂબી દીવાદાંડી પર
ખાતી આશા મોતપછાડ:
મારી નાવ કરે કો પાર ?

નથી હીર, નથી માણેકમોતી,
કનક તણો નથી એમા ભાર;
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા
તારી કોણ ઉતારે પાર ?
મારી નાવ કરે કો પાર ?

'સ્નેહરશ્મિ'

## વિષાદ

(પૃથ્વી)

મને અવગણો, તજો, નવ કદી ય સંભારજો,
વહે નયન અશ્રુધાર નવ લૂછવા આવજો;
અનેક અર જામિયાં ઉર અશાન્તિનાં, ભેદવા
પ્રયત્ન કરશો નહિ; સુદૃઢ એ ભલે સૌ રહ્યાં.

સુકોમલ ન ભાવ દૂર જડતા કરીને ફરી
પ્રસુપ્ત સ્મરણાબ્ધિમાં નવતરંગને પ્રેરશે;
સ્પૃહા ન તમ સંગની, ન કરવી રચે ગોઠડી,
વિલુપ્તગતકાલભસ્મ ઉરમાં પડી સંઘરી.

વહાવી સહુ ભાવ આ હૃદય શૂન્ય શાને કરૂં ?
વિભક્ત કરીં શોકભાર નવ લેશ ઓછો કરૂં.
સુણાવી કથની ન દુઃખ ચહું હું જરી ભૂલવા;
પડેલ જખમો તણા વ્રણ દઇશ ના દેખવા.

હું દૂર તમથી જઈ પરમ શાન્ત એકાન્તમાં
રહી, લખીશ શોકગીત મુજ ચિત્ત સંતર્પવા.

'बादरायण'

## મૂર્છા

(પૃથ્વી)

જતી રજનિ, તારલા પરવરે જુદા દેશમા,
થયા ગુલ પ્રકાશ, નેહ મમતા મળે લેશ ના;
નિરાશ્ર નભ, એકલી અટૂલી મ્લાન ચન્દ્રી રડે,
પડે ગગનગોખથી ય, સહસા ક્યાં એ ! પડે.

ઊંડું લહરી નિઃશ્વસે થથરતી ડૂબે સાગરે,
ગુલાબકળી આંખથી ડળક બે હિમાશ્રુ ખરે;
બધે કરુણતા ભરી, રુદનજોસ રહેવાય ના,
અથાગ દિલઆર્તિનાં પૂરજુઆળ રોકાય ના.

ઊડે ચીસ અફાટ એ ! કકળતી તહીં કારમી,
પડે તરફડી ચકોર તરુડાળથી એક ત્યાં;
ડૂમો ઉર અશબ્દ, અન્ધ નયનો ત્યજે ચેતના,
દશે દિશ કરાલ કો નીરવતા જ મૃત્યુ તણી.

તદા મુજ નસે નસે, રુધિરસેર થીજી ગઈ,
અને ઘટઘટે ચઢી સઘન મૂર્છના દર્દની.

શિરીષ શેલત

## દીવાદાંડી

(મંદાક્રાન્તા)

જાતા જાતા સફર મહીં આ સિંધુના માર્ગ માંહી,
છૂપા ઊભા ખડક તહીં જે કાળ શા નાવ કેરા!
તૂટ્યા જહાજો, ઝઝૂમી મરિયા જે ખલાસી બધા ત્યાં,
દીવાદાંડી સ્વરૂપ ઝળકે પ્રાણ શું સર્વનો આ?

દૂરેથી કો જલધિજલના માર્ગમાં નાવ આવે,
સંદેશાઓ ચમકી ચમકી વ્હાણુને એ કહાવે,
ના ના, ના ના, અહીં નહિ, અહીં કાળ ઊભો લપાઈ,
તારૂં આંહી જીવન સઘળું—પ્રાણ જાશે હરાઈ

સંદેશાઓ ઝબકી ઝબકી આવતા પ્રાણ કેરા,
સૂણીને સૌ દિશ બદલતા નાવ ફેરી ખલાસી,
જાતાં મારૂં જીવન-જલધિ-માર્ગ જો નાવ તૂટે,
દીવાદાંડી બની રહી તહીં ચેતવું સૌ પ્રવાસી

પ્રહ્લાદ પારેખ

